॥ ओ३म् ॥

# સ્વામી દયાનંદ

## (જીવન ચરિત્ર)



: લેખક :


દયાલ મુનિ આર્ય



<u>પ્રકાશક</u>

વાનપ્રસ્થ સાધક આશ્રમ, આર્યવન, રોજડ

પો. સાગપુર, જિ. સાબરકાંઠા, ગુજરાત-૩૮૩૩૦૭.

**વિદ્યાલય :** ✆ (૦૨૭૭૪) ૨૭૭૨૧૭, (૦૨૭૭૦) ૨૫૭૨૨૪, ૨૮૭૪૧૭

**આશ્રમ :** ✆ (૦૨૭૭૦) ૨૫૭૨૨૦, ૨૫૭૨૨૩

E-mail : darshanyog@icenet.net

Website : www.darshanyog.org





**પ્રકાશનતિથિ : ચૈત્ર, ૨૦૬૪ વિ.સં., માર્ચ - ૨૦૦૭**

**સૃષ્ટિસંવત : ૧,૯૬,૦૮,૫૩,૧૦૮**

**સંસ્કરણ : દ્વિતીય, ૫૦૦૦ પ્રત : કુલ પ્રત : ૧૦,૦૦૦**

મુખ્ય વિતરક { રણસિંહ આર્ય દ્વારા ડૉ. સદ્‌ગુણા આર્યા 'સમ્યક્' પો. ગાંધીગ્રામ, જૂનાગઢ, (ગુજરાત)–૩૬૨૦૦૧.

પ્રાપ્તિસ્થાન : ગુજરાતભરની પ્રતિષ્ઠિત આર્ય સમાજની શાખાઓ

પડતર કિંમત : ૩૦/– રૂા.

મુદ્રક : *આકૃતિ ગ્રાફિક્સ*, ઓઢવ, અમદાવાદ. ફોન : ૨૨૯૧૦૪૬૭

લેસર ટાઈપ સેટિંગ : *રાજ ગ્રાફિક્સ*, ૨૦૨ પટેલ વાસ, માદલપુર ગામ, અમદાવાદ-૬. ફોન : ૨૬૫૫૩૧૩૧, ૨૬૫૭૫૦૨૯.


## અનુક્રમણિકા


| વિષય | પૃષ્ઠ સંખ્યા |
|---|---|
| ❒ પ્રકાશકીય | ૫ |
| ❒ ભૂમિકા | ૭ |
| ❒ જન્મ-પ્રબોધ અને વૈરાગ્ય | ૯ |
| ❒ મહાભિનિષ્ક્રમણ-અમૃતની ખોજ | ૨૦ |
| ❒ ગુરુચરણોમાં-વિદ્યાના સ્રોતમાં | ૪૧ |
| ❒ ધર્માંગણમાં અવતરણ | ૪૮ |
| ❒ કુંભમેળો-પાખંડખંડન | ૬૨ |
| ❒ ગંગા કિનારે સિંહગર્જના | ૬૬ |
| ❒ સમરાંગણે - વિજયકૂચ | ૮૬ |
| ❒ ખાંડવવન-કાશી શાસ્ત્રાર્થ | ૯૮ |
| ❒ વિરાટ પગલાં-પ્રયાગથી કલકત્તા-પ્રયાગ | ૧૦૮ |
| ❒ મુંબઈ-ગુજરાતમાં દુંદુભિનાદ | ૧૨૮ |
| ❒ આર્યસમાજની સ્થાપના | ૧૪૬ |
| ❒ ઉત્તરાપથમાં ધર્મની ઘોષણા-દિલ્હી દરબાર | ૧૫૮ |
| ❒ પંજાબમાં પાંચજન્યનો નાદ | ૧૬૩ |
| ❒ પશ્ચિમોત્તરમાં પડછંદા | ૧૭૯ |
| ❒ વીરભૂમિ રાજસ્થાનમાં રણકાર | ૧૯૮ |
| ❒ મહાપ્રસ્થાનના પથ પર | ૨૧૧ |
| ❒ દયાનંદ સ્તવન | ૨૨૭ |
| ❒ મહર્ષિ દયાનંદ ગાથા | ૨૩૧ |
| ❒ સહયોગ પ્રદાતાઓની સૂચિ | ૨૩૫ |

# પ્રકાશકીય

મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીજી વિદ્યા, બળ, ધર્મ, યોગ, તર્ક, યુક્તિ, પ્રમાણ, ઊહા, પ્રતિભા, દૃઢ ઈચ્છાશક્તિ, અદમ્ય સાહસ, કરુણા ઈત્યાદિ અનેક દિવ્ય ગુણોથી યુક્ત અસાધારણ ધાર્મિક, આધ્યાત્મિક, રાષ્ટ્રભક્ત સંન્યાસી હતા. તેમણે સમાજથી અલગ થઈ શાંત-એકાંત વાતાવરણમાં બેસીને કેવળ પોતાની વ્યક્તિગત એકાંત-સાધના કે ઉન્નતિ માટે જ પોતાની સમસ્ત શક્તિ, બુદ્ધિ અને સમય લગાડ્યાં ન હતાં; બલ્કે સમાજ, રાષ્ટ્ર અને સમગ્ર માનવજાતિના ઉદ્ધાર અર્થે પણ તેમણે લેખન, પ્રવચન, શાસ્ત્રાર્થ, પ્રકાશન, અધ્યાપન, ચર્ચા-વિચારણા, સંમેલન વગેરે અનેકવિધ કાર્યો એકસાથે ચલાવીને બહુ જ ટૂંકા સમયમાં તત્કાલીન ધાર્મિક, સામાજિક અને રાષ્ટ્રીય જીવન પર સર્વાધિક પ્રભાવ ઉત્પન્ન કર્યો હતો.

ભર જુવાનીમાં વૈરાગ્ય પ્રાપ્ત કરી ગૃહત્યાગી થઈને તેમણે સંપૂર્ણ દેશમાં ભ્રમણ કર્યું. સમાજ અને દેશની સ્થિતિનું બારીકાઈથી અવલોકન કર્યું. તેમણે જોયું કે પ્રજા તો બહુદેવતાવાદ, જડપૂજા, મૃતકશ્રાદ્ધ, અવતારવાદ, પલાયનવાદ, બાળલગ્ન, સતીપ્રથા, ફલિત જ્યોતિષ, વિકૃત જટિલ કર્મકાંડ, જાતિપ્રથા, અસ્પૃશ્યતા, પશુહિંસા જેવી અનેક પ્રકારની કુરીતિઓ, વહેમો અને અંધશ્રદ્ધાઓથી ગ્રસ્ત છે. ભારતીય સમાજની જીવન પરંપરા ઈશ્વરોક્ત વૈદિક જ્ઞાનધારાથી બિલકુલ ભિન્ન દિશામાં ફંટાઈ ગઈ છે. લોકો વેદ અને ઉપનિષદ્ તથા દર્શનશાસ્ત્રો જેવા આર્ષ ગ્રંથોમાં વર્ણિત એક, અદ્વિતીય, સર્વજ્ઞ, સર્વવ્યાપક, નિરાકાર ઈશ્વરને વિસ્મૃત કરીને તેના સ્થાને પુરાણો, તંત્રો તેમ જ અન્ય આધુનિક સાંપ્રદાયિક ગ્રંથોમાં વર્ણિત મિથ્યા કપોલ-કલ્પિત દેવી-દેવતાઓની પૂજા-અર્ચના કરી રહ્યાં છે. જે વાતો વેદાદિ સત્ય શાસ્ત્રો, સૃષ્ટિક્રમ અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સમર્થિત નથી, તેવી વાતોને લોકો પોતાનો ધર્મ માનીને ચાલી રહ્યા હતાં. દેશના અંગ્રેજ શાસકો ફક્ત આર્થિક-રાજનૈતિક શોષણ જ નહોતા કરતા, બલ્કે દેશવાસીઓની સભ્યતા, સંસ્કૃતિ અને સ્વાભિમાનને ઠેસ પહોંચાડવાની કોઈ પણ તક જતી કરતા નહોતા.

સ્વામી દયાનંદજીએ ઉપર્યુક્ત અવૈદિક મિથ્યા માન્યતાઓના પ્રચલનથી સમાજ, રાષ્ટ્ર અને વિશ્વ-માનવતાને થતી અનેક પ્રકારની હાનિઓ તથા તેનાં કુપરિણામોનો અનુભવ ભારે વ્યથા સાથે કર્યો. એ સઘળી બાબતોને નિર્મૂળ કરી સંસારમાં વિશુદ્ધ-વૈદિક મંતવ્યોને પુનઃ પ્રચલિત કરવા તેઓ કૃતસંકલ્પ થયા. એ પ્રયોજનની સિદ્ધિ માટે તેમણે દેશભરમાં નવજાગૃતિનો શંખનાદ ફૂંક્યો. પોતાનો જીવ જોખમમાં મૂકીને તેમણે દેશભરમાં ઠેરઠેર પ્રવચનો, વાર્તાલાપો, શાસ્ત્રાર્થો અને શંકા-સમાધાનોનાં માધ્યમથી લોકોની વિવેકબુદ્ધિ અને સ્વાભિમાનને ઢંઢોળ્યાં. તેઓ નવયુગના જ્યોતિર્ધર બન્યા.



પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ અર્થે તેમણે ૧૮૭૭માં દિલ્હીમાં એક અભૂતપૂર્વ ધર્મ-સંમેલન બોલાવ્યું. તેમાં ઉપસ્થિત ધર્માચાર્યો, ગુરુઓ અને મતમતાંતરોના મુખ્ય પ્રચારકો તેમ જ સુધારકવૃત્તિના અગ્રેસરોને તેમણે માર્મિક નિવેદન કર્યું કે જે બાબતો સર્વ સર્વસંપ્રદાયોને માન્ય છે, સૌની સહમતિ છે, તેવી સર્વસંમત સત્ય વાતોનો સ્વીકાર કરવામાં આવે; અને જે આસ્થાઓ, માન્યતાઓ પરસ્પર વિરુદ્ધ છે, બુદ્ધિ-તર્કથી વિરુદ્ધ છે, લોકોમાં ફૂટ-વિરોધ-સંઘર્ષ ઉત્પન્ન કરનારી, ઐક્યનાશક છે, તેવી તમામ મિથ્યા વાતોને જાકારો આપવામાં આવે. આમ કરવાથી દેશ અને વિશ્વની પ્રજામાં એક મતની સ્થાપના થઈ શકશે. પ્રજામાં રાષ્ટ્રીય તથા ધાર્મિક ઐક્યભાવનાનું નિર્માણ કરવા અને તે દ્વારા એક વૈશ્વિક સાર્વભૌમ ધર્મનું પ્રવર્તન કરવાની દિશામાં સ્વામીજીનો આ યુગાંતરકારી પ્રયાસ હતો, જેને આગળ વધારીને મૂર્તિમંત કરવાની આજે પણ એટલી જ તાતી જરૂર છે.

સ્વામીજીએ એ વાતનો ઉચ્ચ સ્વરે અનેકવાર ઉદ્‌ઘોષ કર્યો કે, જ્યાં સુધી દેશવાસીઓ એક ધર્મ, એક ઈશ્વર, એક ભાષા, એક સંવિધાન અને સ્વાત્મવત્ સુખ-દુઃખ અને હાનિ-લાભની સમાન ભાવનામાં આબદ્ધ નહિ થાય, ત્યાં સુધી પરસ્પર શ્રદ્ધા, પ્રેમ, વિશ્વાસ, ન્યાય, કરુણા, નિર્ભયતા વગેરે ઉત્પન્ન નહિ થાય. જ્યાં સુધી ઉપર્યુક્ત સાનુકૂળ સ્થિતિ નિર્માણ નહિ થાય, ત્યાં સુધી સુખ-શાંતિની સ્થાપના થવી અસંભવ છે. આજે પણ જો દેશના પ્રતિષ્ઠિત ધર્માચાર્યો એક મંચ પર આવીને ન્યાયપૂર્વક સત્ય-અસત્યનો વિચાર કરીને સત્યનો સ્વીકાર અને અસત્યનો પરિત્યાગ કરવાની ઉદારતા દાખવે, તો પ્રજાને એક સાચા કલ્યાણકારી ધર્મ પ્રત્યે વાળવાનું કાર્ય સિદ્ધ થઈ શકે તેમ છે. એમ કરવાથી અજ્ઞાન, અંધવિશ્વાસ, પાખંડ, ભ્રમણા, ફૂટ, ઈર્ષા, દ્વેષ, કુરિવાજ, અવૈજ્ઞાનિક ચિંતન અને સાંપ્રદાયિક સંકીર્ણતા રૂપી જાતજાતના રોગોથી મૃતપ્રાય, નિર્વીર્ય, વેરવિખેર અને દિશાશૂન્ય બનેલી પ્રજા – ખાસ કરીને સ્વયંને મહાન પુરાતન વૈદિક ધર્મની વારસદાર ગણતી હિંદુ (આર્ય) પ્રજા – પોતાને દુઃખો, યાતનાઓ, શોષણ, મૂઢતાઓ, અપમાન, અવહેલના, અસુરક્ષા, હતાશા, ગરીબી ઈત્યાદિમાંથી મુક્ત કરી શકે છે.

મને વિશ્વાસ છે કે મહર્ષિ દયાનંદની જીવનગાથાના મર્મજ્ઞ વિદ્વાન શ્રી દયાલમુનિજી વાનપ્રસ્થ દ્વારા રચિત સ્વામીજીનું આ વિશદ જીવનચરિત્ર તેના પ્રત્યેક પાઠકને માટે પ્રેરણાદાયી બની રહેશે. સત્યની સ્થાપના અને અસત્યના ઉન્મૂલન હેતુ મહર્ષિ દયાનંદે કરેલા યુગાંતરકારી પ્રયાસોથી સુપરિચિત થઈને ગુજરાતી પાઠકો પોતાના સામર્થ્ય અનુસાર વ્યક્તિગત, સામાજિક અને રાષ્ટ્રીય કાર્યોમાં આર્યત્વની ભાવનાને સમુચિત સ્થાન આપીને માનવ ધર્મનું પરિપાલન કરવા અવશ્ય પ્રેરાશે, એવી આશા સાથે......

મહા વદ–૧૪, વિ.સં. ૨૦૬૩ (શિવરાત્રિ),<br>
તા. ૧૬–૨–૨૦૦૭

– જ્ઞાનેશ્વરાર્યઃ<br>
વાનપ્રસ્થ સાધક આશ્રમ<br>
(રોજડ)

# ભૂમિકા

આચાર્ય કુલકમલ દિવાકર, પરિવ્રાટ સમ્રાટ મહર્ષિ દયાનંદ યુગપુરુષ હતા. તેઓએ પોતાનું જીવન માનવ ઉત્થાન માટે અર્પણ કર્યું હતું. તેઓ માનવતાના પૂજારી અને કલ્યાણમાર્ગના દૃષ્ટા હતા.

તેઓ સ્પષ્ટપણે જાહેર કરતા હતા કે, હું કોઈ નવા મત-પંથ કે સંપ્રદાયનો સ્થાપક-આચાર્ય નથી. પરંતુ બ્રહ્માથી લઈને જૈમિની સુધીના ઋષિઓની જે વેદાનુકૂળ માન્યતાઓ-સિદ્ધાંતો છે, તેનો હું માત્ર ઉપદેશક છું. સત્યનો પ્રચારક છું.

કંચન મોહ એમને ચળાવી શક્યો ન હતો, સત્તામોહ એમને અભડાવી શક્યો ન હતો, ભય એમનો પડછાયો ઝીલી શક્યો ન હતો. તેથી તો તેઓએ જીવનમાં ફૂલો પણ ઝીલ્યાં અને પથ્થરો પણ ખાધા તથા ઝેર પણ પીધું. તેઓની માન-અપમાનમાં સ્થિતપ્રજ્ઞતા અજોડ હતી. તેઓની નીડરતા શરીરના અન્તની નિમિત્ત બની. એ નીડરતા સત્યના પ્રચાર, પ્રસાર અને પાલનની હતી.

ભારતના જ નહિ, પરંતુ દુનિયાના મહાન દાર્શનિક ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણને સાચું જ કહ્યું કે, *"જ્યારે આધ્યાત્મિક અવ્યવસ્થા, સામાજિક કુરીતિઓ અને રાજનૈતિક ગુલામીએ દેશને જકડી લીધો હતો, ત્યારે મહર્ષિ દયાનંદે રાજનૈતિક, ધાર્મિક અને સાંસ્કૃતિક ઉદ્ધારનું બીડું ઉપાડ્યું. સત્ય, સામાજિક એકતા અને ઈશ્વર આરાધનાનો તેઓએ સંદેશ આપ્યો છે. ભારતના બંધારણમાં સામાજિક ક્ષેત્રની અનેક વ્યવસ્થા મહર્ષિ દયાનંદની પ્રેરણાથી જ પ્રાપ્ત થયેલી છે."*

ઋષિપ્રવર દયાનંદ યુગપ્રવર્તક, નવનિર્માતા, વેદોદ્ધારક, સત્યજ્ઞાન પ્રેરક, સત્યશોધક, મહાન દાર્શનિક, ધર્મસંસ્થાપક, જાતિસંગઠનકર્તા, સ્વદેશનાયક, સંસ્કૃતિ સંરક્ષક, સભ્યતાપોષક, સમાજસુધારક, અજ્ઞાન-તિમિરનાશક, જ્ઞાન-સૂર્યપ્રકાશક, સંપ્રદાય સંહારક, પાખંડમર્દક, વીતરાગ ભિક્ષુક, ઈશ્વરોપાસક, સ્વરાજ્ય ઉદ્‌ઘોષક, મૌલિક ચિંતક, ઓજસ્વી ઉપદેશક અને સિંહ સમાન નિર્ભીક હતા. જેનું દર્શન વાચકોને આ પુસ્તકમાં થશે.

બ્રહ્મર્ષિ દયાનંદ ગુજરાતના પનોતા પુત્ર હતા. તેમ છતાં 'દીવા તળે અંધારું' સમાન અધિકતર ગુજરાતીઓ તેમના વ્યક્તિત્વ અને કાર્યથી અપરિચિત-અજાણ છે. તેને આ જીવનચરિત્ર દ્વારા ઉજાગર કરવાનો નમ્ર પ્રયાસ કરવામાં આવેલ છે.

દેવર્ષિ દયાનંદનું જીવનકાર્ય વિશાળ સમુદ્ર સમાન છે. તેનું વર્ણન એક બૃહદ્‌કાય ગ્રંથની અપેક્ષા ધરાવે છે. પરંતુ વિશેષતઃ સામાન્ય જનતાને ઉપયોગી બને તેને ધ્યાનમાં રાખીને મધ્યમકદમાં તેને સમાવવા પ્રયત્ન કરેલ છે. ઋષિના વિશાળ જીવન-



કાર્યનો તેમાં સમાવેશ કરતા મારી સામે ગ્રંથની રૂપરેખાની અનેક સમસ્યાઓ હતી, તેથી નિમ્ન માર્ગનું અનુસરણ કરેલ છે :

આ રચનામાં પ્રત્યેક પ્રકરણના પ્રારંભમાં અવતરણ રૂપમાં ઋષિના ભાવિ કાર્યક્રમનો સંકેત કરેલ છે. સ્વામીજીના વ્યક્તિત્વ અને કાર્યને ઉજાગર કરનારા પ્રેરક જીવનપ્રસંગોને ના અતિ સંક્ષેપ ના અતિ વિસ્તારથી પ્રસ્તુત કરેલ છે. તથા અંતમાં તે કાર્યની ફલશ્રુતિના ઉપસંહાર રૂપમાં વિવેચના કરવામાં આવી છે.

સર્વ પ્રથમવાર ગુજરાતી પંચાંગ અનુસાર ઋષિના જન્મથી નિવાર્ણ સુધીની ક્રમબદ્ધ યાત્રા-પ્રસંગોનાં વર્ષ, મહિના, તિથિ અને વારને શુદ્ધ રૂપમાં પ્રસ્તુત કરેલ છે.

આ જીવનચરિત્રથી વિશેષતઃ સામાન્ય જનતાને સ્વામીજીના વ્યક્તિત્વ અને કાર્યનો પરિચય પ્રાપ્ત થશે. તેમજ અલ્પાંશે શોધકર્તા વિદ્વાનો અને છાત્રોને પણ સામગ્રી પ્રાપ્ત થશે તેવી આશા રાખું છું.

સ્વામીજીના જીવનચરિત્રના અનેક લેખકોના વિભિન્ન ગ્રંથો મને ઉપયોગી બન્યા છે. તેની લાંબી યાદી રજૂ ન કરતા તે સર્વ વિદ્વાન લેખકોનો તથા વિશેષતઃ **ડૉ. ભવાનીલાલ ભારતીય**ની સૂચનાઓ બદલ હૃદયથી આભાર માનું છું.

આ જીવનચરિત્રના લેખન માટે મને વારંવાર પ્રોત્સાહિત કરીને પ્રકાશન માટે ઉત્સુકતા બતાવનાર **આચાર્ય શ્રી જ્ઞાનેશ્વરજી આર્ય**નો અત્યંત આભારી છું.

પુસ્તકના પ્રકાશનથી પૂર્વ કાળજીપૂર્વક પ્રૂફ સંશોધન તેમજ સંપાદન અંગેના સહયોગ બદલ વ્યવસાયે એન્જિનિયર પરંતુ સ્વામી દયાનંદજી વિષયક તથા વૈદિક સાહિત્યના અનુરાગી એવા **શ્રી ભાવેશ મેરજા**નો હૃદયપૂર્વક આભાર માનું છું.

અન્તતઃ વર્ષોથી હૃદયમાં સંઘરી રાખેલી ઋષિ જીવનગાથાના લેખનની ઈચ્છા આજે પૂર્ણ કરીને ગુરુઋણ ચૂકવ્યાનો આનંદ અનુભવું છું અને તેમાં સહભાગી બનવા સર્વને સહર્ષ નિમંત્રણ પાઠવું છું.

'પ્રણવ'
ટંકારા, જિ. રાજકોટ.
દીપાવલી–૨૦૬૨
૨૧–૧૦–૨૦૦૬

— વિદ્વજ્જનચરણરજોજુટ
**દયાલ મુનિ આર્ય**

# જન્મ-પ્રબોધ અને વૈરાગ્ય



**અવતરણિકા :**

ઓગણીસમી શતાબ્દી. ઈતિહાસનો ભયંકર અંધકાર યુગ હતો. ભારતવર્ષમાં અવિદ્યા અને અંધકારની ઘનઘોર ઘટાઓ છવાયેલી હતી.

મહર્ષિ દયાનંદનું અવતરણ થયું ત્યારે આર્યધર્મ અર્થાત્ વૈદિક ધર્મ જુગ જૂના જામેલાં પડો નીચે સડી રહ્યો હતો. તેના પર હિન્દુધર્મ રૂપના ભંગારનાં જાળાં અને ઝાંખરાં બાઝી ગયાં હતાં.

આર્યધર્મ વહેમી માન્યતાઓ અને રૂઢિઓના કલેવરમાં કેદ પડ્યો હતો. ધર્મના નામે અનીતિ, અત્યાચાર અને અનાચારનાં વાદળોના સાત-સાત થર જામ્યા હતા.

ધર્મ સંપ્રદાયના સકંજામાં સપડાઈને સંકુચિતતાના કુંડાળામાં તરફડિયા મારી રહ્યો હતો.

ધર્મના નામે લૂંટ, દગાબાજી અને દગાખોરીનાં સામ્રાજ્ય સ્થપાયાં હતાં.

વૈદિક ઉપાસનાને સ્થાને જડ પ્રતિમાઓ પૂજીને તેને પ્રતીક બનાવીને, પુરોહિતો દુકાનદારીના દરવાજા ખોલીને, પરમ પિતા પરમાત્માની મહાનતાનું ખુલ્લંખુલ્લા લિલામ કરી રહ્યા હતા.

અંધવિશ્વાસ અને અંધશ્રદ્ધાના કરાલ કોળિયામાં ધર્મના નામે નિર્દોષ પશુઓનાં ગળાઓ પર ઝાટકા દેવાતા હતા. દેવીઓને ભોગ ચઢાવવા મંદિરોમાં રક્તની શેડો ફૂટતી હતી, તેની નીકો ચાલતી હતી.

યજ્ઞના કર્મકાંડના નામે પશુહિંસાનું તાંડવ ખેલાતું હતું. યજ્ઞવેદીઓ પશુઓનાં માંસ અને રક્તથી સડસડતી હતી. રક્તના આંધણમાં માંસ ખદબદતું હતું.

વૈદિક જ્ઞાનની સરિતા સુકાઈને ઉજ્જડ બની ગઈ હતી, તેના વેરાન ભેડામાંથી ઊઠતા ભેંકાર રૂદનના ઊના-ઊના ધગધગતાં આંસુઓથી ભારતના કિનારાઓ રગરગતા હતા.

પૌરાણિક અમાવસ્યાની કાળી ઘોર મેઘલી રાત રાસડા લઈ રહી હતી. ઘોરતમ અંધકાર ઓકતી પૌરાણિકતા નાચી રહી હતી.

બાળલગ્નનો પિશાચ તાંડવ ખેલીને ભારતનાં બાલુડાઓને પોતાના ખપ્પરમાં હોમતો ઘૂમરીઓ દેતો હતો.

વિધવાઓ અને દેવદાસીઓના છાતીકૂટ રુદનથી ભારતની દિશાઓ ભેંકાર બની હતી.

અનાથો અને અછૂતો પર જુલમોની ઝડી વરસી રહી હતી.



કાળા કાયદાના પાપે પાપી પેટના ખાડામાં ભાંભરડા નાખતી ગૌમાતાનો કરુણ ચિત્કાર વાયુમાં જ વિલીન થતો હતો.

ગરીબોનાં લોહી ચૂસીને મોજ માણતા ધનસંચયવાદના પૂજારીઓ વિલાસિતામાં રાચતા હતા.

ઈસુની ઈમાનદારી પઢાવતા પાદરીઓ અને અઝાન પોકારતા મુલ્લાઓ ભારતને– આર્યજાતિને બોડીબામણીનું ખેતર સમજી, ધર્મભ્રષ્ટ કરી, મૂછે વળ દઈ, દાઢીઓ પસારતા હતા.

ભારતીય સભ્યતા અને સંસ્કૃતિના નાશ માટે લૉર્ડ મેકોલે ઘોર પ્રયત્ન કરી રહ્યો હતો.

અંગ્રેજીયતના પ્રવાહમાં તણાતો કહેવાતો સુધરેલો વર્ગ નાસ્તિકતાના વમળમાં ગડથોલાં ખાતો ગળકાં ખાઈ રહ્યો હતો.

શાહીવાદી સામ્રાજ્યની લોહ સાંકળમાં રિબાતી ભારતમાતા પરાધીનતાના પિંજરમાં હૈયાફાટ આક્રંદ કરતી હતી.

પૃથ્વીના પ્રલય પર્યન્ત આઝાદ રહેવા અવતરેલો આર્યાવર્ત ગુલામીના પાશમાં જકડાયેલો હતો.

આર્યાવર્તના નભોમંડળમાં ધોળે દિવસે અંધકારના ઓળાઓ નાચતા હતા.

ભારતનો તેત્રીસ કોટિ માનવસમુદાય જાણે મહાઆપત્તિના કાળમાંથી પસાર થઈને કોઈ પુનરુદ્ધારકની પ્રતીક્ષા કરી રહ્યો હતો.

## અવતરણ–જન્મસ્થળ

ભારતવર્ષની આ અવદશા હતી એટલામાં જાણે કે ભારતના સાગરમાં તાપ, સંતાપ અને વ્યાધિનાં મોજાંઓ ઊઠ્યાં અને એ અથડાયાં સૌરાષ્ટ્રના કિનારે ! એ સૌરાષ્ટ્રની ભૂમિ આળસ મરડીને બેઠી થઈ.

**સૌરાષ્ટ્ર :** આ ધન્ય ધરણી સૌરાષ્ટ્રના ગામેગામના ગોંદરે જવાંમર્દીની જબાનને વાચા આપતા હારબંધ પાળિયાઓ ઊભા છે. જ્યાં સંતોના સદુપદેશની સરવાણીઓ વહી રહી છે. જ્યાં ભક્તોએ ગાયેલાં ગીતોની સૂરાવલીઓ રણકી રહી છે. જ્યાં મહાત્માઓએ વહેંચેલો પ્રભુપ્રેમનો પ્રસાદ પડ્યો છે. જે ભોમકાનાં ચરણોને મહેરામણ મોતી જેવા પાણીની છોળોથી પખાળી રહ્યો છે. જે ધરણી સાવજની ગર્જનાઓથી ધમધમે છે અને જાણે ભારતમાતાની કાંખમાં તેડેલું બાળક ઘુઘવાટા કરી રહ્યું છે.

**ટંકારા :** આવા સૌરાષ્ટ્રની ધીંગી ધરામાં મોરબી રાજ્યમાં ટંકારા નામનું એક ગામ આવેલ છે. ખારોળી ભોમકાવાળું આ ટંકારા ગામ ચોપાટની માફક પથરાયેલું છે તેની ઐતિહાસિકતાની શાખ પૂરતી ગઢની રાંગ (કિલ્લો) ઊભી છે. ગોદમાં દયામયી ડેમી નદી અડધા ગામને આંટો લઈને વહી રહી છે. બીજી બાજુ જાણે ભારતના

દુઃખથી આંસુઓની ધારા વહાવતો આસુંધરો ખળખળી રહ્યો છે. એવા ટંકારા ગામમાં નરપટ્ટાધર દયાનંદે જન્મ લઈને સર્વ પ્રથમ મૂળશંકરના રૂપમાં પોતાનાં બાળ લોચનિયાં ખોલ્યાં.

## પૂર્વજ અને માતાપિતા

મહર્ષિ દયાનંદ સરસ્વતીએ સંન્યાસ ધર્મની મર્યાદાનુસાર યથાસંભવ પોતાના જન્મસ્થાન, કુળ, પરિવાર અને માતાપિતાનાં નામો બતાવ્યાં નથી, પરંતુ પોતાની સંક્ષિપ્ત આત્મકથામાં કરેલા નિર્દેશ પરથી તેમના ભક્તોએ શોધખોળ કરીને પૂર્વ વૃત્તાંત પ્રાપ્ત કરેલ છે.

**પૂર્વજ :** સ્વામી દયાનંદના પૂર્વજ મૂળરાજ સોલંકીના સમયમાં ઉદીચી એટલે કે ઉત્તર દિશામાંથી આવેલ હોવાથી ઔદીચ્ય સંજ્ઞાથી પ્રખ્યાત થયા. કાલાંતરમાં તેઓમાંથી થોડાક કચ્છમાં આવીને નિવાસી બન્યા. કચ્છથી ત્યાંના રાજાઓ સાથે મોરબી આવ્યા. તેમાંથી મેઘજી ત્રિવાડી નામના પુરુષે ટંકારામાં નિવાસ કર્યો હતો.

ટંકારાવાસી મેઘજી ત્રિવાડીને વિશ્રામજી અને ડોસાજી નામના બે પુત્રો થયા. તેમાંથી મોટા વિશ્રામજી જીવાપરની સ્થાપના (૧૭૭૮ વિ.) સમયે ત્યાં રહેવા ગયા. આ જીવાપુરવાસી વિશ્રામજીને કરસનજી નામનો પુત્ર થયો અને તે કરસનજીના વંશજો જીવાપર અને હડમતિયામાં સ્થિર થયા.

મેઘજી ત્રિવાડીના નાના પુત્ર ડોસાજી ટંકારામાં સ્થિર થયા. તે ડોસાજીના પુત્ર લાલજી અને લાલજીના પુત્ર કરસનજી ત્રિવાડી આપણા ચરિત્રનાયક સ્વામી દયાનંદના પિતા બનવાને ભાગ્યશાળી બન્યા.

**કરસનજી ત્રિવાડી :** સ્વામી દયાનંદના પિતા કુલપરંપરાથી સામવેદી ઔદીચ્ય બ્રાહ્મણ હતા. તેઓ બ્રાહ્મણ હોવા છતાં તેમના *"ઘરમાં ભિક્ષાવૃત્તિનું ગુજરાન ન હતું."* તેઓ જમીનદાર હોવાથી ખેતીની પર્યાપ્ત આવક હતી. તેઓ લેણદેણ—શરાફનું કાર્ય કરતા હોવાથી સંપન્ન સદ્‌ગૃહસ્થ હતા. તેઓ મોરબી રાજ્યના ઉચ્ચ વહીવટી અમલદાર હતા. તેમ જ તેઓ ટંકારામાં જમાદાર હોવાથી તેમની સેવામાં સિપાઈઓ રહેતા હતા. તેમની અશ્વશાળા પણ હતી અને ટંકારા તાબાના કાગદડી ગામમાં (૧૮૬૯ વિ.) માળિયાના મિયાણા કોમના જૂથે કરેલા ઉપદ્રવને ડામવા તેમની સામે લડ્યા હતા. આ ઉપરાંત તેઓ પરમ શિવભક્ત હતા અને તેમણે ટંકારામાં કુબેરનાથનું મંદિર (સંવત ૧૮૮૭) બનાવેલ હતું.

**માતા :** સ્વામી દયાનંદની માતાના વિષયમાં તત્કાલીન જીવની શોધક **પં. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય** માત્ર નિર્દેશ કરે છે કે — **"મૂલજી-દયાનંદ કી જનની કે સંબંધ મેં હમ કુછ નહીં જાનતે."** તેમ છતાં અન્ય જીવનચરિત્રકારોએ ભાવાવેશમાં માતાનું નામ રુક્ષમણી, યશોદા અથવા અમૃતબહેન બતાવેલ છે. પરંતુ તેનું કોઈ પ્રમાણ ન હોવાથી એ માત્ર અનુમાન અને કલ્પના જ છે. વાસ્તવમાં જગતમાં જનનીની



કૂખને દીપાવનાર દયાનંદની માતાનું નામ અજ્ઞાત છે.

સ્વામી દયાનંદની માતાના નામની સમાન તેમના કાકા, ભાઈ, બહેન વગેરેનાં નામો અંગે પણ ભ્રમ ફેલાવેલ છે, તથા અન્ય ભ્રાન્તિઓ પણ ફેલાવી છે, જેનું યથાસ્થાન નિરાકરણ કરવામાં આવશે.

**જન્મ :** સ્વામી દયાનંદની આત્મકથા અનુસાર *"મારો જન્મ સંવત ૧૮૮૧ના વર્ષમાં દક્ષિણ ગુજરાત પ્રાન્ત, દેશ કાઠિયાવાડ (સૌરાષ્ટ્ર) મજોકાંઠા (મચ્છુકાંઠા) દેશના મોરબી રાજ્યમાં ઔદીચ્ય બ્રાહ્મણના ઘરમાં થયો હતો."*

સ્વામી દયાનંદનો જન્મ ટંકારામાં જીવાપરા શેરીમાં આવેલા મકાનમાં પિતા કરસનજી લાલજી ત્રિવાડી અને અજ્ઞાત નામ માતાની કૂખે થયો હતો. તેઓની જન્મતિથિ વિષયમાં સર્વસંમત કોઈ વિચાર મળતો નથી, પરંતુ મૂળ નક્ષત્ર અનુસાર વિ.સં. ૧૮૮૧ મહાવદ દશમ તદનુસાર શનિવાર ૧૨ ફેબ્રુઆરી ૧૮૨૫ માનવામાં આવે છે અને આર્યસમાજ દ્વારા પણ એ જ દિવસને મહર્ષિ જન્મદિન રૂપે ઊજવવામાં આવે છે.

## કરસનજીનો વંશ

સ્વામીજીની આત્મકથા અનુસાર — *"મારાથી નાની એક બહેન, તેથી નાનો ભાઈ, ત્યાર પછી એક બહેન અને ભાઈ એટલે કે મારાથી નાના બે ભાઈઓ અને બે બહેનો હતી."*

**પૂર્વાશ્રમનું નામ :** સ્વામી દયાનંદ કરસનજી ત્રિવાડીના મોટા પુત્ર હતા. તેમનું જન્મનામ મૂળશંકર હતું. સૌરાષ્ટ્રમાં મોટે ભાગે વહાલથી ઉપનામ પણ રાખે છે. તદનુસાર કોઈ તેમનાં દયારામ અથવા દયાલજી નામ પણ બતાવે છે.

કરસનજીના વંશમાં ઉપર્યુક્ત પાંચ સંતાનોમાં મૂળશંકરના ગૃહવાસ સમયમાં એક પુત્રીનું વિસૂચિકા (કૉલેરા) દ્વારા મૃત્યુ થયું હતું. (જેનું વર્ણન આગળ કરવામાં આવશે.) આ પુત્રીનું નામ પણ અજ્ઞાત છે. કોઈ લેખકે તેનું રત્નાબહેન એવું કાલ્પનિક નામ બતાવીને ભ્રાન્તિ ફેલાવેલ છે.

કરસનજીના મૂળશંકર ઉપરાંત બે પુત્રોમાં એકનું નામ અથવા તેના વિષયમાં કોઈ વિશેષ જાણકારી મળી નથી. એમનું મૃત્યુ પણ ૧૯૧૮ વિ.માં થયેલ કહેવામાં આવે છે. કોઈ લેખકે આ પુત્રનું કાલ્પનિક નામ નવલશંકર બતાવેલ છે, જે પ્રામાણિક અને માન્ય નથી.

કરસનજીના નાના પુત્રનું નામ **વલ્લભજી** હતું અને મૂળશંકરના ગૃહત્યાગ પછી તેનો વિવાહ કરવામાં આવેલ અને પુત્રવધૂનું નામ **મોંઘીબાઈ** હતું. આ વલ્લભનું પણ વિવાહ પછી બે માસ બાદ મૃત્યુ થયેલ માનવામાં આવે છે.

પૂર્વોક્ત વર્ણનાનુસાર કરસનજીના વંશમાં (મૂળશંકરના ગૃહત્યાગ પછી) એક માત્ર પુત્રી જીવિત રહેલ તેનું નામ **પ્રેમબાઈ** હતું. તેનો વિવાહ ગોંડલ નજીકના

ગુંદાળા ગામના બ્રાહ્મણ **શ્રી મંગળજી લીલાધર રાવલ** સાથે કરીને તેને ટંકારા લાવીને પોતાના વારસદાર બનાવ્યા હતા. તેના વંશમાં મંગળજીના પુત્ર **બોઘા**, બોઘાના પુત્ર **કલ્યાણજી** અને કલ્યાણજીના બે પુત્રોમાં એક **પોપટલાલ** અને બીજા **પ્રાણશંકર** હતા. તેઓની પાસે કરસનજીની જમીન, જાગીર, ધન, સંપત્તિ વગેરે હતાં. આ બન્નેના વંશજો વર્તમાનમાં હયાત છે.[1] આ વંશવૃક્ષ નીચે મુજબ છે :




**પ્રારંભિક વિદ્યાધ્યયન :** મૂળશંકર માતાની વાત્સલ્યમય ગોદમાં, પિતાના લાડ

૧. આ પોપટલાલના પુત્ર જયંતિલાલ અને પ્રાણશંકરના પુત્ર પ્રભુલાલ આ પંક્તિ લેખકના સહપાઠી રહેલ છે.

૨. જીવાપુર નિવાસી વિશ્રામના પુત્રનું અને ટંકારા નિવાસી ડોસાજીના પૌત્રનું નામ કરસનજી હોવાથી નામની સમાનતાથી ભ્રમિત થઈને કોઈએ મૂળશંકરનું જન્મગામ જીવાપર લખેલ છે. વાસ્તવમાં જન્મગામ અને સ્થાન ટંકારા છે.



અને પ્યારપૂર્ણ હાથમાં તથા સ્નેહી અને બંધુજનોના સ્નેહભાવિત લાલન-પાલનમાં ખેલતો-કૂદતો અને ઊછરતો પાંચ વર્ષનો (૧૮૮૬ વિ.) થયો ત્યારે પ્રારંભિક શિક્ષામાં દેવનાગરી અક્ષરો ભણાવવાનો પ્રારંભ કરેલ તેમ જ કુળ પરંપરાનુસાર ધર્મશાસ્ત્રના શ્લોકો એને કંઠસ્થ કરાવવામાં આવેલ હતા.

**યજ્ઞોપવીત :** મૂળશંકર આઠ વર્ષનો (૧૮૮૯ વિ.) થયો ત્યારે — **"अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत्"** એ ગૃહ્યસૂત્રાનુસાર તેનો યજ્ઞોપવીત – જનોઈ સંસ્કાર વિધિપૂર્વક વિશેષ સમારોહ સાથે સંપન્ન કરવામાં આવ્યો; તેમ જ ગાયત્રી મંત્ર, સંધ્યા તથા તેની ઉપાસના વિધિ શીખવવામાં આવી હતી.

**વિશેષ અધ્યયન :** કરસનજી ત્રિવાડી સામવેદી હોવા છતાં પરંપરાગત શૈવ મતના કટ્ટર અનુયાયી હોવાથી તેઓએ મૂળશંકરને યજુર્વેદ સંહિતાના પઠનનો પ્રારંભ કરાવી તેમાં રુદ્રાષ્ટાધ્યાયીનું મહત્ત્વ હોવાથી વિશેષ અધ્યયન કરાવતા હતા. તે સમયે વ્યાકરણનો અલ્પ વિષય તથા વેદોનો પાઠ પણ ભણાવવામાં આવતો હતો.

પિતા પોતાના પુત્રને દૃઢ શૈવ સંપ્રદાયનિષ્ઠ, કર્મકાંડ પ્રવણ બને તેમ સામાન્ય રીતે ઈચ્છતા હતા. તે માટે મંદિરોમાં, સત્સંગોમાં અને પોતાના મિત્રોને ત્યાં તેને પોતાની સાથે લઈ જતા અને પોતાની પાસે બેસાડીને શિવપુરાણની કથા સંભળાવતા હતા. માટીનું શિવલિંગ બનાવીને તેનું પૂજન કરવાની પ્રેરણા આપતા હતા અને શિવની ઉપાસના સર્વશ્રેષ્ઠ છે તેમ સમજાવતા હતા. શૈવમતના પ્રદોષાદિ સમસ્ત વ્રતોનું પાલન કરવાનું કહેતા હતા. પરંતુ માતા તેનો બચાવ કરતાં કહેતી હતી કે; હજી તે બાળક છે, સવારમાં ભોજન કરી લે છે માટે વ્રત-પૂજા કરી શકશે નહિ. પરંતુ પિતા કુળ પરંપરાનુસાર તેમ કરવાને આગ્રહ રાખતા હતા.

આ રીતે મૂળશંકરે ચૌદ વર્ષની (૧૮૯૪ વિ.) કિશોરવય પ્રાપ્ત થતા સંપૂર્ણ યજુર્વેદ સંહિતા તથા બીજા વેદોનો પણ પાઠ પૂરો કરી લીધો હતો. તેમ જ સંસ્કૃતના પ્રવેશદ્વાર એવા વ્યાકરણના શબ્દ રૂપાવલી વગેરે નાના-નાના ગ્રંથોનું અધ્યયન પણ પૂર્ણ કર્યું હતું.

## શિવરાત્રિ વ્રત–પ્રબોધ

કિશોર મૂળશંકરના જીવનમાં એક અમોઘ ક્રાન્તિકારી ઘટના બની. એ ઘટના હતી-શિવરાત્રિ વ્રત, મૂર્તિપૂજા પ્રત્યેની અનાસ્થા, પ્રબોધ, અને સાચા શિવની પ્રાપ્તિ તથા દર્શન માટેની ઉત્કટ અભીપ્સા.

સંવત ૧૮૯૪ના મહાવદ ૧૪ના દિવસે મહાશિવરાત્રિનું પર્વ આવ્યું. પિતાએ વ્રત-પૂજા-ઉપવાસ રાખવા આજ્ઞા કરી. પરંતુ મૂળશંકર પ્રથમ સંમત થયો નહિ. તેમ જ માતાએ પણ વ્રત માટે ઉપવાસ–નિરાહાર રહેવું અને રાત્રિભર જાગરણ કરવાનું હોવાથી તે ભૂખ અને ઊંઘ સહન કરવાને અસમર્થ હોવાથી સંમતિ આપી

નહિ. પરંતુ પિતાએ મૂળશંકરને શિવરાત્રિનું વ્રત કરવા કહ્યું અને વ્રત માહાત્મ્ય કથા સંભળાવી. તેથી બાળક મૂળશંકર વ્રત રાખવા તૈયાર થયો અને તેણે વ્રતનો આરંભ કર્યો.

શિવરાત્રિની સાંજે-રાતે ટંકારાના દક્ષિણ તરફના દેરીનાકા બહાર આવેલ (સંવત ૧૮૮૭માં કરસનજી ત્રિવાડી નિર્મિત) **કુબેરનાથના મંદિરમાં** વ્રત-જાગરણ માટે અનેક વ્રતધારીઓ એકત્ર થયા ત્યારે મૂળશંકર પણ પિતાજીની સાથે ત્યાં ગયો.

રાત્રિના પ્રથમ પ્રહરની પૂજા કરી. બીજા પ્રહરની પણ પૂજા થઈ ગઈ. રાત્રિના બાર વાગી ગયા. ત્યાર બાદ વ્રતધારીઓ એક પછી એક ઝોકાં ખાવા માંડ્યા, ડોલવા માંડ્યા અને ઊંઘવા માંડ્યા. સર્વપ્રથમ તેના પિતાજીને ઊંઘ આવી ગઈ. પૂજારીઓ પણ બહાર જઈને સૂઈ ગયા. રાત્રિના આ ગંભીર, નીરવ, નિસ્તબ્ધ, સૂમસામ સમયમાં શિવાલયમાં બે જ્યોતિઓ પ્રકાશિત થઈ રહી હતી : એક દીપકની જ્યોત અને બીજી મૂળશંકરના ચિત્તમાં ઝગમગતી જ્યોત. દીપકની જ્યોત જ્ઞાન-શૂન્ય, ગ્રહણશક્તિ રહિત અને કોઈ ઘટનાનું પરિણામ આપવાને અસમર્થ હોઈ માત્ર પ્રકાશ ફેંકી શકે છે, પરંતુ મૂળશંકરની ચમત્કારી ચિત્તવૃત્તિની જ્યોત જ્ઞાનવાન, ગ્રહણશક્તિ સંપન્ન અને અતુલ શીઘ્રતાથી ઘટનાનું પરિણામ મેળવવાને સમર્થ હતી. મૂળશંકર પર પણ નિદ્રાદેવીનું આક્રમણ થયું. પરંતુ વ્રતના ફળને પ્રાપ્ત કરવા શિવ દર્શન માટે અધીરો બનેલો એ બાળ મહાત્મા મૂળશંકર આંખે પાણીની છાલકો મારીને જાગતો જ રહ્યો.

**શિવલિંગ પર ઉંદરોની દોડાદોડી :** જ્યારે મંદિરમાં સંપૂર્ણ નિસ્તબ્ધતા પ્રસરી રહી હતી, ત્યારે મંદિરના દરમાંથી ઉંદરો બહાર આવીને શિવલિંગ પર દોડાદોડી કરવા લાગ્યા. તેના પર ચડીને પ્રસાદ આરોગવા માંડ્યા અને તેને અપવિત્ર કરવા લાગ્યા. મૂળશંકરે આ દૃશ્ય જોયું. જેમ વાદળામાંથી છૂટીને આભ-ધરતીને વારણાં લેતી વીજળીનું તાંડવ ખેલાય, શાંત-સ્થિર સરોવરમાં પવનના તોફાનથી તરંગો ઊઠે, તેમ મૂળશંકરના ચિત્ત-આકાશમાં વિચારોનું તાંડવ મચ્યું, શંકાઓનું તોફાન ઊઠ્યું, પ્રશ્નોની હારમાળા ઊઠી કે, શું કથામાં વર્ણિત તે જ આ મહાદેવ છે. આ તો મનુષ્યની સમાન દેવ છે. પોઠિયા પર સવારી કરે છે. ખાય છે, પીએ છે, હરે છે, ફરે છે, કૈલાસવાસી છે, વરદાન અને શાપ આપે છે. એ તો દેવોનો દેવ મહાદેવ છે. મહાદેવ તો કામારિ, ત્રિપુરારિ, નીલકંઠ, જટાધારી, ડાક-ડમરું દ્વારા તાંડવ ખેલનાર, હાથમાં પિનાક-ધનુષ્યધારી, દૈત્યોનો નાશ કરનાર, ગળામાં ખોપરીની અને સર્પની માળા ધારણ કરનાર મહાસમર્થ મહાદેવ શું આ જ શિવ છે ? મૂળશંકરના મનમાં વિચારોનું તાંડવ નાચવા માંડયું, જેને કવિ દુલેરાય કારાણીએ સુંદર શબ્દોમાં ગ્રથિત કરતાં કહ્યું છે :



**કહા યહી દેવન કો, દેવ મહાદેવ આપ ?**
**યહી નીલકંઠ વૈકુંઠ કો વિહારી હૈ ?**
**અનાથોં કે નાથ આપ, એસો હૈ અનાથ ?**
**ડાક ડમરું કે સાથ જો પિનાક હસ્તધારી હૈ ?**
**કાલ હુ કો કાલ, રૂંઢમાલ જટાધારી કહા,**
**યહી હૈ કામારિ જા કો નેત્ર પ્રલયકારી હૈ ?**
**શંકર કો મૂલ, મૂલશંકર સોચત મહા –**
**ત્રિશૂલ કો ધારી કહા યહી ત્રિપુરારી હૈ ?**

આમ મૂળશંકરના મનમાં વિચારોની ઊથલ-પાથલ મચી રહી કે, આવો મહાદેવ હોવા છતાં એક નાના ઉંદરોને પણ હટાવી શકતો નથી. તો આ શંકરમાં અને કંકરમાં - પથ્થરમાં કોઈ ભેદ જ ક્યાં રહ્યો ?

**શંકર કો મૂલ દેખ, કંકર કે મૂલ,**
**મૂલશંકર લગત, મૂલ શોચન શંકર કો.**

**પિતા પાસે શંકા :** મૂળશંકરે પોતાના મનના વિચારોના સમાધાન માટે પિતાને જગાડ્યા, પરંતુ પિતા પાસે પ્રતિભાશાળી પુત્રની શંકાનું સમાધાન કયાં હતું ? તેઓએ કહ્યું –

*"કૈલાસ પર જે મહાદેવ રહે છે તેની મૂર્તિ બનાવીને આવાહન કરીને પૂજા કરવામાં આવે છે. અત્યારે કળિયુગમાં તે શિવનાં સાક્ષાત્ દર્શન થતાં નથી. એટલા માટે પથ્થર વગેરેની મૂર્તિ બનાવીને તેમાં મહાદેવની ભાવના કરીને પૂજા કરવાથી કૈલાસવાસી મહાદેવ પ્રસન્ન થાય છે."*

આથી મૂળશંકરની શંકાનું સમાધાન ન થયું. તેથી તેણે દઢ નિશ્ચય કરી લીધો કે જ્યાં સુધી મહાદેવનાં પ્રત્યક્ષ દર્શન નહિ થાય, ત્યાં સુધી તેની પૂજા કરીશ નહિ. ક્ષુધા અને નિદ્રાથી સંતપ્ત થયેલા મૂળશંકરે પિતા પાસે ઘરે જવાની આજ્ઞા માગી. પિતાએ ઘરે જઈને વ્રતભંગ ન કરવાની - ભોજન ન કરવાની ખાસ સૂચના આપી અને રક્ષણ માટે સિપાઈની સાથે મૂળશંકરને ઘરે મોકલ્યો.

**વ્રત-ભંગ :** મૂળશંકરે ભૂખ લાગેલી હોવાથી માતા પાસે ભોજનની ઇચ્છા વ્યક્ત કરી. વાત્સલ્ય હૃદય માતા પ્રથમથી જ વ્રત-ઉપવાસના પક્ષમાં ન હતી. તેણે મીઠાઈ ખાવા માટે આપી અને પિતાને વ્રત-ભંગની જાણ ન કરવા મૂળશંકરને તાકીદ કરી. મૂળશંકર ભોજન કરીને રાત્રે એક વાગ્યે સૂઈ ગયો અને સવારે આઠ વાગે ઊઠ્યો. પિતાને સવારે વ્રતભંગની જાણ થતાં તેના પર ગુસ્સે થયા. પરંતુ માતા અને કાકાએ તેમને શાંત કર્યા. મૂળશંકરને મૂર્તિપૂજા, વ્રત અને ઉપવાસ પર હવે કોઈ શ્રદ્ધા કે

વિશ્વાસ રહ્યો નહિ, તેથી કાકા દ્વારા તેમાંથી મુક્તિ મેળવી લીધી. પઠન-પાઠનમાં એકાગ્ર બનીને એક પંડિત પાસે નિઘંટુ, નિરુક્ત, પૂર્વમીમાંસા તથા કર્મકાંડના ગ્રંથોનો અભ્યાસ કર્યો.

**પ્રબોધ :** શિવરાત્રિની ઘટના મૂળશંકરના જીવનમાં મૌલિક પરિવર્તનના કારણભૂત બની. કારણ કે મૂળશંકરની નાનપણથી એ પ્રકૃતિ હતી કે કોઈ વાત **बाबा वाक्यं प्रमाणम्** અર્થાત્ આંખ મીચીને માની ન લેવી. દરેક વાતને પ્રમાણની એરણ પર તર્કના હથોડાથી ટીપીને જે અસત્ય, નિઃસાર, નિઃસત્ત્વ અને અર્થહીન જણાય તેનો ત્યાગ કરવો એ દયાનંદનું જીવનદર્શન હતું. જેથી તેમણે સમાજમાં અને દેશમાં બુદ્ધિવાદ અને તર્કપ્રવણતાનું સ્થાપન કર્યું અને તેઓ યુગપ્રવર્તકના રૂપમાં પૂજ્ય બન્યા.

શિવરાત્રિની એ ઘટનાએ મૂળશંકરને સાચા શિવનાં દર્શન કરવા હડસેલો મારીને બેઠો કર્યો. તેમને સાચા શિવને મેળવવાની ધૂન જાગી, જાણે અલખની ધૂણીના દેવતા પરની રાખને ફૂંક મારતાં તેનું પડળ ઊડી જાય, તેમ બાળ મહાત્મા મૂળશંકરના આત્મા આડેના પડળ પર શિવરાત્રિએ ફૂંક મારીને દયાનંદ બનાવ્યો. જેથી કવિએ શિવરાત્રિને સંબોધીને કહ્યું છે :

અય શિવરાત્રિ અગર તૂ ન હોતી,
તો મિલતા ન હમ કો દયાનંદ સા મોતી;
અગર ચૂહોં ને ગરબડ કી ન હોતી,
તો જલતી ન જગ મેં વેદોં કી જ્યોતિ.

## વૈરાગ્ય

શિવરાત્રિની ઘટના પછી બે વર્ષે મૂળશંકરના સોળમા વર્ષે (સંવત ૧૯૯૬)માં તેનાથી બે વર્ષ નાની બહેનના મૃત્યુની ઘટના બની.

**બહેનનું મૃત્યુ :** મૂળશંકર એક દિવસ રાતે કુટુંબીજનોની સાથે ગામમાં નાચ એટલે કે તરગાળા જ્ઞાતિની રમત કે ભવાઈનો વેશ જોવા ગયા હતા, ત્યારે એક નોકરે ઓચિંતા હાંફતાં હાંફતાં આવીને બહેનને વિસૂચિકા–કોલેરા થયાની જાણ કરી. આ શોકદાયક સમાચાર સાંભળીને બધા તુરત જ ઘરે દોડી ગયા. ત્યાં પહોંચીને જોયું તો બહેન બેસુધ અને અવાક્ પડી હતી. તાત્કાલિક વૈદ્યને બોલાવીને અનેક ઉપચારો કરવામાં આવ્યા. પરંતુ તેથી આરામ થયો નહિ અને ચાર કલાકમાં વહાલી બહેનનું મૃત્યુ થયું. જેથી બધાં લોકો શોકસાગરમાં ડૂબી ગયાં.

મૂળશંકરે આટલા નજીકથી મૃત્યુને સર્વ પ્રથમ જોયું હતું. જ્યારે એક બાજુ આખો પરિવાર રોકકળ, કરુણ ક્રંદન અને કલ્પાંત કરી હીબકાં ભરી રહ્યો હતો, આંસુઓ વહાવી રહ્યો હતો, ત્યારે મૂળશંકર બહેનની પથારી પાસેની દીવાલના ટેકે ગમગીન અને ભયભીત બનીને ઊભો હતો, તેના મનમાં મૃત્યુ એટલે શું ? શું બધાને આ રીતે મરવું



પડશે ? શું હું પણ આ રીતે એક દિવસ મૃત્યુ પામીશ ? શું આ શરીર ક્ષણભંગુર છે ? પાણીના પરપોટા સમાન ચંચળ છે ? કમળપત્ર પરના જલબિન્દુ સમાન છે ? શું મૃત્યુથી બચવાનો કોઈ ઉપાય નથી ? આવા પ્રશ્નોની શૃંખલા ચાલી.

મૂળશંકરનું મન વિચારોનાં વમળોમાં પવનના તોફાનથી સૂકા પાંદડાની માફક ઊડી રહ્યું હતું અને તે મૂર્તિની સમાન સ્તબ્ધ ઊભો હતો. તેના નેત્રમાંથી આંસુનું એક પણ ટીપું નીકળ્યું નહિ; જેથી પિતા, પ્રેમાળ માતા અને સગા-સંબંધીઓએ તેને પથ્થર હૃદય કહ્યો અને ત્યાંથી દૂર જઈને સૂઈ જવા માટે કહ્યું. પરંતુ મૃત્યુના દૃશ્યે ઘોર નિદ્રા લેનાર કિશોરને ભયભીત કરી દીધો હતો અને તે ભયથી ધ્રૂજીને જાગી જતો હતો. કારણ કે મૃત્યુનો ભય તો વિદ્વાનોને પણ રહે છે. તેથી મહર્ષિ પતંજલિએ પણ કહ્યું છે : **स्वरसवाही विदुषोऽपि तथा रूढोऽभिनिवेशः** ॥ (યોગદર્શન- ૨ : ૯ )

મૃત્યુ પછીના દિવસોમાં પણ રિવાજ પ્રમાણે સહાનુભૂતિ માટે આવતાં સગાં-સંબંધીઓ પણ રડીને કલ્પાંત કરતા હોવા છતાં મૂળશંકર એક વાર પણ રડ્યો નહિ. જેથી બધા તેને ધિક્કારતા હતા. પરંતુ તે સદાને માટે રડવાથી બચવાનો ઉપાય શોધી રહ્યો હતો.

મૂળશંકરની સમક્ષ મૃત્યુની આ ઘટનાથી જેમ કાળમીંઢ શિલાને અથડાઈને નદીનો પ્રવાહ બદલાઈ જાય છે, તેમ મૂળશંકર મૃત્યુ-ક્લેશથી છૂટવાના વિચારોના ચકરાવે ચડ્યો. તેના કિશોર હૃદયમાં વૈરાગ્યની ચિનગારી પ્રજ્વળી ઊઠી. સદા - સર્વદા મૃત્યુના દુઃખમાંથી મુક્ત થવાના ઉપાયની શોધમાં તેનાં રાત-દિવસ વ્યતીત થવા માંડ્યાં, પરંતુ તેણે આ વિચારને કોઈની સામે પ્રકટ કર્યો નહિ.

**કાકાનું મૃત્યુ :** મૂળશંકર પર અત્યધિક સ્નેહ અને વાત્સલ્ય કરનાર એક ધાર્મિક અને વિદ્વાન કાકા હતા. (તેનું નામ અજ્ઞાત છે. કોઈ લેખકો માવજી નામ કલ્પિત અને અપ્રમાણિત બતાવે છે. પરંતુ તે સત્ય નથી.) મૂળશંકર સંવત્ ૧૮૯૯માં ઓગણીસ વર્ષનો યુવક હતો, ત્યારે તેના પરમ પ્રિય કાકા વિસૂચિકા–કોલેરાથી ગ્રસ્ત બન્યા. તેઓ મરણાસન્ન હતા. લોકો તેમની નાડી જોઈ રહ્યા હતા. કાકાએ મૂળશંકરને પોતાની પાસે બોલાવીને બેસાડ્યો. તેઓ મૂળશંકર તરફ જોઈને અશ્રુધારા વહાવી રહ્યા હતા. કાકાની આ અવસ્થા જોઈને તેનાથી રહેવાયું નહિ અને તે કરુણ ક્રંદન સાથે રડવા લાગ્યો. તેની આંખોમાંથી ગંગા-જમુનાની ધારા વહેવા લાગી. તે રડીને હીબકે ચડ્યો અને ક્યારેય પણ નહિ રડેલ એટલું રડતાં-રડતાં તેની આંખો સૂજી ગઈ.

**અમરપદની ધારાઓ :** મૂળશંકરના મનમાં શિવરાત્રિની ઘટના ઘોળાતી હતી. ત્યાં વહાલી બહેનને મોતનું ખપ્પર ભરખી ગયું. મોત એટલે શું ? એવી હૈયામાં હલબલતી વિચારોની ઊથલ-પાથલ જ્યારે ઉફાણે ચડી હતી, ત્યારે પિતાથી પણ

અધિક હેત કરનાર કાકાનો દેહાંત થયો. આ ઘટનાઓથી મૃત્યુનો ભેદ ઉકેલવા ઉફાણે ચડેલા વિચારો વધુ ઉભરાવા માંડ્યા અને મૃત્યુંજય બનવાના વિચારો ઊભરાઈને રેલે ચડ્યા.

શિવરાત્રિએ શિવદર્શનનો તણખો પેટાવ્યો. એ તણખાને મૃત્યુની ઘટનાઓએ વૈરાગ્યની હવા ફૂંકવા માંડી. એના ચિત્તમાં રાજકુમાર સિદ્ધાર્થની માફક વૈરાગ્યનો હુતાશન ભડભડવા માંડ્યો. વિરક્તિ કુંડમાં ઘૃતની ધારાઓ પડી. મૃત્યુંજયના વિચારોની જ્વાળાઓ દાવાનળ બની ઊઠી. અમરપદની ધારાઓ વહેવા માંડી.

મૂળશંકરે પોતાના એ વિચારો માતા-પિતા સમક્ષ પ્રગટ કર્યા નહિ. પરન્તુ મિત્રો અને પંડિતોને અમર થવાનાં સાધન પૂછતાં યોગાભ્યાસ બતાવ્યો, અને તે માટે ગૃહત્યાગ કરવાનો વિચાર ધીરે-ધીરે પુષ્ટ થવા માંડ્યો. માતા-પિતાને તેની મનોદશાની જાણ થતાં તેઓ તેને વિવાહના બંધનથી બાંધી દેવાની તૈયારી કરવા લાગ્યા. પરંતુ વિશ્વસનીય મિત્રો દ્વારા માતા-પિતાને સમજાવીને મૂળશંકરે વિવાહનો પ્રસંગ એક વર્ષ માટે રોકાવી રાખ્યો. ત્યારે મૂળશંકર વીસ વર્ષ પૂર્ણ કરીને એકવીસમા વર્ષની યુવાનીમાં પદાર્પણ કરી રહ્યો હતો.

**કાશીમાં અધ્યયનનો પ્રસ્તાવ :** મૂળશંકરે પિતા સમક્ષ વ્યાકરણ, જ્યોતિષ અને વૈદક વગેરેના અધ્યયન માટે કાશી મોકલવા માટે પ્રસ્તાવ મૂક્યો. પરંતુ માતા-પિતા અને કુટુંબીજનોએ તેની સંમતિ આપી નહિ. કારણ કે આગલા વર્ષે વિવાહ કરવા માટે કન્યાનાં માતા-પિતા પણ ઉતાવળ કરી રહ્યાં હતાં. જેથી કહ્યું કે હવે કાશીમાં અભ્યાસ કરવાની જરૂર નથી અને ઘરે રહીને અભ્યાસ કરવા જણાવ્યું. જ્યારે મૂળશંકરે આગ્રહ રાખ્યો, ત્યારે હંમેશાં પોતાના પક્ષમાં રહેનાર માતા પણ વિરુદ્ધ બની ગઈ. કારણ કે તેને પુત્ર કાશી જઈને વૈરાગી બની જશે એવો ભય હતો. પિતા ગૃહકાર્યમાં સંલગ્ન કરવા તેને જમીનદારીનું કાર્ય સોંપવા ઇચ્છતા હતા પરંતુ મૂળશંકરે તેનો સ્વીકાર કર્યો નહિ.

મૂળશંકરે ટંકારાથી ત્રણ ગાઉ દૂર પોતાની જમીનદારીના ગામમાં એક વિદ્વાન પંડિત હતા તેની પાસે વિદ્યાધ્યયન માટે મોકલવા કહ્યું. તેમાં સંમતિ મળતાં તેની પાસે જઈને અભ્યાસ કરવા લાગ્યો. ત્યાં એક દિવસ તેમણે વાર્તાલાપમાં પોતે વિવાહ કરવા ઇચ્છતો નથી તેમ જણાવ્યું. તે પંડિતે તેના વિચારોની પિતાને જાણ કરતાં તેઓએ પુત્રને ઘરે બોલાવી લીધો અને વિવાહનો પ્રબંધ કરવા લાગ્યા. ત્યારે મૂળશંકરને એકવીસમું વર્ષ પૂરું થયું હતું. આ રીતે જ્યારે વિવાહની તૈયારી થઈ રહી હતી, એક મહિનામાં વિવાહ થવાનું નિશ્ચિત હતું, ત્યારે તેની પાસે ગૃહત્યાગ સિવાય અન્ય કોઈ વિકલ્પ હતો નહિ.

● ● ●



# મહાભિનિષ્ક્રમણ — અમૃતની ખોજ

સંવત ૧૯૦૩માં મૂળશંકરે બાવીસમા વર્ષમાં પ્રવેશ કર્યો હતો. મદમાતી, ઊભરાતી અને ઊછળતી ભરજુવાનીમાં, છલકતા વૈરાગ્યમાં, સાચા શિવની શોધમાં અને અમરપદને પ્રાપ્ત કરવા—અમૃતની ખોજમાં તે એક દિવસની સાંજે ઘરેથી નીકળી રહ્યો છે.

મૂળશંકર માતા-પિતાની વાત્સલ્યમય ગોદમાંથી જગત પિતા અને જગત માતાની ગોદમાં બેસવા, ભાઈ, બહેન, સગાં, સંબંધી, મિત્રોનાં બંધન તોડીને, જગત બંધુ અને જગત સખા સાથે સંબંધ જોડવા સદાને માટે નીકળી રહ્યો છે. એ ઋષિસંતાન ઋષિ પદવી પ્રાપ્ત કરવા ગૃહત્યાગી બની રહ્યો છે. સાંસારિક ગૃહને તિલાંજલિ આપીને આત્માના અવિનાશી ગૃહ તથા બ્રહ્મલોકની ખોજ કરવા નીકળી રહ્યો છે.

**ગૃહત્યાગ :** મૂળશંકરે ટંકારા ગામ છોડ્યું, ઘર છોડ્યું, જાગીર છોડી, ધન, સંપત્તિ સુંદર-સુમધુર ભોજન અને સુખને અલવિદા કર્યું. વાત્સલ્યમૂર્તિ માતા-પિતા, સ્નેહલ બહેન અને પ્રેમાળ ભાઈનો સંબંધ સદાને માટે છોડ્યો. જગતના મોહજાળને તોડીને, સંસારી સંબંધ-બંધનને તોડીને, વૈરાગ્યના કઠિન માર્ગનું અવલંબન કરીને, મૃત્યુંજય બનવા નીકળેલા યુવાન મૂળશંકરનું એ દૃશ્ય કેવું અલૌકિક હશે !

જેમ પિંજરે પડેલો વનરાજ કેસરી પિંજરાને તોડીને જંગલ ભણી છલાંગો ભરવા માંડે, જેમ પિંજરે પુરાયેલો રાજહંસ પિંજરાનું દ્વાર ખૂલતાં માનસરોવરના પથ પર ધસવા માંડે તેમ માતા-પિતાના પ્રેમપિંજરમાંથી છૂટીને મૂળશંકર સાચા શિવને શોધવા, મૃત્યુંજય બનવા જંગલની વાટે નીકળી પડ્યો. અરણ્યમાં અનેક અટવીઓને વીંધતો, અનેક વિઘ્નોને ફંગોળતો તથા ગામોને ઓળંગતો, સત્ધામના કેડે ડગલીઓ માંડી રહ્યો છે.

**પ્રથમ રાત્રિ :** મૂળશંકરે તે સાંજે સંધ્યાના રંગમાં રંગાતા પોતાના વૈરાગ્યના વિચારોમાં ટંકારાથી ચાર ગાઉ દૂર કોઈ ગામમાં રાત પસાર કરી.[૧]

૧. સ્વામીજીએ પોતાની આત્મકથામાં પ્રથમ રાત્રિના નિવાસના ગામ-સ્થાનનો કોઈ નિર્દેશ કરેલ નથી. પરંતુ ગૃહત્યાગ પછી મોરબી રાજ્યની સીમા-સરહદમાં તેને કોઈ ઓળખી ન જાય તે માટે ટંકારાથી ચાર ગાઉ દૂર જ્યાં વાંકાનેર રાજ્યની હદ પ્રારંભ થાય, ત્યાંના કોઈ ગામમાં રાત્રિ નિવાસ કરેલ હોવો જોઈએ.

કોઈ લેખકે મૂળશંકરે પ્રથમ રાત્રિ મોટા રામપુર ગામના હનુમાન મંદિરમાં વિશ્રામ કર્યા હોવાનો ઉલ્લેખ કરેલ છે. પરંતુ તે યુક્તિયુક્ત અને ભૌગોલિક દૃષ્ટિએ પણ યોગ્ય નથી. તેમજ રામપુર ટંકારાથી અઢી ગાઉ દૂર છે. આ પંક્તિ લેખકે એકાધિકવાર રામપુર જઈને શોધ કરતાં જોયું કે તે હનુમાન મંદિર એટલું નાનું છે કે તેમાં બેસવાની જગ્યા નથી. સૂવાની તો કલ્પના પણ કરી શકાય તેમ નથી. આના વિસ્તૃત વર્ણન માટે જાન્યુ. ૧૯૮૬ના વેદવાણીનો દયાનંદ વિશેષાંક દૃષ્ટવ્ય છે.

**બીજી રાત્રિ :** પ્રથમ રાત્રિના એક પ્રહર એટલે કે ત્રણ કલાક બાકી હતા, ત્યારે ઊઠીને બીજા દિવસે પોતાને કોઈ પરિચિત મળે તો ઓળખી ન જાય તે માટે પ્રસિદ્ધ ગામ અને સડક-માર્ગ છોડીને આડાઅવળા રસ્તે પંદર ગાઉ ચાલવા છતાં ટંકારાથી દશ ગાઉ દૂરના એક ગામના હનુમાન મંદિરમાં નિવાસ કર્યો.[1]

**ત્રીજો દિવસ :** મૂળશંકરના ગૃહત્યાગ પછી પિતા દ્વારા શોધખોળ ચાલી રહી હતી. ત્રીજા દિવસે મૂળશંકરને કોઈ રાજ્યના નોકર પાસેથી સાંભળવા મળ્યું કે તેને શોધવા માટે કેટલાક ઘોડેસવારો અને પગપાળા માણસો ત્યાં સુધી આવ્યા હતા.

**ઠગ સાધુઓનો મેળાપ :** મૂળશંકરની પદયાત્રા આગળ ધપી રહી હતી. રસ્તામાં તેને મૂર્તિ રાખેલા વેશધારી ઠગ-વૈરાગીઓની મંડળી મળી. તેઓએ મૂળશંકરને હાથમાં સોનાની વીંટીઓ વગેરે આભૂષણો ધારણ કરેલ હોવાથી ચીડવ્યો કે, વાહ ! વૈરાગી બનવા નીકળ્યો છે. આંગળીઓમાં સોનાની વીંટીઓ પહેરી છે. તારી પાસે જે હોય તેનો ત્યાગ કર તો સાચો વૈરાગી કહેવાય. જેથી મૂળશંકરે હાથમાંની ત્રણ વીંટીઓ અને તેની પાસે જે કાંઈ હતું, તે આપી દીધું અને આગળ ચાલવા માંડ્યું. વેષધારી ઠગ સાધુઓને કયાં ખબર હતી કે, આ યુવક ભવિષ્યમાં તમારા જેવા ધર્મની દુકાનદારી ખોલીને લૂંટ ચલાવી રહ્યા છે તેમની પોલ ખોલવા જ નીકળેલો છે.

**સાયલા નિવાસ :** મૂળશંકરને લોકો દ્વારા સાંભળવામાં આવેલ કે સાયલામાં લાલા ભગત નામના પુરુષ છે અને ત્યાં તેની જગ્યા છે. તેમાં કોઈ સાધુ-સંત અને યોગી મળશે. તેના દ્વારા યોગસાધના દ્વારા પોતાના ધ્યેયની સિદ્ધિ મળશે. આવી કલ્પનાથી તેણે સાયલા જઈને નિવાસ કર્યો.

**ભૂતનો ડર :** મૂળશંકર સાયલામાં એક રાતે વૃક્ષ નીચે સાધના કરવા બેઠેલ ત્યારે વૃક્ષ પર પક્ષીઓનો વિચિત્ર ઘૂ-ઘૂ અવાજ સાંભળીને, નાનપણમાં ભૂત-પ્રેતની વાતો સાંભળેલી તેથી ભૂતની કલ્પના કરીને ડર લાગતા મઠ—મંદિરમાં ચાલ્યો ગયો.

**શુદ્ધચૈતન્ય બ્રહ્મચારી :** સાયલામાં મૂળશંકરને એક અજ્ઞાતનામા બ્રહ્મચારી મળ્યો. તેણે નૈષ્ઠિક બ્રહ્મચારી બનવાની પ્રેરણા આપી. તેના દ્વારા બ્રહ્મચર્યની દીક્ષા લઈને, ભગવાં

૧. સ્વામીજીની આત્મકથાનુસાર તેઓનું ગંતવ્ય સ્થાન સાયલા હતું. ટંકારાથી ૧૦ ગાઉ દૂર વચ્ચેના ગામ અને હનુમાન મંદિરની શોધખોળ કરવા આ લેખકે પ્રવાસ કરીને આજુ—બાજુનાં સાત જૂનાં હનુમાન મંદિરોની તપાસ કરી છે. તેમાં વાંકાનેરથી સાયલા જતાં બે ગાઉ પર 'કેરાલા' નામનું ગામ છે. તેની વચ્ચે મચ્છુ નદીના સામા કાંઠે **'લુણસરિયા'** ગામ છે તે ગામમાં નદીના કાંઠે **'રાણીમાના હનુમાન'**નું મંદિર આવેલ છે. સ્વામીજીની આત્મકથાના વર્ણન અનુસાર આ લુણસરિયા ગામના રાણીમાના હનુમાન મંદિરમાં સ્વામીજીએ રાત્રિ નિવાસ કરેલ હોવાનું પ્રતિપાદન થાય છે. આનું વિસ્તૃત વર્ણન "વેદવાણી" માસિકના જાન્યુ. ૧૯૮૭ના વિશેષાંક(૪)માં દૃષ્ટવ્ય છે.



વસ્ત્રો અને હાથમાં તુંબીપાત્ર ધારણ કર્યાં અને **"શુદ્ધચૈતન્ય"** એવું નામ ધારણ કર્યું. આથી મૂળશંકરમાંથી તે બ્રહ્મચારી શુદ્ધચૈતન્ય બન્યો.

સાયલામાં તેમની ઈચ્છા મુજબ યોગાભ્યાસની કોઈ પ્રાપ્તિ થઈ નહિ. કારણ કે લાલા ભક્ત (સંવત ૧૮૫૬—૧૯૧૮) કોઈ યોગી ન હતા. તેઓ નામ-જપ, કંઠી ધારણ, માળા ફેરવવા અને ભજન ગાનાર માત્ર ભક્ત હતા અને તેના મંદિરમાં - જગ્યામાં કોઈ યોગીનો મેળાપ પણ થયો નહિ. તેથી કોઈ પ્રાપ્તિ થઈ નહિ. જેથી સ્વામીજીએ સ્વયં આત્મકથન (પૂના વ્યાખ્યાન)માં – "ત્યાં મને શાન્તિ મળી નહિ" એમ કહેલ છે. આથી સાયલામાં થોડા દિવસો નિવાસ કરીને તેણે ત્યાંથી પ્રસ્થાન કર્યું.[1]

**કોઠ-ગાંગડ નિવાસ :** સાયલામાં થોડો સમય નિવાસ કરીને બ્રહ્મચારી શુદ્ધચૈતન્ય અમદાવાદ નજીકના કોઠ-ગાંગડ નામનું જે નાનું રાજ્ય અને ગામ છે ત્યાં આવ્યો. તે ગામના એક સ્થાનમાં ઘણા વૈરાગીઓ રહેતા હતા અને તેના ફંદામાં કોઈ એક રાણી ફસાઈ હતી. શુદ્ધચૈતન્યને વૈરાગીઓ પોતાની જમાતમાં—માયાજાળમાં ફસાવવા ઈચ્છતા હતા. તેનાં વસ્ત્રો જોઈને તેની મશ્કરી કરતા હતા. જેથી તેણે પોતાની પાસે રહેલ રેશમી કોરનું ધોતિયું ફેંકી દીધું અને પોતાની પાસે માત્ર ત્રણ રૂપિયા બચ્યા હતા તેમાંથી સાદું ધોતિયું ખરીદીને ધારણ કર્યું. તે ધૂર્ત વૈરાગીઓની જમાતમાંથી નીકળીને, અન્ય સ્થાનમાં રહીને તેણે કોઠ-ગાંગડમાં ત્રણ મહિના નિવાસ કર્યો.

**સિદ્ધપુર પ્રસ્થાન :** કોઠ-ગાંગડમાં એ સમયે સિદ્ધપુરમાં કારતક સુદ પૂનમે ભરાનાર મેળાની ચર્ચા સાંભળી. જેથી ત્યાં કોઈ યોગી મળી જાય તે આશાથી સિદ્ધપુર તરફ પ્રસ્થાન કર્યું.

**પરિચિત વૈરાગીનો મેળાપ :** રસ્તામાં તેને ટંકારાની બાજુના ગામનો એક વૈરાગી જે તેના કુટુંબથી પરિચિત હતો તેનો મેળાપ થયો. વૈરાગી સાથેના વાર્તાલાપમાં શુદ્ધચૈતન્યે પોતાના ગૃહત્યાગ અને ત્યાર બાદની સર્વ હકીકત જણાવી અને અહીંથી સિદ્ધપુરના કાર્તિકી મેળામાં જઈ રહ્યાની પણ જાણ કરી દીધી.

**સિદ્ધપુરમાં સત્સંગ :** શુદ્ધચૈતન્યે સિદ્ધપુર પહોંચીને ત્યાં નીલકંઠ મહાદેવના મંદિરમાં—જગ્યામાં નિવાસ કર્યો.[2] વૈરાગ્યના પાકા રંગમાં રંગાયેલ એ યુવક બ્રહ્મચારી

૧. કોઈ લેખકે મૂળશંકરની સાયલામાં દોઢ મહિનો રહેવાની કલ્પના કરી છે. પરંતુ આ પ્રામાણિક નથી. આ પંક્તિ લેખક દ્વારા સ્વયં સાયલા જઈને જાતતપાસ કરીને શોધખોળ કરતાં આવી કોઈ માહિતી પ્રાપ્ત થયેલ નથી. આના વિસ્તૃત વર્ણન માટે 'વેદવાણી'ના જાન્યુ. ૧૯૮૬નો દયાનંદ વિશેષાંક—૩ દૃષ્ટવ્ય છે.

૨. આ લેખકે ઋષિ દયાનંદના પ્રારંભિક જીવનના શોધકાર્ય માટે સંબંધિત અનેક સ્થાનોમાં ભ્રમણ કરીને માહિતી પ્રાપ્ત કરવા પ્રયાસ કરેલ છે. તેની અન્તર્ગત સિદ્ધપુરના નીલકંઠ મહાદેવના મંદિરની પણ આચાર્ય જ્ઞાનેશ્વરજી આર્ય (દર્શન યોગ મહાવિદ્યાલય, રોજડ)ની સાથે ૧૦ માર્ચ, ૨૦૦૬ના રોજ મુલાકાત લીધી હતી.

કોઈ પાસેથી **ભવભય – ભંજની ભગવતી યોગવિદ્યા** પ્રાપ્ત થાય અને અમરપદનો પથ મળી જાય તે માટે ત્યાં રહેલા દંડી સ્વામી અને બ્રહ્મચારીઓ તથા જે કોઈ પંડિતો અને મહાત્માઓની જાણ થતી તેઓની પાસે જિજ્ઞાસુ બનીને સત્સંગ કરતો હતો.

**પિતાનું આગમન :** સિદ્ધપુર જતા માર્ગમાં મળેલા વૈરાગીએ ટંકારા કરસનજી ત્રિવાડીને તેનો પુત્ર ભગવા વસ્ત્રમાં મળેલો અને સિદ્ધપુર મેળામાં ગયેલ હોવાના સમાચાર જણાવ્યા. તેથી પિતા તરત જ ચાર સિપાહીઓને સાથે લઈને સિદ્ધપુર પહોંચ્યા. મેળામાં ફરતાં-ફરતાં પુત્રની તપાસ કરવા લાગ્યા. એક દિવસ સવારે પંડિતોની વચ્ચે બેઠેલા પુત્રનો ભેટો થઈ ગયો.

**પિતાનો ક્રોધ–કઠોર વચન :** પુત્રને ભગવી કફની અને તુંબીપાત્રમાં જોઈને કરસનજી અત્યંત ક્રોધાવેશમાં આવીને કઠોર વાણીમાં ઠપકો આપવા માંડ્યા કે – "તું આપણા કુળમાં કલંક લગાડનાર પેદા થયો છે. તારી માતા રડી-રડીને મરી રહી છે. તું કઠોર હૃદયનો બનીને તારી માતાનો હત્યારો બની રહ્યો છે."

પિતાજીના ક્રોધથી ભય પામેલ શુદ્ધચૈતન્ય પાસે માત્ર એક જ ઉપાય હતો. તેણે ઊઠીને પિતાજીના પગ પકડી લીધા અને વંદન કરીને કહ્યું :

*"આપ ક્રોધ ન કરો. હું કોઈ ધુતારાના ભોળવવાથી અહીં આવ્યો છું. આથી મને પોતાને પણ ખૂબ જ દુઃખ પડ્યું છે. હવે હું ઘરે પાછો ફરવાનો જ હતો, ત્યાં આપ આવી ગયા. તે ઘણું જ સારું થયું. હું હવે આપની સાથે ઘરે પાછો આવવા તૈયાર છું."*

પરંતુ પિતાનો ક્રોધાગ્નિ શાંત ન થયો. તેમણે જોરથી ધસીને તેનાં ભગવાં વસ્ત્રો–કફની ફાડી નાખ્યાં. તુંબડું તોડીને ફેંકી દીધું અને ખૂબ જ કઠોર વચનની વર્ષા કરતા રહ્યા. ત્યારબાદ દેશાચાર અનુસારનાં શ્વેત વસ્ત્રો ધારણ કરાવી પોતાના ઉતારા-સ્થાન પર લઈ આવ્યા.

**નજરકેદ :** પુત્રે અનુનય અને વિનયપૂર્વક ઘરે સાથે આવવાનું કહેવા છતાં પિતાએ તેના વચન પર વિશ્વાસ રાખ્યો નહિ અને એક ક્ષણ માટે પણ એકલો ન છોડવા સિપાઈઓનો ચોકી-પહેરો ગોઠવી દીધો. રાતે પણ એક સિપાઈ તેના માથા પર જાગતો રાખીને નજરકેદ કરી દીધો.

**પિતાનો અંતિમ મેળાપ :** પિતા પુત્રને ઘરે લઈ જવા જેટલા દૃઢ હતા, તેટલો જ શુદ્ધચૈતન્ય પોતાના શિવદર્શન અને મૃત્યુંજય બનવાના સંકલ્પમાં દૃઢ હતો. તે – **"तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्"** (યોગદર્શન - ૧ : ૧૬) અનુસાર પૂર્વજન્મના સંસ્કારોથી પર એટલે કે ઉત્કૃષ્ટ વૈરાગ્ય પર પહોંચેલો તેનો આત્મા પિતાની નજરકેદમાંથી ભાગી નીકળવા ઇચ્છતો હતો.



પિતૃબંધનમાં બે દિવસ અને બે રાત પસાર થઈ ગયાં. તે રાતે ઊંઘી જવાનો ડોળ કરીને નસકોરાં બોલાવતો હતો, પરંતુ હકીકતમાં જાગતો રહેતો હતો. ત્રીજો દિવસ પસાર થઈ ગયો. રાતના ત્રણ વાગ્યે સિપાઈ બેઠો-બેઠો ઝોલે ચડ્યો–ઊંઘી ગયો. આ અવસર મળતાં શુદ્ધચૈતન્ય કોઈ જોઈ જાય તો "લઘુશંકા માટે જાઉં છું" તેમ કહી શકાય માટે એક લોટો લઈને ભાગી નીકળ્યો.

ત્યાંથી ભાગીને શ્વાસભેર દોડતાં ક્યાંય પણ રોકાયા વિના અર્ધો ગાઉ દૂર એક બગીચામાં પહોંચીને, પાણીનો લોટો ભરીને, ઝાડની મદદથી એક મંદિરના શિખર પર ચડીને તેની બખોલમાં, ઝાડની ઘટામાં છુપાઈને બેસી ગયો અને હવે શું થાય છે તેની પ્રતીક્ષા કરવા લાગ્યો.

આ બાજુ પિતાને ભાગી જવાની જાણ થતાં તેની શોધ-ખોળ કરવા ચારે બાજુ નીકળી પડ્યા. સવારના ચાર વાગ્યે બગીચામાં આવીને તપાસ કરીને માળીને પણ પૂછપરછ કરી રહ્યા હતા. પરંતુ છુપાયેલો પુત્ર દૃષ્ટિગોચર થયો નહિ. અંતે નિરાશ થઈને ભગ્ન હૃદયે તેઓ પાછા ચાલ્યા ગયા.

આ દૃશ્ય શુદ્ધચૈતન્યની નજર સમક્ષ બની રહ્યું હતું. ત્યારે તેણે લપાઈને, હલનચલન વિના, શ્વાસ પણ થંભાવીને, મંદિરના શિખર પર વૃક્ષની ઘટામાં, આખો દિવસ–પંદર કલાક કંઈ પણ ખાધા વિના માત્ર લોટાના જળનું આચમન કરીને પસાર કર્યો.

જ્યારે થોડું અંધારું થયું, ત્યારે રાતે સાત વાગ્યે નીચે ઊતર્યો અને પ્રસિદ્ધ સડકમાર્ગ છોડીને વિપરીત દિશામાં ચાલવા માંડ્યું. કોઈને પૂછીને બે ગાઉ દૂરના એક ગામમાં જઈને વિશ્રામ કર્યો. પ્રાતઃકાલ થતાં તે ગામથી પણ પ્રસ્થાન કર્યું. પિતા-પુત્ર તથા સ્વજનોનો આ અંતિમ મેળાપ હતો – અંતિમ પિતૃદર્શન હતું.

**રાજકુમાર અને બ્રહ્મકુમાર :** શુદ્ધચૈતન્ય – સ્વામી દયાનંદને ગૃહત્યાગ અને વૈરાગ્યના માર્ગ પર ફરીવાર ચાલવા માટે વિશેષ કુશળતા તથા અનેક કષ્ટો સહન કરવાં પડ્યાં હતાં. જ્યારે કપિલવસ્તુના યુવરાજ શાક્યસિંહ-સિદ્ધાર્થને ગૃહત્યાગ અને વૈરાગ્યના માર્ગ પર એવાં કષ્ટ નહોતાં સહન કરવાં પડ્યાં. ૨૯ વર્ષના રાજકુમાર સિદ્ધાર્થે ગૃહત્યાગનો નિર્ણય કર્યો ત્યારે પોતાના સારથી અને નોકર છંદક(છન્ન)ને અશ્વ તૈયાર રાખવા આજ્ઞા કરી હતી. જ્યારે તેનાં માતા–પિતા–પત્ની–પુત્ર–નોકર–ચાકર બધાં મધરાતે નિદ્રામાં હતાં, ત્યારે તે રાજકુમાર ઊઠીને છંદક નામના નોકરને સાથે લઈને કોઈ અવરોધ વિના નીકળી ગયો હતો. તેની પ્રવ્રજ્યા માર્ગમાં કોઈ રોક-ટોકનો અવરોધ હતો નહિ જેથી ગૌતમ બુદ્ધનો પ્રવ્રજ્યા માર્ગ કંટકશૂન્ય હતો.

જ્યારે ટંકારાના બ્રહ્મકુમાર મૂળશંકર – દયાનંદનો ગૃહત્યાગ અને વૈરાગ્ય માર્ગ કંટકપૂર્ણ હોવા છતાં, ઉપરોક્ત અનેક અવરોધોની વચ્ચે પણ અટ્ટલ અને દૃઢ રહ્યો હતો. તેણે તો ધરતીની પથારી, અંબરનું ઓઢણું, વિપદાઓનું દૂધપાન અને કંટકોના

પથને કંડારીને પોતાના સંકલ્પનો દૃઢ નિર્ધાર કર્યો હતો. અમૃતની ખોજમાં એ અટૂલ રહ્યો હતો અને આગળ વધી રહ્યો હતો.

## અમૃતની ખોજ

વડોદરા (સંવત ૧૯૦૩–૦૪, સન ૧૮૪૬–૪૭) શુદ્ધચૈતન્ય અમૃતની ખોજમાં અનેક અટવીઓને વીંધતો, જંગલોને માપતો, ગામડાંઓને ખૂંદતો અને નગરોમાં ભ્રમણ કરતો અમદાવાદ થઈને વડોદરા આવ્યો. ત્યાં ચૈતન્ય મઠમાં અદ્વૈત શાંકર-વેદાંત નિષ્ઠ બ્રહ્માનંદ વગેરે સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓનો મેળાપ થયો. તેના સંપર્કમાં રહીને સત્સંગ કરતાં દૃઢ અદ્વૈત વેદાંતી બનીને પોતાને **"अहं ब्रह्मास्मि"** માનવા લાગ્યો.

**સચ્ચિદાનંદનો મેળાપ :** વડોદરામાં વારાણસીની રહેવાસી એક વૈરાગી બાઈનો આશ્રમ છે. તેમ સાંભળીને યોગીની શોધમાં ત્યાં ચાલ્યો ગયો. તે સ્થાનમાં સચ્ચિદાનંદ પરમહંસ સાથે મેળાપ થયો. તેની સાથે શાસ્ત્રોની – તત્ત્વજ્ઞાન વિષયની અનેક પ્રકારની ચર્ચાઓ કરી.

**ચાણોદ–કરનાળી :** સચ્ચિદાનંદ પાસેથી જાણવા મળ્યું કે આજકાલ (સંવત ૧૯૦૪ના ચૈત્રમાં) ચાણોદ-કરનાળીમાં મોટા-મોટા સંન્યાસીઓ, બ્રહ્મચારીઓ અને વિદ્વાન બ્રાહ્મણો રહે છે. જેથી શુદ્ધચૈતન્ય ત્યાં ગયો. તે સ્થાન પર દીક્ષિત અને ચિદાશ્રમ વગેરે સંન્યાસીઓ તથા બ્રહ્મચારીઓ અને પંડિતો સાથે અનેક વિષયો પર વાર્તાલાપ કર્યો. ત્યાં એક **પરમાનંદ પરમહંસ** નામના મહાત્માની પાસે વેદાંતસાર, આર્યહરિમીડે તોટક, વેદાંત પરિભાષા વગેરે ગ્રંથોનો થોડાક મહિના અભ્યાસ કર્યો. આ રીતે તેણે શાંકર વેદાંતના પ્રચલિત ગ્રંથોનું અધ્યયન કરીને તેમાં દૃઢ વિશ્વાસ સંપાદન કર્યો.

## વિશ્વબંધુત્વના શિખરે

શુદ્ધચૈતન્યનું વિદ્યાધ્યયન ચાલી રહ્યું હતું. પરંતુ બ્રહ્મચર્યાશ્રમના નિયમાનુસાર તેને રસોઈ જાતે કરવી પડતી હતી. આથી શાસ્ત્ર અધ્યયનમાં મુશ્કેલી પડતી હતી. તેથી સંન્યાસ ગ્રહણ કરવાનો સંકલ્પ કર્યો. તે માટે પોતાના એક દક્ષિણી પંડિત મિત્ર દ્વારા વિદ્વાન ચિદાશ્રમ સ્વામીને સંન્યાસની દીક્ષા આપવા માટે વિનંતી કરાવી. પરંતુ તેઓ બ્રહ્મચારી હજી યુવક હોવાથી સંમત થયા નહિ.

**સ્વામી પૂર્ણાનંદનો મેળાપ :** ત્યારબાદ બે માસ પછી એક સુયોગ પ્રાપ્ત થયો. દક્ષિણ ભારતના શૃંગેરી મઠથી એક **પૂર્ણાનંદ** નામના દંડી સ્વામી તથા એક બ્રહ્મચારી આવ્યા. તેઓ દ્વારકા યાત્રા માટે નીકળ્યા હતા. તેઓએ ચાણોદથી દોઢ ગાઉ દૂર જંગલમાં એક સ્થાન પર નિવાસ કર્યો હતો. શુદ્ધચૈતન્ય પૂર્વોક્ત દક્ષિણી પંડિત મિત્ર સાથે ત્યાં ગયો. તેઓની સાથે શાસ્ત્ર વિષયક વાર્તાલાપથી શુદ્ધચૈતન્યને તેઓ



વિદ્વાન અને વેદાંતના નિષ્ણાત જણાયા. તેથી પોતાના સંન્યાસ ગ્રહણના સંકલ્પને પૂર્ણ કરવા તેને ઉત્કટ ઇચ્છા થઈ.

શુદ્ધચૈતન્યે પંડિત મિત્ર દ્વારા સંન્યાસની દીક્ષા આપવા માટે સ્વામી પૂર્ણાનંદને વિનંતી કરાવી કે, "આ બ્રહ્મચારી અત્યંત સદાચારી, અધ્યયનશીલ અને વૈરાગ્ય પ્રવણ હોવાથી સંન્યાસ ગ્રહણ કરવા માટે સર્વથા ઉપયુક્ત છે."

દંડીજીએ બ્રહ્મચારીની યૌવનાવસ્થા જોઈને પ્રથમ તેને ના પાડી. બીજું પોતે મહારાષ્ટ્રીય હોવાથી ગુજરાતીને દીક્ષા ન આપી શકે, જેથી કોઈ ગુર્જર સંન્યાસી દ્વારા દીક્ષા લેવાનું જણાવ્યું.

આના સમાધાનમાં તેના મિત્રે કહ્યું કે, "દક્ષિણી સ્વામીઓ ગૌડ આદિ - બંગદેશોત્પન્નને દીક્ષા આપે છે. આ બ્રહ્મચારી ગુજરાતી શ્રેષ્ઠ ઔદીચ્ય બ્રાહ્મણ છે, જેને પાંચ દ્રવિડોમાં ગણવામાં આવે છે, જેથી દીક્ષા આપી શકાય છે."

આ સમાધાનથી પૂર્ણાનંદ સ્વામી સંમત થયા અને શાસ્ત્રોક્ત વિધિથી ત્રીજા દિવસે શુદ્ધચૈતન્યને સંન્યાસ આશ્રમમાં દીક્ષિત કર્યો. તેના હાથમાં દંડ અને કમંડળ આપી, **"દયાનંદ સરસ્વતી"** નામ જાહેર કર્યું. આ રીતે પ્રથમથી જ ત્રિવિધ એષણાઓથી મુક્ત હતા તે દયાનંદ ચતુર્થાશ્રમમાં પદાર્પણ કરીને વિશ્વબંધુત્વના શિખર પર બિરાજમાન થયા.

સ્વામી દયાનંદે સંન્યાસની મર્યાદાનુસાર દંડ રાખવાથી તે સંબંધી અનેક કર્મકાંડ કરવા પડે અને તેથી અધ્યયનમાં સમય ન મળે, તે માટે ગુરુની આજ્ઞા લઈને તેમની સમક્ષ દંડ વિસર્જન કરી દીધો. ત્યારબાદ સ્વામી પૂર્ણાનંદજી દ્વારકા તરફ ચાલ્યા ગયા.

**વ્યાસ આશ્રમ :** સ્વામી દયાનંદ થોડો સમય ચાણોદ-કરનાળીમાં રહીને વ્યાસ આશ્રમ આવ્યા. અહીં યોગાનંદ નામક યોગવિશારદ પાસે થોડો સમય રહીને યોગ ક્રિયાઓનો અભ્યાસ કર્યો.

**શિનોર :** સ્વામીજીએ ત્યાંથી (૧૯૦૫ વિ.) શિનોર આવીને વ્યાકરણના વિદ્વાન દક્ષિણી ચિતપાવન બ્રાહ્મણ **કૃષ્ણશાસ્ત્રી** પાસે થોડો સંસ્કૃત વ્યાકરણનો અભ્યાસ કર્યો. ત્યારપછી ચાણોદમાં રાજગુરુ પાસે વેદાધ્યયન કર્યું. (ચાણોદથી વ્યાસ આશ્રમ અને શિનોર દશ-બાર માઈલ દૂર છે.)

**ચાણોદમાં યોગાભ્યાસ :** સ્વામીજી (૧૯૦૬ વિ.) આ સમયે ચાણોદમાં થોડો અધિક સમય રહ્યા. અહીં તેઓને રાજયોગના નિપુણ એવા બે યોગી **જ્વાલાનંદપુરી** અને **શિવાનંદગિરિનો** મેળાપ થયો. સ્વલ્પકાલ સુધી તેઓની પાસે રાજયોગનો અભ્યાસ કરતા રહ્યા. તે યોગી મહાત્માઓ ત્યાંથી અમદાવાદ પ્રસ્થાન કરી રહ્યા હતા. જેથી સ્વામીજીને એક મહિના પછી દૂધેશ્વર મહાદેવના મંદિરમાં વિશેષ પ્રશિક્ષણ માટે આવવા કહ્યું.

**અમદાવાદ :** એક મહિના પછી સ્વામીજી અમદાવાદ ઉક્ત મહાત્માઓની પાસે ગયા અને તેઓની પાસેથી યોગ વિદ્યાના સૈદ્ધાંતિક અને વ્યાવહારિક પક્ષનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. સ્વામીજીએ પોતાના આ યોગ ગુરુઓ પ્રત્યે કાલાન્તરના એક પ્રસંગે શ્રદ્ધાંજલિ આપતાં કહ્યું કે –

*“તેઓએ ત્યાં પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી અને આપેલા વચન અનુસાર મને ન્યાલ-કૃતાર્થ કરી દીધો. અર્થાત્ તે મહાત્મા યોગીઓના પ્રભાવથી મને ક્રિયા સહિત પૂર્ણ યોગવિદ્યા સારી રીતે જાણવામાં આવી. તદર્થ હું તેઓનો અત્યંત કૃતજ્ઞ છું.”*

**આબુ પર યોગાભ્યાસ :** અહીંથી આપણા ચરિત્ર નાયક-સ્વામી દયાનંદ ગુજરાતથી વિદાય લઈને દેશ ભ્રમણનો પ્રારંભ કરી રહ્યા છે. તેઓ ભ્રમણ કરતાં કરતાં (૧૯૦૯ વિ.) આબુ પર્વત પર પહોંચ્યા. ત્યાં અર્બુદા ભવાની વગેરે શિખરો પર યોગીઓની તપાસ કરતા રહ્યા. અહીં **ભવાનીગિરિ** નામના એક યોગી તથા અન્ય યોગીઓનો મેળાપ થયો. તેઓની પાસેથી વિશેષ યોગ તત્ત્વોની પ્રાપ્તિ થઈ.

## ઉત્તરાખંડ પરિભ્રમણ

સ્વામી દયાનંદ પોતાની યોગ પિપાસા શાંત કરવા ઉત્તરાખંડ જવા માટે ભ્રમણ કરતાં કરતાં હરદ્વાર પહોંચ્યા.

**હરદ્વાર :** સંવત ૧૯૧૧ના પ્રારંભમાં ભરાયેલ કુંભમેળામાં વિશાળ માનવ મેદની એકત્ર થયેલ. તેમાં સ્વામીજીની આ પ્રથમ હરદ્વાર યાત્રા હતી. તેઓ સ્વયં આત્મકથામાં લખે છે :

*“સંવત ૧૯૧૧ના વર્ષ (ઉત્તરીય પંચાગ અનુસાર ચૈત્ર વદ)ના અંતમાં હરદ્વારના કુંભના મેળામાં ગયો. ત્યાં અનેક સાધુ-સંન્યાસીઓને મળ્યો. જ્યાં સુધી મેળો રહ્યો, ત્યાં સુધી (ત્યાંની ભીડ અને કોલાહલથી બચવા ગંગાની સામે પાર) ચંડીના પહાડના જંગલમાં યોગાભ્યાસ કરતો રહ્યો.”*

**ઋષિકેશ :** મેળાની સમાપ્તિ પછી સ્વામીજી ઋષિકેશ ગયા અને ત્યાં સંન્યાસીઓ અને યોગીઓ પાસેથી યોગની વિધિઓના અભ્યાસની વૃદ્ધિ કરી, તેમ જ સત્સંગનો લાભ પ્રાપ્ત કર્યો. ઉનાળાની ગરમીમાં સાધુ-સંતો ગંગાના ઉપરના ભાગમાં ચાલ્યા જાય છે, પરંતુ સ્વામીજી થોડો સમય ઋષિકેશમાં નિર્જન પ્રદેશમાં-એકાંતમાં રહ્યા.

**ટેહરી :** સંવત ૧૯૧૧ વૈશાખ માસમાં સ્વામીજી ટેહરી આવ્યા. ત્યારે તેમની સાથે એક બ્રહ્મચારી અને બે પહાડી સાધુઓ હતા. ટેહરી ગઢવાલ પ્રાંતની રાજધાની હતી. આ નગર તે સમયે વિદ્યાવૃદ્ધ સાધુજનોના નિવાસ અને અનેક સુપઠિત રાજપંડિતોથી પ્રસિદ્ધ હતું. આ સ્થાન પરના એક પ્રસંગનું વર્ણન કરતા સ્વામીજી આત્મકથામાં લખે છે કે :

*“એક દિવસ મને અને બ્રહ્મચારીને એક પંડિતે પોતાના ઘરે ભોજન માટે નિમંત્રણ આપ્યું. ભોજનનો સમય થતાં તેનો એક માણસ તેડવા આવ્યો. હું અને બ્રહ્મચારી*



*ભોજન કરવા માટે તેના ઘરે ગયા. તેના ઘરના બારણામાં પગ મૂકતાં જ જોયું તો એક બ્રાહ્મણ માંસ કાપતો હતો. તે જોઈને અંદર ગયા તો ઘણા પંડિતો એક શમિયાના-તંબૂની અંદર બેઠેલા જોવામાં આવ્યા. ત્યાં બકરાનું માંસ, ચામડાં અને માથાં જોઈને અમે પાછા ફર્યા. અમને પાછા ફરતા જોઈને પંડિત બોલાવવા લાગ્યો. ત્યારે મેં ઉત્તર આપ્યો કે, “તમે તમારું કામ કરો. અમે બહાર જઈએ છીએ.” એમ કહીને અમે અમારા ઉતારા પર પાછા આવતા રહ્યા.”*

*થોડી વાર પછી એ પંડિત અમને બોલાવવા આવ્યો. મેં તેને કહ્યું કે, “તમે અનાજ મોકલી આપો. અમારો બ્રહ્મચારી રસોઈ બનાવી લેશે.”*

*પંડિત બોલ્યો કે, “તમારા માટે તો આ બધી રસોઈ બનાવી છે.”*

*મેં તેને કહ્યું કે, “હું તમારા ઘરે ભોજન કદાપિ નહિ કરું, કારણ કે તમે લોકો માંસાહારી છો.” (મારા માટે માંસાહાર તો દૂર રહ્યો) મને તો માંસ જોઈને પણ ઘૃણા થાય છે. ત્યારબાદ પંડિતે અનાજ મોકલી આપ્યું.”*

**તંત્રગ્રંથોનું અવલોકન :** ટેહરીમાં રહેતા સ્વામીજીને સંસ્કૃતના વિભિન્ન ગ્રંથો જોવાની ઈચ્છા થઈ અને તંત્રગ્રંથો જોઈને તેના પર ઘૃણા થઈ. તેનું વર્ણન સ્વામીજીના શબ્દોમાં નીચે મુજબ છે :

*“મેં પંડિતોને પૂછ્યું કે, “આ પહાડી પ્રદેશોમાં ક્યાં ક્યાં શાસ્ત્રોના ગ્રંથ જોવા મળે છે ?”*

*ત્યારે તેઓએ કહ્યું કે, “વ્યાકરણ, કાવ્ય, કોશ, જ્યોતિષ અને તંત્રગ્રંથો અધિક જોવા મળે છે ?”*

*ત્યારે મેં કહ્યું કે, “બીજા ગ્રંથો તો મેં જોયા છે, પરંતુ તંત્રગ્રંથો જોવાની ઈચ્છા છે.”*

*ત્યારે તેઓએ મને (તંત્રગ્રંથોનાં) નાનાં-મોટાં પુસ્તકો આપ્યાં. મેં તે વાચ્યાં. તો તેમાં ખૂબ જ ભ્રષ્ટાચારની વાતો જોવામાં આવી કે, માતા, કન્યા, બહેન, ચમારી, ચાંડાલી વગેરેની સાથે સમાગમ કરવો; નગ્ન કરીને (તેની) પૂજા કરવી. મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા(અને મૈથુન પંચમકાર) અર્થાત્ બ્રાહ્મણથી લઈને ચાંડાલ સુધી બધાંએ એકત્ર—એંઠુ ભોજન કરવું, તે સ્ત્રીઓ સાથે મૈથુન કરવું. આ પાંચ મકારોના સેવનથી મોક્ષ પ્રાપ્ત થાય છે. તેમાં આવા પ્રકારના લેખ જોઈને મનમાં ખેદ—ઘૃણા થઈ કે આ ગ્રંથોના લખનાર કેવા નષ્ટબુદ્ધિ હશે.”*

આ તંત્રાશ્રિત વામમાર્ગના અનાચારની સ્વામીજીએ પોતાના અમરગ્રંથ ‘સત્યાર્થપ્રકાશ’માં તીવ્ર આલોચના કરી છે.

**કેદારઘાટ :** સંવત ૧૯૧૧ના વૈશાખ માસમાં સ્વામીજી ટેહરીથી અલખનંદાના તટ પર વસેલા **શ્રીનગર** આવ્યા અને ત્યાંના કેદારઘાટના મંદિરમાં નિવાસ કર્યો. અહીં કોઈ પંડિત અને પૂજારી સાથે શાસ્ત્રીય ચર્ચા અથવા વાર્તાલાપ થતો, ત્યારે

સ્વામીજી તંત્રગ્રંથોના ગર્હિત અને જુગુપ્સાજનક પ્રસંગોનો ઉલ્લેખ કરીને તેમને નિરુત્તર કરી દેતા હતા.

કેદારઘાટમાં સ્વામીજીને **ગંગાગિરિ** નામના એક સહૃદયી વિદ્વાન સાધુનો મેળાપ થયો, જે હંમેશાં પર્વત પર જ રહેતો હતો. તેની સાથે યોગ વિષયક તત્ત્વોની આલોચના. અને વિભિન્ન વિષયો પર વાર્તાલાપ થતો રહ્યો. અહીં બંને મિત્રો બનીને પ્રસન્ન રહી બે માસ સાથે રહ્યા.

**ઉત્તરાખંડ :** વર્ષાઋતુના પ્રારંભ(અષાઢ ૧૯૧૧ વિ.)માં સ્વામીજી પોતાના એક બ્રહ્મચારી તથા પૂર્વોક્ત પહાડી સાધુઓ સાથે કેદારઘાટથી નીકળીને રુદ્રપ્રયાગ વગેરે સ્થાનોમાં ફરીને અગસ્ત્ય આશ્રમ આવ્યા. ત્યાંથી શિવપુરી નામક પર્વત શિખર પર પહોંચ્યા.

ઉત્તરાખંડના આ પર્વતીય પ્રદેશમાં તેમના સાથીઓને છોડીને એકલા શિવપુરીથી નીચે ઊતરીને ગુપ્તકાશીમાં થોડા દિવસો રહ્યા અને ત્યાંથી ગૌરીકુંડ, ભીમગુફા અને ત્રિયુગીનારાયણ થઈને ફરી કેદારઘાટ આવ્યા. આ પ્રવાસ (આસો ૧૯૧૧ વિ.) ચાર માસમાં સમાપ્ત કર્યો.

કેદારઘાટનું સુરમ્ય સ્થાન સ્વામીજીને અતિ પ્રિય હતું. આ સ્થાનના સાધુઓ, પંડાઓ અને પૂજારીઓ જંગમ સંપ્રદાયના હતા. આ સંપ્રદાયની નીતિ, સિદ્ધાંત અને આચારવિચાર વગેરે વિષયોનું પરિજ્ઞાન કરી તેમણે જાણવા યોગ્ય વાતો સહજ જાણી લીધી. ત્યાં સુધીમાં પ્રવાસના પૂર્વોકત સાથી બ્રહ્મચારી અને સાધુઓ પણ આવી પહોંચ્યા.

ઉત્તરાખંડના આ ઘટાટોપ જંગલોમાં કોઈ યોગી સાધકનો મેળાપ થયો નહિ, પરંતુ તીર્થસ્થાનોમાં ધર્મના નામે ચાલતા ઢોંગ, પાખંડ, આડંબર વગેરે જોવાં મળ્યાં, જેથી સ્વામી દયાનંદને તેના પ્રત્યે તીવ્ર વિરક્તિ થઈ.

**હિમાલયમાં ખોજ :** સ્વામીજીને મનમાં વિચાર આવ્યો કે હિમાલયની દુર્ગમ પર્વતમાળાઓમાં ભ્રમણ કરીને ત્યાં કોઈ સિદ્ધયોગીઓની ખોજ કરવી જોઈએ. કાતિલ ઠંડી અને પર્વતોની યાત્રાની મુશ્કેલીઓની વચ્ચે બરફની ચાદર ઓઢીને ગગને ગેલ કરતા હિમાલયનાં ધવલગિરિ શિખરો ખૂંદવા માંડ્યા. તેની ગુફાઓ અને કંદરાઓ જોઈ અતિ શીતના કારણે તેઓના ત્રણેય બ્રહ્મચારી અને સાધુ સાથીઓ ગભરાઈને એક-બે દિવસ સાથે રહીને ચાલ્યા ગયા. સ્વામીજીએ ૨૦ દિવસ સુધી પરિભ્રમણ કર્યું, પરંતુ ક્યાંય કોઈ યોગીનો મેળાપ થયો નહિ.

**તુંગનાથ :** સંવત ૧૯૧૨ આસો મહિનામાં સ્વામીજી તુંગનાથના શિખર પર ચડી ગયા. ત્યાંનાં મંદિરો, મૂર્તિઓ અને પૂજારીઓ વગેરેની લીલાઓ જોવામાં આવી. તેઓની ધર્મપિપાસાને શાંત કરનાર કાંઈ દષ્ટિગોચર થયું નહિ. જેથી તે જ દિવસે ત્રીજા પહોરમાં નીચે ઊતરવા માંડ્યા. નીચે ઊતરીને જોયું તો એક માર્ગ પશ્ચિમ તરફ અને બીજો નૈઋત્ય તરફ જતો હતો. પર્વતીય દુર્ગમ માર્ગ પર એકલા ભ્રમણ



કરનાર એ લંગોટધારી દિગંબર પરિવ્રાજકને જે શારીરિક અને માનસિક કષ્ટો સહન કરવાં પડ્યાં તેનું વર્ણન સ્વયં સ્વામીજીએ નિમ્ન શબ્દોમાં કર્યું છે –

*“જંગલ તરફ જે માર્ગ જતો હતો તે રસ્તે હું (ભૂલથી) ચડી ગયો. થોડેક દૂર પહોંચીને જોયું તો ઘનઘોર જંગલ, પહાડ, તેની શિલાઓ અને ખૂબ સુકાઈ ગયેલું નાળું હતું. આગળ જવાનો કોઈ રસ્તો ન હતો.*

**ઘનઘોર ઘટાટોપ જંગલમાં :** *વિચાર કર્યો કે હવે શું કરવું ? જો પહાડ પર ચડીશ તો રાત પડી જશે અને પહાડનો રસ્તો પણ મુશ્કેલીઓવાળો છે, માટે ત્યાં પહોંચી નહિ શકું. એમ વિચાર કરીને તે નાળામાં ખૂબ જ મુશ્કેલથી ઘાસ અને ઝાડને પકડતો-પકડતો નીચે ઊતરવા માંડ્યો. નાળાના કાંઠા પર ચડીને જોયું તો પહાડ અને જંગલ જ દષ્ટિગોચર થતાં હતાં. ક્યાંય રસ્તો દેખાતો ન હતો. તે સમયે સૂર્ય પણ અસ્તાચળ પર આથમી રહ્યો હતો. વિચાર કર્યો કે (હમણાં) રાત પડી જશે. (આ અઘોર વનની વાટમાં) જળ અને અગ્નિ પણ નથી. તો પછી શું કરીશ ? (ભયંકર જંગલમાં ભીષણ રાત્રિ કેવી રીતે ગાળી શકીશ ?)*

*એવો વિચાર કરીને આગળ વધ્યો. જંગલમાં ચાલતાં-ચાલતાં અનેક વાર પડ્યો. આખડ્યો, કાંટાઓ ભોંકાયા, શરીર પરનાં વસ્ત્રો ફાટી ગયાં. આમ મહામુશ્કેલીએ પહાડમાંથી બહાર નીકળ્યો ત્યારે એક સડક જોવા પામ્યો.”*

સ્વામીજી કષ્ટદાયક એ પહાડના ઘનઘોર જંગલમાંથી તુંગનાથની તળેટી પર આવી પહોંચ્યા. તે સમયે નિસ્તબ્ધ, નિરવ નિશા—રાત્રિનું સામ્રાજ્ય છવાયું હતું. અડાબીડ અંધકારમાં અનુમાનથી માર્ગ શોધીને સડકના રસ્તે આગળ ધપી રહ્યા હતા. અંતમાં થોડી ઝૂંપડીઓ જોવામાં આવી. તેમાં નિવાસ કરતા લોકોને પૂછતાં ખબર પડી કે એ રસ્તો ઓખીમઠ જાય છે. તે રસ્તે આગળ ચાલીને મોડી રાતે ઓખીમઠ જઈને વિશ્રામ કર્યો.

**ઓખીમઠ :** સ્વામીજી ઓખીમઠમાં રાત્રિ વિશ્રામ કરીને પ્રાતઃ ત્યાંથી ચાલીને ગુપ્તકાશી આવ્યા. હજી નિર્જન પર્વતીય પ્રદેશ, દુર્ગમ ગુહા-કંદરાઓમાં ભ્રમણ કરવાની ઈચ્છા હોવાથી ત્યાં થોડી વાર રોકાઈને ફરી ઓખીમઠ પાછા આવ્યા.

ઓખીમઠમાં થોડા દિવસો રહીને જોયું તો જણાયું કે, ત્યાં ખૂબ મોટી પોપલીલા અથવા ધર્મના નામે મોટું કારખાનું ચાલી રહ્યું હતું. મંદિરોમાં જ્ઞાન અને વૈરાગ્યરહિત સાધુઓનાં ટોળાં જામ્યાં હતાં. મઠાધીશોનાં જીવન ઠાઠમાઠ અને આડંબરપૂર્ણ હતાં.

**મહંતનું પ્રલોભન :** ઓખીમઠના મુખ્ય મહંતે દયાનંદના બ્રહ્મચર્યનું ઓજ, વૈરાગ્ય, તિતિક્ષા અને સાધનાની દૃઢતા વગેરે જોઈને પોતાનો શિષ્ય બનવા, લાખોની સંપત્તિનો માલિક બનવા અને કાલાંતરે પોતાનો વારસદાર – ગાદીનો મહંત બનવા પ્રલોભન આપ્યું.

સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, *“જો મને ધન-સંપત્તિની લાલસા હોત તો મારા પિતાની સંપત્તિ તમારા કરતાં પણ અધિક હતી; તેનો શા માટે ત્યાગ કરત ? માતા, પિતા,*

*બંધુ, કુટુંબ અને ઘરનો શા માટે ત્યાગ કરત ? જે ઉદ્દેશ્યથી મેં ઘર છોડ્યું અને સાંસારિક ઐશ્વર્યનો ત્યાગ કર્યો છે, તે વાત તમારામાં જરા પણ જોવા મળતી નથી.”*

મહંતે પૂછ્યું કે, “બોલ એવી શું વાત છે ?”

સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, *“સત્ય વિદ્યા, યોગ, મોક્ષ અને આત્માની પવિત્રતા વગેરે ગુણો દ્વારા ધર્માત્માપૂર્વક ઉન્નતિ કરવી એ મારો ઉદ્દેશ્ય છે.”*

મહંતે ત્યાં થોડા દિવસો રહેવાનો આગ્રહ કર્યો, પરંતુ મહંત પાસે ધન હતું, સંપત્તિ હતી, ઐશ્વર્ય હતું, પણ સત્ય વિદ્યા ન હતી, યોગ ન હતો, મોક્ષનો ઉપાય ન હતો. એથી તે દયાનંદને બાંધી ન શક્યો અને સ્વામીજી ત્યાંથી બીજે દિવસે સવારે ચાલી નીકળ્યા.

**જોશીમઠ :** ઓખીમઠથી સ્વામીજી જોશીમઠ આવ્યા. ત્યાં તેઓને ઘણા વિદ્વાન દક્ષિણી સંન્યાસીઓ અને યોગીઓનો મેળાપ થયો. તેઓની સાથેના સત્સંગથી યોગવિદ્યા સંબંધી અને બીજું નવીન જ્ઞાન સંપાદન કર્યું.

**બદ્રીનારાયણ :** સંવત ૧૯૧૨ કારતક માસમાં સ્વામીજી બદ્રીનારાયણ આવ્યા. તે સમયે મંદિરના મુખ્ય મહંત રાવલજી નામના એક વિદ્વાન હતા. સ્વામીજી તેઓની સાથે કેટલાક દિવસો રહ્યા. ક્યારેક બંને વચ્ચે વેદો અને દર્શનો વિશે વાર્તાલાપ થતો રહ્યો.

એક દિવસ સ્વામીજીએ રાવલજીને પૂછ્યું કે, “હાલમાં આજુબાજુના પર્વતો પર કોઈ સાચો વિદ્વાન અને સાચો યોગી નિવાસ કરે છે ?” ત્યારે તેઓએ ખેદ સાથે જણાવ્યું કે, “હાલમાં એવો કોઈ યોગી નથી. પરંતુ મારા સાંભળવા મુજબ એવા યોગી આ મંદિરમાં દર્શન કરવા ક્યારેક આવે છે.” રાવલજીની એ વાત સાંભળીને સ્વામીજીએ સમસ્ત પ્રાન્તમાં ખાસ કરીને પર્વતીય સ્થાનોમાં ભ્રમણ કરીને યોગીઓની ખોજ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો.

**અલખનંદાના તટ પર :** સ્વામીજીએ યોગીજનોની શોધની પ્રબળ ઉત્કંઠામાં હિમાલયના આભે વાતો કરતા હિમધવલ ગિરિશૃંગોમાં ભ્રમણ કર્યું. આમાં હાડ-માંસને શોષી લે, લોહીને થિજાવી દે તેવી કડકડતી ઠંડીમાં બરફના થર જામેલી અલખનંદા નદીના ભ્રમણમાં અનેક કષ્ટો, પારાવાર યાતનાઓ વચ્ચે તેમની તપશ્ચર્યા અને મનોબળના એક પ્રસંગનું વિસ્તારથી વર્ણન સ્વામીજીએ સ્વ આત્મકથામાં નિમ્ન શબ્દોમાં કર્યું છે :

*“એક દિવસ સૂર્યોદય થતાં જ હું મારી યાત્રા પર નીકળી પડ્યો અને પર્વતની ઉપત્યકા (તળેટી)માં ચાલતાં ચાલતાં અલકનંદાના કાંઠે આવી પહોંચ્યો. મેં એ નદીના સામે કાંઠે* ***માના*** *નામનું એક મોટું ગામ જોયું. તેથી મારા મનમાં નદીને પેલે પાર જવાની જરા પણ ઈચ્છા ન હતી. તેથી મેં પર્વતની તળેટીમાં જતો માર્ગ પકડીને નદીના વહેણની સાથે જંગલમાં ચાલવા માંડ્યું.*



*તે પર્વત, રસ્તો અને ટેકરાઓ બધા બરફની ચાદર ઓઢીને પડ્યા હતા. બરફના થર તેના પર જામ્યા હતા. તેથી અત્યંત કષ્ટ વેઠીને હું અલકનંદાના (ઉદ્‌ગમ) સ્રોતના સ્થળે પહોંચી શક્યો. પરંતુ તે સ્થળ તો મારા માટે તદ્દન અપરિચિત અને અજાણ્યું હતું. ત્યાં પહોંચીને જોયું તો મારી ચારે તરફ ગગનચુંબી પર્વતમાળાઓ ખડી છે. તેમાં આગળ જવાનો કોઈ માર્ગ મને ક્યાંય દેખાયો નહિ.*

*જરા આગળ વધીને નજર નાખી તો રસ્તાનાં કોઈ ચિહ્ન પણ જોવા મળ્યાં નહિ. મને આગળના રસ્તાની કાંઈ ખબર પડી નહિ. એટલે તે સમયે હું મૂંઝવણમાં મુકાયો અને વિચારવા લાગ્યો કે હવે શું કરવું ? છેવટે મારો માર્ગ ખોળવા માટે મેં નદીને પાર કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો.*

*તે સમયે મેં બહુ જ થોડાં અને પાતળાં કપડાં પહેર્યાં હતાં અને ઠંડી અતિશય પ્રમાણમાં હતી. થોડી જ વારમાં ઠંડીનું એવું મોજું ફરી વળ્યું કે તે સહન થઈ શકે તેમ ન હતું. ભૂખ અને તરસથી શરીર થાકી ગયું હતું. ભૂખ ખૂબ લાગી હતી, તેથી બરફનો ટુકડો ખાઈને તેને શાંત કરવાનો વિચાર કર્યો. પરંતુ તેથી જરા પણ આરામ (રાહત) કે સંતોષનો અનુભવ થયો નહિ.*

**ભયંકર કષ્ટ—મૃતવત્ અવસ્થા :** *પછી હું સામે કાંઠે જવા માટે નદીમાં ઊતર્યો અને નદી પાર કરવા માંડ્યો. તેમાં કોઈ ઠેકાણે જળ ઘણું જ ઊંડું હતું અને ક્યાંક ક્યાંક છીછરું હતું, તેમાં પણ એક હાથ અથવા અર્ધા ગજથી ઓછું તો ક્યાંક ન હતું. પહોળાઈમાં (અલકનંદાના પટનો) દશ હાથ અર્થાત્ ક્યાંક ચાર ગજ તો ક્યાંક પાંચ ગજ વિસ્તાર હતો. નદી નાના-નાના અને તીરછા બરફના ટુકડાઓથી ભરી હતી. તેથી મારા ઉઘાડા પગમાં ખૂબ જ ચીરા પડ્યા અને તેમાંથી લોહી વહેવા માંડ્યું. ઠંડીના કારણે મારા પગ એકદમ ખોટા પડી ગયા. વળી, પગમાં મોટા મોટા ચીરાઓ પડેલ હોવાથી થોડો સમય હું બેભાન જેવો થઈ ગયો. બેભાન થઈને બરફ પર પડી જવાની અણી પર હતો ત્યારે મનમાં થયું કે જો હું અહીં આવી હાલતમાં આ રીતે પડી જઈશ તો ફરી અહીંથી ઊઠવું મારા માટે અત્યંત અસંભવ અને મુશ્કેલ બની જશે. એટલે પ્રબળ પ્રયત્ન કરીને અતિ કષ્ટપૂર્વક દોડીને કે જેમ તેમ કરીને ક્ષેમકુશળપૂર્વક નીકળીને નદીને સામે પાર આવી પહોંચ્યો.*

*ત્યાં પહોંચીને મારી સ્થિતિ થોડી વાર સુધી તો જાણે કે જીવિતની અપેક્ષા મૃતવત્ હતી. છતાં પણ મેં પહેરેલાં કપડાંમાંથી શરીરના ઉપરના ભાગનાં બધાં જ કપડાં કાઢીને તેનાથી તળિયાથી ગોઠણ સુધીના પગના ભાગને વીંટી લીધાં અને તે સ્થળે હું તદ્દન શક્તિહીન, ગભરાયેલો અને આગળ હલનચલન કરવામાં અસમર્થ બનીને ઊભો રહ્યો.*

*આવી દશામાં હું આગળ જઈ શકું તે માટે કોઈની મદદ મળે તેની રાહ જોતો હતો, પરંતુ એ વાતની કોઈ આશા ન હતી. કારણ કે તે અહીં ક્યાંથી મળી શકે ?*

આમ તદ્દન વિવશ હાલતમાં હતો. કોઈની મદદની આશા રાખીને બેઠો હતો. એ જાણતો હતો કે આ નિર્જન સ્થાને મદદ મળવાની આશા રાખવી વ્યર્થ છે. તેમ છતાં છેવટે ફરી એક વાર મેં મારી ચારે તરફ નજર ફેરવી તો જરા છેટે બે પહાડી જણ મારી તરફ આવતા જણાયા. થોડી વારે તેઓ મારી પાસે આવી પહોંચ્યા અને પોતાના (કાશસમ્ભ)થી મને પ્રણામ કર્યા.

તેઓએ પોતાની સાથે તેને ઘરે આવવા માટે મને આગ્રહ કર્યો અને કહ્યું કે, “આવો, અમે ત્યાં (ઘરે પહોંચીને) તમને ખાવાનું પણ આપીશું.” જ્યારે તેઓએ મારી આપવીતી સાંભળી અને વિપત્તિની વાત જાણી ત્યારે કહેવા લાગ્યા કે, “અમે તમને સિદ્ધપત જે એક તીર્થસ્થાન છે ત્યાં સુધી પણ પહોંચાડીશું.”

પરંતુ તેની કોઈ વાત મને પસંદ પડી નહિ. મેં તેની વાત મંજૂર રાખી નહિ અને કહ્યું કે, “મહારાજ, શોક ! હું તમારી આ બધી કૃપા સ્વીકારી શકતો નથી. કારણ કે મારામાં ચાલવાની જરા પણ શક્તિ નથી.”

તેમ છતાં તે લોકોએ મને ખૂબ જ આગ્રહ કર્યો અને સાથે આવવા અતિશય વિનંતી કરી, છતાં પણ હું ત્યાં જ મારા પગ જમાવીને ઊભો રહ્યો, ત્યાંથી જરા પણ ડગ્યો નહિ. તેઓની આજ્ઞા અને ઈચ્છા મુજબ હું તેઓની સાથે ચાલવાનું સાહસ કરી શક્યો નહિ. મેં તેઓને કહી દીધું કે, “અહીંથી ડગવાનો પ્રયત્ન કરવા કરતાં તો હવે મરી જવું વધારે સારું છે.” તેમ કહીને મેં તેઓની વાત ઉપર ધ્યાન આપવાનું પણ બંધ કરી દીધું અર્થાત્ પછી તેઓની કોઈ વાત સાંભળી નહિ.

તે સમયે મારા મનમાં વિચાર આવતા હતા કે જો હું પાછો ફરી ગયો હોત અને મારા પાઠને સ્થિર રાખ્યો હોત તો સારું હતું. એટલી વારમાં પેલા બંને સજ્જન ત્યાંથી ચાલ્યા ગયા અને થોડી જ વારમાં પર્વતમાળામાં ક્યાંક અદૃશ્ય થઈ ગયા.

તે સ્થાનમાં મને જ્યારે થોડી શાંતિ વળી તો હું પણ આગળ ચાલવા માંડ્યો અને થોડો સમય વસુધારા (પ્રસિદ્ધ તીર્થ અને યાત્રા સ્થાન)માં આરામ કરીને **માના** ગામની પડખેથી પસાર થઈને તે જ દિવસે સાંજે લગભગ આઠ વાગ્યે બદ્રીનારાયણ પહોંચી ગયો.

**રાવલજીનો અંતિમ મેળાપ :** ત્યાં રાવલજી અને તેના મિત્રો જે ગભરાયેલા હતા તેઓ મને જોઈને વિસ્મયપ્રકાશપૂર્વક પૂછવા માંડ્યા કે, “આજે આખો દિવસ તમે ક્યાં ગાળ્યો ?”

મેં તેઓને ક્રમબદ્ધ સંપૂર્ણ વૃત્તાંત કહી સંભળાવ્યું. તે રાતે થોડું ભોજન કર્યું તેથી મને ફરી પાછી શક્તિ પ્રાપ્ત થતી હોય તેમ જણાયું. ત્યારબાદ હું સૂઈ ગયો.

બીજે દિવસે સવારે વહેલો જ ઊઠ્યો અને રાવલજી પાસે આગળ જવાની રજા માંગી. આમ મારી યાત્રામાં રામપુર તરફ ચાલી નીકળ્યો.”

**રામપુર :** સંવત ૧૯૧૨ માગસર મહિનામાં સ્વામીજીએ રામપુર માટે પ્રસ્થાન કર્યું. રસ્તામાં ચાલતાં સાંજે એક યોગીના ઘરે પહોંચ્યા. રાત પણ ત્યાં જ પસાર



કરી. આ પુરુષ ઉચ્ચ કોટિના ઋષિ હોવાનું ગૌરવ ધરાવતા હતા. તેઓની સાથે લાંબા સમય સુધી વાર્તાલાપ કરીને સ્વામીજી પોતાના સંકલ્પમાં અધિક દઢ થયા.

બીજા દિવસે સવારે યાત્રા પ્રારંભ કરીને રસ્તામાં જંગલો વટાવતા, કેટલાય પર્વતોને ઓળંગીને **ચિલકા ઘાટી**થી ઊતરીને અન્તે રામપુર (રામનગર) પહોંચ્યા.

**રામગિરિ સાધુ :** રામપુરમાં રામગિરિના મઠમાં નિવાસ કર્યો. આ સાધુ પવિત્ર આચરણ અને આધ્યાત્મિક જીવન માટે પ્રખ્યાત હતા. પરંતુ તેની શારીરિક પ્રકૃતિમાં અસ્વાભાવિકતા હતી. તે રાતે સૂતા નહિ અને આખી રાત એકલા રહી પોતાની સાથે મોટેથી વાતો કરતા રહેતા, ચીસો પાડતા અથવા જોરથી રડ્યા કરતા. આથી આશ્ચર્ય પામીને સ્વામીજીએ તેમના શિષ્યોને પૂછતાં તેઓની એવી પ્રકૃતિ–ટેવ હોવાનું જણાવ્યું.

સ્વામીજીએ એકાન્તમાં તેમની સાથે ચર્ચા કરતાં એ વિચિત્ર ટેવનું કારણ એ જાણવામાં આવ્યું કે, તેની યોગ સાધનામાં થોડી ગતિ છે, તેઓ પૂર્ણ યોગી નથી; અને સ્વામીજીને તેમના દ્વારા કાંઈ પ્રાપ્ત થવાની સંભાવના ન હતી.

**ઉત્તરાખંડથી અવતરણ :** સ્વામીજીએ યોગ વિષયક જિજ્ઞાસા અને યોગીજનોનાં દર્શનની ઈચ્છાથી ઉત્તરાખંડમાં પરિભ્રમણ કર્યું હતું, પરંતુ તેમની એ કામના પૂર્ણ ન થઈ અને તેથી તેઓ ત્યાંથી આગળ ગંગાતટ પર ભ્રમણમાં નીકળી પડ્યા.

**દેહત્યાગ વિચાર :** ઉત્તરાખંડના પર્વતીય પ્રદેશથી નીચે ઊતરીને સ્વામીજી રામપુર અને કાશીપુર થઈને દ્રોણસાગર આવ્યા અને ત્યાં આખી શરદઋતુ –શિયાળો પસાર કર્યો. અહીં તેઓને મનમાં એવો વિચાર આવ્યો કે હિમાલય પર્વત પર જઈને દેહત્યાગ કરી નાખવો જોઈએ. પરંતુ નિરાશાના એક ક્ષણિક આવેગને ખંખેરી નાખ્યો કે, **“મરી જવું એ કોઈ પુરુષાર્થ નથી. પરંતુ જ્ઞાન પ્રાપ્ત કરીને પરોપકાર કરવો એ જ પુરુષાર્થ છે.”** તેમ જ – “જ્ઞાનપ્રાપ્તિ કર્યા પછી દેહ છોડવો જોઈએ.” આથી સ્વામીજી જ્ઞાની ગુરુની શોધમાં પરિભ્રમણ કરતા દ્રોણસાગરથી મુરાદાબાદ તથા સંભલ (૧૯૧૨ ફાગણમાં) અને ગઢમુક્તેશ્વર થઈને ગંગાતટ પર આવીને વિચરણ કરતા રહ્યા.

એ સમયે સ્વામીજી પાસે ધર્મ સંબંધી પુસ્તકો ઉપરાંત શિવસંધ્યા, હઠયોગ-પ્રદીપિકા, કેશારાણિ સંગીત (?) વગેરે પુસ્તકો હતાં. તેમાં કેટલાંક પુસ્તકો નાડીચક્રના વિસ્તૃત વર્ણનનાં હતાં. આ ભ્રાન્તિ કરનારાં પુસ્તકો સંપૂર્ણપણે કંઠસ્થ થઈ શકે તેમ ન હતાં અને બુદ્ધિમાં ઊતરી શકે તેમ ન હોવાથી તેની સત્યતામાં શંકા રહેતી હતી. સાધારણ સાધનોથી તેને દૂર કરવા પ્રયત્ન કર્યો પરંતુ દૂર થઈ નહિ અને પરીક્ષા કરવાનો કોઈ અવસર પણ પ્રાપ્ત થયો નહિ.

**શબ પરીક્ષા :** એક દિવસ ગંગા તટ પર વિચરણ કરતાં દેવ યોગથી એક શબ નદીના પ્રવાહમાં વહેતું જોયું અને તે પુસ્તકોના સંબંધમાં જે શંકા હતી તેની

પરીક્ષા કરવાનો વિચાર આવ્યો. પુસ્તકોને નદીના તટ પર રાખી, કપડાં ઊંચાં ચડાવીને, નદીમાં ઊતરીને, તત્કાળ શબ પાસે પહોંચીને તેને ખેંચીને તટ પર – કાંઠે લાવ્યા.

સ્વામીજીએ એક તીક્ષ્ણ ચપ્પુ દ્વારા સાવધાનીપૂર્વક, યથાયોગ્ય રીતે શબને ચીરીને હૃદય કાઢીને તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને પુસ્તકોક્ત વર્ણનની સાથે તેની તુલના કરી, એ જ રીતે મસ્તિષ્ક અને ગ્રીવા, નાડીચક્રોની પણ તુલના કરી. પરંતુ તેની સાથે લેશ માત્ર પણ પરસ્પર મળતાં આવતાં ન હતાં. જેથી પુસ્તકોનું વર્ણન કાલ્પનિક છે તેવો નિર્ણય કરીને તેને ફાડીને, ટુકડા કરીને, શબની સાથે નદીમાં ફેંકી દીધાં અને તે સમય પછી સ્વામીજી ધીમે ધીમે એ પરિણામ પર આવ્યા કે વેદો, ઉપનિષદો, પાતંજલયોગ અને સાંખ્ય શાસ્ત્ર સિવાયનાં અન્ય જે પુસ્તકો વિજ્ઞાન અને યોગ પર લખાયેલાં છે તે મિથ્યા અને અશુદ્ધ છે.

સ્વામીજીના જીવનમાં સત્યની ખોજ માટે કેટલી પ્રબળ ઉત્કંઠા હતી તે શિવરાત્રિની ઘટના તથા અન્ય કેટલાય પ્રસંગોમાં જોવા મળે છે. તે જ રીતે દયાનંદે જુગુપ્સા પ્રેરક શબચ્છેદન જેવું આ કાર્ય સત્યની શોધ-ખોજ માટે કર્યું હતું.

**વિભિન્ન સ્થાનોમાં વિચરણ :** સ્વામીજી ગંગા તટ પર વિચરણ કરતાં (સંવત ૧૯૧૨ ચૈત્ર) **ફર્રુખાબાદ** આવી પહોંચ્યા. ત્યાંથી શૃંગીરામપુર થઈને છાવણીની પૂર્વ દિશા તરફની સડક દ્વારા તેમણે કાનપુર જવાનો વિચાર કર્યો. ત્યારબાદ પાંચ મહિના કાનપુર અને પ્રયાગના મધ્યવર્તી અનેક પ્રસિદ્ધ સ્થાનો જોવામાં વ્યતીત કર્યા. ભાદરવા મહિનાના પ્રારંભમાં મિરજાપુર પહોંચીને ત્યાં વિંધ્યાચલના અશોલજી મંદિરમાં એક માસથી અધિક નિવાસ કર્યો.

**કાશી :** આસો માસના આરંભમાં કાશી પહોંચ્યા. કાશીની આ પ્રથમ યાત્રા હતી. ત્યાં ગંગા અને વરણાના સંગમ પર એક (આનંદ નામની) ગુફામાં રહ્યા. આ ગુફા ત્યારે સ્વામી ભવાનંદ (બ્રહ્માનંદ – જે ગુજરાતી માજી હરિકુંવરી વડનગરીના પિતા)ના અધિકારમાં હતી. ત્યાં સ્વામીજી બાર દિવસ રહ્યા અને દાક્ષિણાત્ય પંડિતો રાજારામ, કાકારામ વગેરે સાથે પરિચય કર્યો.

**ચુનાર :** સ્વામીજી પોતાના ઉદ્દેશ્યની પ્રાપ્તિની ખોજમાં કાશીથી (સંવત ૧૯૧૨ આસો સુદ બીજ) ચંડાળગઢ (ચુનાર) પહોંચ્યા. ત્યાં દુર્ગાકુંડના મંદિરમાં દશ દિવસ નિવાસ કર્યો. અહીં ભાત–અન્નાહારનો ત્યાગ કરીને માત્ર દુગ્ધાહાર પર નિર્વાહ કરીને રાતદિવસ યોગવિદ્યાના અધ્યયન અને અભ્યાસમાં નિમગ્ન રહ્યા.

ભારતના સાધુ-સંન્યાસીઓમાં સંસર્ગ દોષથી ભાંગ પીવાનું પ્રચલિત છે. સ્વામીજીએ પણ ભાંગ પાનની એક મનોરંજક ઘટનાનું વર્ણન પોતાની આત્મકથામાં કરેલ છે.

**નર્મદા તટ–સ્રોત યાત્રા :** ગંગાતટવર્તી સ્થાનોમાં ભ્રમણ કર્યા પછી સ્વામીજીને



નર્મદા નદીનો મૂલ સ્રોત જોવાની ઇચ્છા થઈ. તેથી તેમણે નર્મદા તટવર્તી સ્થાનોમાં ભ્રમણનો પ્રારંભ કર્યો. તેમાં અડાબીડ જંગલ, નિર્જનવાસ, વિશાળ વૃક્ષો, ભયંકર કંટકાકીર્ણ રસ્તાઓ, ઘોર અંધકારભરી રાતોમાં અનેક કષ્ટો, સંકટો, યાતનાઓ, વેદનાઓનો સામનો કરવો પડ્યો. તેના રોમાંચક અનુભવોનું વર્ણન સ્વામીજીએ પોતાની આત્મકથામાં વિસ્તૃત રૂપમાં કરેલ છે. જે તેઓના જ શબ્દોમાં નીચે પ્રસ્તુત છે :

*"સંવત ૧૯૧૪ (ગુજરાતી ૧૯૧૩)ના ચૈત્રમાં ત્યાંથી હું ભ્રમણ માટે આગળ ચાલી નીકળ્યો અને નર્મદાનું ઉત્પત્તિસ્થાન જોવાના અભિપ્રાયથી પાસે આવેલી પર્વતમાળાઓ તરફ મેં ચાલવા માંડ્યું.*

*મેં રસ્તામાં ક્યારેય કોઈને કાંઈ પણ માર્ગ પૂછ્યા વિના દક્ષિણ દિશા તરફ ચાલવા માંડ્યું. થોડી વારમાં જ હું એક ઉજ્જડ અને નિર્જન એવા સ્થાનમાં આવી પહોંચ્યો.*

*તે સ્થાન ચારે તરફ અઘોર વન અને જંગલવાળું હતું. તે જંગલની ઝાડીઓમાં ક્રમ વિનાનાં અને એકસરખા અન્તર વિનાનાં કેટલાંક સ્થળે ગંદાં અને ઉજ્જડ ઝૂંપડાંઓ આવેલાં હતાં. ક્યાંક-ક્યાંક જુદાં-જુદાં અને સુઘડ ઝૂંપડાંઓ પણ નજરે ચડતાં હતાં. આવા એક ઝૂંપડામાં (ઘડીક રોકાઈને) મેં થોડુંક દૂધ પીધું અને આગળ ચાલવા માંડ્યું.*

*પરંતુ તેનાથી લગભગ પોણો ગાઉ આગળ ચાલતાં હું ફરી એક એવા જ સ્થાન પર આવી પહોચ્યોં કે જ્યાં કોઈ મોટો સાફ રસ્તો દેખાતો ન હતો. ત્યાં આવેલા નાના-નાના રસ્તાઓ(કેડીઓ)માંથી કોને પસંદ કરવો એ બાબતે હું મૂંઝવણમાં પડ્યો.*

*હું એક નિર્જન વનમાં તરત જ દાખલ થઈ ગયો. તે જંગલમાં બોરડીનાં ઘણાં ઝાડ હતાં, પરંતુ ઘાસ એટલું ગીચ અને ઊંચું હતું કે રસ્તો બિલકુલ જ દેખાતો ન હતો.*

**જંગલમાં રીંછનો સામનો :** *તે જંગલમાં મને એક મોટા અને કાળા રીંછનો ભેટો થયો. તે પશુએ તીવ્ર વેગ સાથે મોટી ગર્જના કરી અને પોતાના પાછલા બે પગ ઉપર ઊભા થઈ મારો કોળિયો કરી જવા માટે મોઢું ફાડ્યું. હું હાલ્યા-ચાલ્યા વિના સ્તબ્ધવત્ થોડી વાર ઊભો રહ્યો. ત્યારબાદ ધીરે-ધીરે મેં મારી પાસેનો સોટો તેની તરફ ઉગામ્યો. તે જોઈને રીંછ ભયભીત થઈને ઊભે પગે પાછું નાસી ગયું.*

*આ તરફ રીંછની જોરદાર ગર્જના દૂરથી સાંભળીને મને થોડી વાર પહેલાં મળેલા પેલા ગામવાળાઓ (ઝૂંપડાંવાસીઓ) લાકડીઓ લઈને શિકારી કૂતરાઓ સહિત મારી રક્ષા કરવા માટે દોડી આવ્યા.*

**ચેતવણી :** *તે લોકો હવે મને આગળ ન જવા અને પોતાની સાથે પાછા ફરવા માટે સમજાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમણે કહ્યું કે, "આ જંગલમાં જો તમે*

જરા પણ આગળ વધશો તો તમારે સંકટોનો સામનો કરવા પડશે. પર્વત અને જંગલમાં રીંછ, હાથી, સિંહ વગેરે ભયંકર ક્રૂર અને હિંસક જંગલી પશુઓ તમને મળશે."

**ઈશ્વરવિશ્વાસ :** મેં તેઓને કહ્યું કે, "તમે મારા કુશળ-મંગળની ચિંતા ન કરો. કારણ કે હું કુશળ-મંગળ અને રક્ષિત છું." (ઈશ્વર મારો રક્ષક છે.)

હું નર્મદાનું ઉદ્‌ગમસ્થાન જોવા માટે મારા મનમાં દૃઢ હતો, એટલે સમસ્ત ભય અને કષ્ટ મારા સંકલ્પને વિચલિત કરવાને સમર્થ ન હતાં.

જ્યારે તેઓએ જોયું કે તેઓની ગમે તેટલી ભયંકર ભયની વાતની મારા પર કોઈ અસર થતી નથી અને હું મારા સંકલ્પમાં દૃઢ નિશ્ચય છું, ત્યારે તેઓએ મને આત્મરક્ષા માટે મારા સોટા કરતાં મોટો એક ડંડો આપ્યો. પરંતુ મેં તે ડંડો (આગળ ચાલીને) તરત જ મારા હાથમાંથી ફેંકી દીધો.

**નિર્જનતા :** તે દિવસે સંસારમાં જ્યાં સુધી અંધકાર ન છવાઈ ગયો (રાત ન પડી ગઈ) ત્યાં સુધી હું આખો દિવસ ચાલતો રહ્યો. તે જંગલમાં કેટલાય કલાકો સુધી મને માનવવસ્તીનું કોઈ નિશાન પણ જોવા મળ્યું નહિ. દૂર દૂર સુધી કોઈ ગામ જોવા મળતું ન હતું. ઘણે દૂર કોઈ ઝૂંપડી પણ નજરે ચડી નહિ અને ન તો કોઈ માણસજાત મારા જોવામાં આવી. પરંતુ એક વસ્તુ જે મારા માર્ગમાં જોવામાં આવતી હતી તે વૃક્ષો હતાં અને તે પણ અનેક તો હાથીઓએ મૂળમાંથી ઉખેડીને ફેંકી દીધેલાં અને તૂટેલાં પડ્યાં હતાં.

**ભયંકર જંગલમાં ફસાવું :** એથી થોડે દૂર આગળ મને એક વિશાળ, વિકટ જંગલ દેખાયું. તેમાં પ્રવેશ કરવો મુશ્કેલ હતો (અર્થાત્ હું તે નિબિડ જંગલમાં આવી પડ્યો) તે જંગલ અસંખ્ય બોરડીનાં ઝાડ અને એવાં જ બીજાં કાંટાવાળાં ઝાડથી ભરેલું હતું. તેની વચ્ચેથી બહાર નીકળીને જંગલમાં પહોંચવું અતિ મુશ્કેલ જ નહિ, પરંતુ અસંભવ જણાતું હતું.

પ્રથમ તો મને તેની અંદરથી બહાર નીકળવાનું અસંભવ જણાયું. પરંતુ જરૂર પડ્યે ક્યાંક ગોઠણભેર ચાલીને, ક્યાંક ઊંધો પડીને પેટ પર સર્પની માફક ચાલીને ધીરે ધીરે એ ઝાડની ઘટાઓમાંથી પાર નીકળ્યો.

આવી રીતે તે વિપદાઓ અને મુશ્કેલીઓ પર વિજય મેળવ્યો. આ દિગ્વિજય પ્રાપ્ત કરવા માટે મારે મારા શરીરના માંસની પણ ભેટ ધરવી પડી. હું આ રીતે ઘાયલ અને અધમૂઓ થઈને બહાર નીકળ્યો.

તે સમયે ચારે બાજુ અંધકાર વ્યાપી ગયો હતો. અંધકાર સિવાય બીજું કાંઈ નજરે પડતું ન હતું.

**સંકલ્પની દૃઢતા :** જો કે કોઈ આગળ રસ્તો બંધ હતો અને દેખાતો પણ ન હતો. તેમ છતાં મારો આગળ વધવાનો વિચાર મક્કમ હતો. મને આગળ કોઈ



ન કોઈ માર્ગ મળી જ જશે એવી આશા હતી. માટે જરા પણ રોકાયા વિના નિરંતર આગળ ચાલતો ગયો અને આગળ વધતો ગયો.

અન્તે હું એક એવા ભયાનક સ્થળે આવી પહોંચ્યો કે જ્યાં ચારે તરફ ઊંચી શિલાઓ અને પર્વતો હતાં. તેની ઉપર ચારે તરફ ગાઢ ઔષધિઓ અને વનસ્પતિઓ છવાયેલી હતી.

પરંતુ તેમાં ક્યાંક-ક્યાંક મનુષ્યના નિવાસનાં ચિહ્ન અને સંકેત જરૂર જણાતાં હતાં.

થોડી જ વારમાં મને ત્યાં કેટલીક ઝૂંપડીઓ અને કુટિયાઓ (ઓરડીઓ) જોવામાં આવી. તેની ચારે તરફ છાણના ઢગલાઓ પડ્યા હતા. નજીકમાં એક સ્વચ્છ જળની નાનકડી નદી હતી. તેના કાંઠે ઘણાં બકરાંઓ ચરતાં હતાં. ઝૂંપડાંઓ અને તૂટ્યાં–ફૂટ્યાં ઘરોનાં બારણાંઓ અને કાણાંઓમાંથી ટમટમતો પ્રકાશ દેખાતો હતો. તે જાણે કે આવતાં જતાં વટેમાર્ગુને સ્વાગત અને વધામણીના શબ્દો સંભળાવતો હોય તેમ લાગતું હતું.

મેં ત્યાં એક ઝૂંપડી પર ફેલાયેલા એક વિશાળ ઝાડની નીચે રાત ગાળી. સવારે ઊઠીને મેં મારા જખમી પગ, હાથ તથા સોટો વગેરે નદીના પાણીમાં ધોયા. ત્યાર પછી સંધ્યા-પ્રાર્થના કરવા માટે બેસવાની તૈયારી કરતો હતો, તે જ સમયે કોઈ જંગલી પશુની ગર્જના જેવો શબ્દ મને કર્ણગોચર થયો. તે ઊંચો અવાજ "ટમટમ" (ઢોલ અથવા નગારા)નો હતો.

**વનવાસીઓનો મેળાપ :** થોડી વાર પછી મેં એક મોટી સવારી અથવા ટોળું આવતું જોયું. તેમાં ઘણાં-બધાં સ્ત્રી-પુરુષો અને બાળકો હતાં. તેની પાછળ ઘણી બધી ગાયો અને બકરીઓ હતી.

તેઓ બધાં એક ઝૂંપડી કે ઘરમાંથી નીકળ્યાં. અનુમાન કર્યું કે તેઓ રાતે કોઈ ધાર્મિક તહેવારની ક્રિયા પૂરી કરવા માટે આવ્યાં હતાં.

જ્યારે તેઓએ મારી સામે જોયું અને તે સ્થળે મને એક અજાણ્યો માણસ જાણ્યો તો ઘણાં બધાં મારી તરફ એકઠા થઈ ગયાં.

છેવટે એક વૃદ્ધ પુરુષે આગળ આવીને મને પૂછ્યું કે, "તમે ક્યાંથી આવો છો ?"

મેં તે બધાંને કહ્યું કે, "હું કાશીથી આવું છું અને આગળ નર્મદા નદીના ઉદ્‌ગમ સ્થાન તરફ યાત્રા માટે જઈ રહ્યો છું."

એટલું પૂછીને તેઓ બધાં મને મારી ઉપાસના કરવામાં નિમગ્ન છોડીને ચાલ્યાં ગયાં. ત્યારબાદ અર્ધા કલાક પછી તેઓનો એક આગેવાન બે પહાડી પુરુષો સાથે મારી પાસે આવ્યો અને એક બાજુ બેસી ગયો.

તે ખરેખર એ બધાંનો પ્રતિનિધિ બનીને મને પોતાની ઝૂંપડીઓમાં બોલાવવા માટે આવ્યો હતો, પરંતુ તેઓ બધાં મૂર્તિપૂજક હોવાથી મેં પહેલાંની માફક ત્યારે પણ તેઓના નિમંત્રણનો સ્વીકાર કર્યો નહિ.

*ત્યારે તેણે પોતાની સાથે આવેલાને મારી પાસે અગ્નિ સળગાવવાનો હુકમ કર્યો અને બે જણાને ત્યાં રોકાવાનું કહ્યું. તેઓ (બન્ને) મારી રક્ષા કરતા આખી રાત જાગતા રહ્યા.*

*જ્યારે તેણે મને ભોજન માટે પૂછ્યું તો મેં કહ્યું કે, "હું માત્ર દૂધ પીને મારો નિર્વાહ કરું છું." ત્યારે પેલા દયાવાન આગેવાન કે નેતાએ મારી પાસેથી મારું કમંડળ માગ્યું. તે પોતાની કુટિયા–ઓરડી પર લઈ ગયો. ત્યાંથી દૂધ ભરીને મારી પાસે મોકલી આપ્યું. મેં તે રાતે તેમાંથી થોડુંક દૂધ પીધું.*

*પછી તે (આગેવાન) મારી સંભાળ-રક્ષા પેલા બે પહેરેદારોને સોંપીને ચાલ્યો ગયો.*

*તે રાતે હું ગાઢ નિદ્રામાં સૂતો અને સૂર્યોદય સુધી સૂતો રહ્યો. ત્યારબાદ ઊઠીને (નિત્ય કર્મ) સંધ્યા વગેરે કરીને યાત્રા માટે (આગળ) ચાલી નીકળ્યો."*

**અપૂર્ણ વૃત્ત :** અહીં સ્વામીજીની થિયોસોફિસ્ટ પત્રિકામાં પ્રકાશિત સ્વલિખિત આત્મકથાનો છેલ્લો હપતો સમાપ્ત થાય છે. પરન્તુ એ નિર્વિવાદ છે કે તેઓએ ભયંકર સંકટો વેઠીને, આગળ વધીને નર્મદાના ઉદ્‌ભવસ્થાન અમરકંટકમાં પહોંચીને પોતાનો સંકલ્પ પૂર્ણ કર્યો હશે.

## ગુરુની ખોજમાં તપસ્યા

દયાનંદ મૃત્યુંજય બનવા માટે હિમની ચાદર ઓઢીને જુગ-જુગની ગાથાઓ ગાતા, ગગને ગેલ કરતા હિમાલયનાં ધવલગિરિ શિખરો ખૂંદી વળ્યાં.

સાચા શિવના ખોળામાં ખૂંદવા માટે અવધૂત દયાનંદ પંદર-પંદર વર્ષો સુધી પર્વતોને ઓળંગતા, તેના આભે વાતો કરતાં શિખરોને ખૂંદતા, ભયાનક જંગલો વીંધતા, અડાબીડ ઝાડીઓમાં ઝંપલાવતા, મેદાનોને માપતા, અઘોર વનની વાટમાં હિંસક પશુઓથી ઝઝૂમતા, ગુફાઓને ખખડાવતા, કંદરાઓને નિહાળતા, કડકડતી ઠંડીમાં સરિતાના રેતાળ કાંઠાઓની પથારીમાં પોઢતા, બરફના થર જામેલી નદીઓના નીરને ચીરતા રહીને રઝળપાટ કર્યો.

અમરપંથના પથિક દયાનંદે ગુરુની ખોજમાં આબુ અને ટેહરી જોયાં, કેદારઘાટ અને રુદ્ર પ્રયાગ ફર્યા, ગુપ્તકાશી અને ગૌરીકુંડમાં ઘૂમ્યા, તુંગનાથ અને અલખનંદામાં દેહની ચારણી કરી નાખી, બદરીનારાયણ અને દ્રોણસાગરમાં રઝળપાટ કર્યો, પરંતુ ક્યાંય સત્‌ધામનો કેડો દેખાડનાર ગુરુ ન મળ્યા. જિજ્ઞાસુ દયાનંદની જ્ઞાનપિપાસાને ગંગા અને નર્મદાનાં જળ ન છિપાવી શક્યાં. તેના હૃદયમાં બળતી જ્ઞાન ક્ષુધાને હિમાલયની ઠંડી ન બુઝાવી શકી. અન્તે દયાનંદે દંડી સ્વામી વિરજાનંદ પાસે મથુરા જવા પ્રસ્થાન કર્યું.



## સન ૧૮૫૭નો સ્વાતંત્ર્યસંગ્રામ અને સ્વામી દયાનંદ

સ્વામીજી નર્મદા તટ-સ્રોત પરના ભ્રમણ અને ગુરુ વિરજાનંદ પાસે ગયા તેની વચ્ચેનાં ત્રણ વર્ષમાં ક્યાં-ક્યાં ગયા, શું-શું કર્યું વગેરે વિષયો અજ્ઞાત છે. સ્વામીજીની આત્મકથા અને તેમના વિખ્યાત જીવનચરિત્રકારો આ અંગે મૌન છે.

મહર્ષિ દયાનંદનો સ્વદેશપ્રેમ, દેશભક્તિ અને રાષ્ટ્રહિત તેમના જીવન અને સ્વરચિત ગ્રંથોમાં છલકે છે. જેથી સ્વામીજીએ (વિ. ૧૯૧૪– સન ૧૮૫૭) સ્વાતંત્ર્ય સંગ્રામમાં ભાગ લીધો હતો તેવું અનુમાન કરવામાં આવે છે. આ વિષયમાં વિદ્વાનો-લેખકોમાં મતભેદ છે અને તદ્ વિષયક ચર્ચા-વિવેચનમાં વિભિન્ન સાહિત્ય પણ પ્રકાશન પામેલ છે.

**લેખક દ્વારા સંશોધન કાર્ય :** ૧૮૫૭ના નિષ્ફળ ગયેલા સ્વાતંત્ર્ય સંગ્રામમાં અસંખ્ય સેનાનીઓ ખપી ગયા. નાનાસાહેબે સંન્યાસીના ગુપ્તવેશમાં સૌરાષ્ટ્રમાં આવીને શેષ જીવન મોરબી (અથવા શિહોર)માં વિતાવ્યું. તેઓ મોરબી નગરશેઠને ત્યાં રહ્યા અને શંકરાશ્રમમાં તેમની સમાધિ-મંદિરના પુરાવા રૂપે મળે છે. જેથી સ્વામી દયાનંદ નાનાસાહેબને મળેલ હોઈ અને પોતાની જન્મભૂમિ ટંકારા હોવાથી મોરબીનું સ્થાન તેઓએ બતાવેલ હોવાનું અનુમાન કરવામાં આવે છે.

આ પંક્તિના લેખકે આ વિષયમાં સંશોધન માટે મોરબી નગરશેઠના વર્તમાન વંશજ ચંદ્રકાન્તભાઈની તા. ૧–૬–૧૯૮૮ના રોજ મુલાકાત લીધેલી. તેઓ પાસે નાનાસાહેબ દ્વારા કાચ પર વોટર કલરના બનાવેલા જે તાત્યાટોપે, માધવરાવ પેશ્વા, નાનાસાહેબ પેશ્વા, બહાદુરશાહ જફર, અવધ બેગમ અને વિક્ટોરિયાનાં ચિત્રોનું નિરીક્ષણ કરેલ છે.

**અન્ય કાર્ય :** સ્વામીજીએ સત્યાર્થપ્રકાશના અગિયારમા સમુલ્લાસમાં દ્વારકા મંદિર અને વાઘેર સંબંધી કરેલા ઉલ્લેખનો ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સંગ્રામ સાથે શો સંબંધ હોઈ શકે ? તેની શોધ માટે આ લેખકે દ્વારકા-ઓખાનો સ્વયં પ્રવાસ કરેલ છે અને તે સમયની ઘટનાઓનું સાહિત્ય પ્રાપ્ત કરી સંશોધનાત્મક લેખો પ્રકટ કરેલ છે. જે "આર્યજગત્" સાપ્તાહિકના ૮–૫–૧૯૮૮ના અંકમાં તથા સ્વામી વિદ્યાનંદ સરસ્વતીકૃત સત્યાર્થભાસ્કર ખંડ–૨ પૃ.૧૮૭–૧૮૮ પર દૃષ્ટવ્ય છે.

નિષ્કર્ષ એ છે કે સ્વામી દયાનંદ અને ૧૮૫૭ સ્વાતંત્ર્યસંગ્રામ વિષયની ચર્ચા-વિવેચના એ એક સ્વતંત્ર પુસ્તકનો વિષય બની શકે તેમ છે. (લેખકોએ પ્રકટ પણ કરેલ છે.) આથી ગ્રંથ ગૌરવ ભયથી તથા ઈતિહાસના સંશોધન બાદ તેને વાચા આપવાનું કાર્ય હોઈ અહીં માત્ર આટલા નિર્દેશપૂર્વક વિરામ લઈએ છીએ.

• • •

# ગુરુચરણોમાં - વિદ્યાના સ્રોતમાં



**મથુરા પ્રસ્થાન :** જ્ઞાનપિપાસુ દયાનંદે દંડીસ્વામી પ્રજ્ઞાચક્ષુ વિરજાનંદની વિદ્વતા, પુણ્યકીર્તિ અને પ્રસિદ્ધિ પ્રથમ સાંભળી હતી. આથી તેઓને મળવા માટે ઉત્સુક હતા. જેથી તેમણે મથુરા તરફ પ્રસ્થાન કર્યું. માર્ગમાં હાથરસ અને મુરસાન રોકાઈને મથુરા પહોંચ્યા. ત્યાં રંગેશ્વર મહાદેવના મંદિરમાં થોડો સમય નિવાસ કર્યો.

**દંડી સ્વામી વિરજાનંદ :** વિરજાનંદે બાળપણમાં શીતળા રોગના કારણે નેત્રજ્યોતિ ગુમાવી હતી. પરન્તુ પોતાના અન્તર્ચક્ષુ ખોલીને તેઓ પ્રજ્ઞાચક્ષુ બન્યા હતા. તેઓ પ્રાચ્ય વ્યાકરણ અષ્ટાધ્યાયી અને મહાભાષ્યના વિષયમાં સૂર્યસમાન દેદીપ્યમાન હતા. તેઓને આધુનિક કૌમુદી, શીઘ્રબોધ તથા ભાગવત વગેરે અનાર્ષ ગ્રંથો પ્રત્યે ભયંકર ઘૃણા હતી. તેઓ પોતાનો વયોવૃદ્ધ જર્જર દેહ છૂટી જાય, તે પહેલાં પોતાના એ આર્ષ જ્ઞાનને ઝીલનાર કોઈ યોગ્ય શિષ્યની પ્રતીક્ષામાં હતા. સ્વામી દયાનંદે પોતાના આત્મકથનમાં વ્યક્ત કરેલ છે કે :

*“મથુરામાં મને એક સંન્યાસી સત્પુરુષ મળ્યા. એમનું નામ વિરજાનંદ સ્વામી હતું. તેઓ પહેલાં અલવરમાં રહેતા હતા. તે સમયે તેઓની વય ૮૧ વર્ષની હતી. તેઓનાં બંને નેત્રો દૃષ્ટિવિહીન હતાં અને તેમને પેટમાં શૂલ—ઉદરશૂલનો રોગ હતો.”*

*“તેઓને આર્ષગ્રંથોમાં અધિક અભિરુચિ હતી. સર્વ આર્ષગ્રંથો પર અત્યધિક ભક્તિ હતી. તેઓને કૌમુદી, શેખર વગેરે ગ્રંથો પસંદ ન હતા. ભાગવત વગેરે પુરાણોનો તેઓ ખૂબ જ તિરસ્કાર—ખંડન કરતા હતા. પછી તેમનો પરિચય થતાં વ્યાકરણ ત્રણ વર્ષમાં આવડી જાય. એવું તેઓએ કહ્યું, તે ઉપરથી મેં તેમની પાસે જ અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો.”*

સંવત ૧૯૧૭ સન ૧૮૬૦માં લગભગ ૩૬ વર્ષના પ્રૌઢ બ્રહ્મચારી—સંન્યાસી દયાનંદે એક દિવસ વિરજાનંદની પાઠશાળાનું દ્વાર ધીરેથી ખડખડાવ્યું. અંદરથી અવાજ આવ્યો —

કોણ છે ?

સંન્યાસી.

તમારું નામ ?

દયાનંદ સરસ્વતી. દયાનંદે વિનયપૂર્વક ઉત્તર આપ્યો.

વિરજાનંદની કુટિયાનું દ્વાર ખુલ્યું. દયાનંદ ગુરુચરણોમાં નતમસ્તક થયા.

ફરી પ્રશ્ન પૂછ્યો, “શું કાંઈ વ્યાકરણ ભણ્યા છો ?” દયાનંદે નવ્ય સારસ્વત વગેરેનાં નામ બતાવ્યાં.



વિરજાનંદે આજ્ઞા સહિત સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, “તમે જે કંઈ મનુષ્યકૃત ગ્રંથોનો અભ્યાસ કર્યો છે, તે તો બધા અનાર્ષ હોવાથી ત્યાજ્ય છે. જ્યાં સુધી તેનો પ્રભાવ તમારા મન પર રહેશે, ત્યાં સુધી આર્ષજ્ઞાન, આર્ષપ્રજ્ઞા અને આર્ષવિવેકનું જાગૃત થવું અસંભવ છે. માટે પ્રથમ તમે તે ગ્રંથોને યમુનાનાં વહેતાં જળમાં પ્રવાહિત કરી દો.”

દયાનંદે ગુરુ આજ્ઞાને શિરોધાર્ય કરીને અનાર્ષ ગ્રંથોનો ત્યાગ કરી યમુનાની ગોદમાં—તેના પ્રવાહમાં ફેંકી દીધા.

**કસોટી :** દંડીજીની પાઠશાળામાં દયાનંદને પ્રવેશની અનુમતિ મળી ગઈ. પરંતુ હજી એક કસોટી બાકી હતી.

વિરજાનંદે કહ્યું, “દયાનંદ, તમે સંન્યાસી છો. સંન્યાસીનો કોઈ સ્થાયી નિવાસ અને ભોજનની વ્યવસ્થા હોતી નથી અને જ્યાં સુધી આ સ્થિરતા ન થાય ત્યાં સુધી મનોયોગપૂર્વક વિદ્યાધ્યયન થઈ શકતું નથી. માટે પ્રથમ નિવાસ-ભોજનાદિની વ્યવસ્થા કરો. ત્યાર પછી અધ્યયન શરૂ થશે.”

એ સમયમાં તે પ્રદેશમાં ભયંકર દુકાળ પડેલો અને તેમાં એક અપરિચિત અને અજાણ સ્થાનમાં, અકિંચન એવા સર્વત્યાગી દયાનંદ માટે વ્યવસ્થા કરવી સરળ ન હતી.

**વિદ્યાધ્યયનમાં સહાયતા :** પરંતુ કષ્ટ વેઠીને લક્ષ્મીનારાયણના મંદિરમાં એક નાની ઓરડી નિવાસ માટે મળી ગઈ. પ્રારંભમાં દુર્ગાપ્રસાદ ખત્રીને ત્યાંથી શેકેલા ચણા-દાળિયા અથવા ક્યારેક ચણાના રોટલા લાવીને નિર્વાહ કરતા રહ્યા. પરંતુ માત્ર ચણા પર શરીર નિર્વાહ કરવો મુશ્કેલ હતો.

દુષ્કાળના અંતિમ દિવસોમાં દયાનંદને જોશી **અમરલાલ** નામના એક સંપન્ન સદ્‌ગૃહસ્થનો મેળાપ થયો. તેઓ જોશીબાબાના નામથી પ્રખ્યાત હતા અને દયાનંદની સમાન ગુજરાતી ઔદીચ્ય બ્રાહ્મણ હતા. તેઓને મહારાજ સિંધિયા તરફથી ૧૦-૧૨ ગામની જમીનદારી મળી હતી. તેમણે સ્વામીજીને મથુરામાં રહ્યા ત્યાં સુધી ભોજનની ચિંતામાંથી મુક્ત કરી દીધા. સ્વામીજીએ પોતાના આશ્રયદાતા પ્રત્યે કૃતજ્ઞતા જ્ઞાપન કરતાં કહ્યું છે કે :

*“મથુરામાં અમરલાલ નામના એક ભદ્રપુરુષ હતા. હું અભ્યાસ કરતો હતો તે દરમિયાન તેમણે મારા પર જે ઉપકાર કર્યો છે તેને હું ભૂલી શકું તેમ નથી. પુસ્તકો વગેરેની સામગ્રી તથા ભોજન વગેરેનો પ્રબંધ તેમણે શ્રેષ્ઠ રીતે રાખ્યો હતો. પોતાને બીજે જમવા જવાનું થાય, ત્યારે પ્રથમ મને ઘરે રસોઈ કરીને જમાડતા અને પછી પોતે જતા હતા. એવા તે ઉદાર મનના પુરુષ હતા.”*

દયાનંદ ચરિતના લેખક દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયે અમરલાલ જોશીને જે ભાવપૂર્ણ શ્રદ્ધાંજલિ અર્પેલ છે, તેના શબ્દોને પાઠકોની સમક્ષ રજૂ કરવાની લાલચ હું રોકી શકતો નથી. તેમણે લખ્યું છે :

*‘‘અમરલાલ એ નિઃસહાય સંન્યાસીની સહાયતા કરીને પોતે અમર બની ગયા છે. કોને ખબર હતી કે એક દિવસ એ સંન્યાસી વૈદિક ધર્મના પુનરુદ્ધારક અને આર્યજાતિના ઉન્નાયક બનશે. અમરલાલે એ અપરિચિત સંન્યાસીનું પાલન-પોષણ કરીને માત્ર ભારતના જ નહિ, પરંતુ ભૂમંડળના ધર્મબુભુક્ષુઓને અન્ન આપ્યું છે. અમરલાલ તને ધન્ય છે ! દયાનંદ દિવાકરમાં જે તેજ પૂંજ હતો તેના સંચયમાં તારો પણ ભાગ છે અને જેણે એ દિવાકરના પ્રકાશથી પોતાના હૃદયમાં રહેલા અવિદ્યારૂપી અંધકારને છિન્નભિન્ન કરેલ છે, તે સર્વની શ્રદ્ધાંજલિનો તું પણ અધિકાર છે.’’*

અમરલાલ ઉપરાંત દયાનંદને રાતે વાંચવા માટે દીવાના તેલ માટે **શ્રી ખેતામલ નાનુમલ શરાફ** (અથવા પંડિત લેખરામ અનુસાર **શ્રી ગોવર્ધન શરાફ**) તરફથી પ્રતિમાસ ચાર આના મળતા હતા. વળી દૂધ માટે **શ્રી હરદેવ પથ્થરવાળા** પ્રતિમાસ બે રૂપિયા આપતા હતા. દયાનંદના અધ્યયન કાળમાં તેઓનો પણ પુણ્યસંચયમાં યોગ હતો.

**વિદ્યાધ્યયન :** સ્વામીજીએ નિવાસ અને ભોજનની ચિંતાથી મુક્ત બનીને વિદ્યાભ્યાસ પ્રારંભ કર્યો. વિરજાનંદનું પાંડિત્ય અપૂર્વ હતું. તેની પ્રતિભા અસાધારણ હતી. સ્મૃતિ આશ્ચર્યજનક હતી. તેઓ ‘‘વ્યાકરણના સૂર્ય’’ નામથી પ્રસિદ્ધ હતા. તેઓનો એ દૃઢ વિશ્વાસ હતો કે આર્ષગ્રંથોના અધ્યયન વિના યથાર્થ જ્ઞાન સંભવ નથી. જેથી દયાનંદને તેઓએ **અષ્ટાધ્યાયી** ભણાવવાનો પ્રારંભ કર્યો અને સાથે **મહાભાષ્ય** પણ ભણાવતા હતા.

એમ પણ જાણવા મળે છે કે વેદાર્થમાં ઉપયોગી નિરુક્તશાસ્ત્ર, નિઘંટુ અને કેટલાંક વેદાંગોનું અધ્યયન પણ સ્વામીજીએ ગુરુના સાંનિધ્યમાં કરેલ હતું. મથુરામાં ગુરુ વિરજાનંદ પાસે દયાનંદે બે વર્ષથી અધિક સમય અધ્યયન કર્યું હતું.

**કાલજિહ્વ અને કુલક્કર :** દંડી સ્વામી વિરજાનંદ પાસે જેટલા વિદ્યાર્થીઓએ અધ્યયન કર્યું હતું, તેમાં બે-ચાર સિવાયના અલ્પ વયના અને અલ્પ પઠિત હતા. તેમાં માત્ર દયાનંદ પ્રૌઢ, યોગી અને મહા મેધાવી હતા. જેથી તેઓ ગુરુ પાસે અનેક શંકાઓનું સમાધાન કરતા હતા. ક્યારેક ગુરુ-શિષ્ય વચ્ચે શાસ્ત્રચર્ચા પણ થતી હતી. જેથી વિરજાનંદ પ્રસન્ન થતા. તેમ જ દયાનંદને **‘કાલજિહ્વ’** અને **‘કુલક્કર’** કહેતા હતા. કાલજિહ્વનો અર્થ — જેની જિહ્વા (વાણી) અસત્યના ખંડન અને ભ્રાન્તિ છેદનમાં કાળ સમાન કાર્ય કરનાર થાય છે અને કુલક્કરનો અર્થ ખીલો-ખૂંટો થાય છે. જે ખૂંટા સમાન દૃઢ અને અવિચળ રહીને વિપક્ષીનો પરાભવ કરનાર થાય છે. વિરજાનંદ આ નામોથી દયાનંદને બોલાવીને પ્રસન્ન થતા હતા. દયાનંદે પણ પોતાના ભાવિ જીવનમાં મેધાવી ગુરુએ આપેલાં ઉપનામો સાર્થક કર્યાં હતાં.

મહર્ષિ દયાનંદ જીવન વિષયક પ્રસંગોના આદ્ય શોધકર્તા **પંડિત લેખરામે** સ્વામીજીના મથુરામાં અધ્યયનકાળની તેમને પ્રાપ્ત થયેલી માહિતી અનુસાર થોડી ઘટનાઓનું વર્ણન નીચે મુજબ કર્યું છે :



**ગુરુસેવા :** સ્વામી વિરજાનંદનો નિયમ હતો કે તેઓ નિત્ય યમુનાના જળથી સ્નાન કરતા હતા. દયાનંદ ગુરુ માટે તાજા અને સ્વચ્છ જળના ૧૫-૨૦ ઘડા પ્રતિદિન ભરી લાવતા હતા.

**ગુરુભક્તિ :** વિરજાનંદજી નેત્રહીન, જર્જર દેહ અને વયોવૃદ્ધ હોવાથી તેઓના સ્વભાવમાં સહજ ગુસ્સો આવી જતો. એક વાર તેઓએ ક્રોધિત થઈને દયાનંદના હાથ પર સોટી મારી. જેથી ગુરુજીના હાથમાં વેદના થવા લાગી. ત્યારે દયાનંદે કહ્યું, ‘ગુરુદેવ ! મારું શરીર વજ્ર સમાન છે. તેના પર પ્રહાર કરતાં આપના કોમળ હાથમાં વેદના થશે. જેથી આપ મને મારશો નહિ.’ આ સોટીનું નિશાન દયાનંદના હાથ પર જીવનભર રહેલ અને તે જોઈને પોતાના ગુરુના ઉપકારોનું સ્મરણ કરતા હતા.

એક અન્ય અવસર પર જ્યારે વિરજાનંદે ક્રોધાવેશમાં દયાનંદ પર પ્રહાર કર્યો, ત્યારે નયનસુખ જડિયા નામના એક ભક્તે દંડીજીને કહ્યું, ‘‘મહારાજ દયાનંદ અમારી સમાન ગૃહસ્થી નથી. એ સંન્યાસી છે. જેથી આશ્રમ મર્યાદાનુસાર તેની શારીરિક તાડના કરવી ઠીક નહિ.’’ ત્યારે દંડીજીએ તેની વાતનો સ્વીકાર કર્યો. પરંતુ દયાનંદે નયનસુખને ઠપકો આપ્યો કે, ‘‘ગુરુજી શત્રુ ભાવથી થોડા દંડિત કરે છે. એ તો જેમ કુંભાર ટપલાં મારીને ઘડો બનાવે છે તેમ મારા ઘાટ-સુધાર માટે કરે છે.’’

**દ્વાર બંધ :** વિદ્યા સમાપ્તિના ૧૦-૨૦ દિવસ બાકી રહ્યા હતા ત્યારે દયાનંદે ગુરુ આજ્ઞાનુસાર તેમની બેઠકમાં સાવરણથી કચરો સાફ કરીને એક જગ્યાએ એકત્ર કર્યો હતો. તેમાં અનાયાસ ગુરુનો પગ પડતાં તેઓએ ક્રોધાવેશમાં દયાનંદને કઠોર શબ્દો સાથે પાઠશાળામાંથી કાઢી મૂકી તેના માટે દ્વાર બંધ કર્યાં. આથી દયાનંદને ખૂબ ચિંતા થઈ અને નયનસુખ જડિયા તથા નંદન ચોબાએ દંડીજીને મનાવીને દયાનંદને ક્ષમા આપીને ફરી આવવાની આજ્ઞા આપી.

દયાનંદ માટે દ્વાર બંધનો એક બીજો પ્રસંગ પણ બન્યો હતો. દંડીજી વિદ્યાર્થી સિવાય અન્ય કોઈ બહારના મનુષ્યને મળતા નહિ. પરંતુ એક દિવસ તેમના પૂર્વાશ્રમના એક સંબંધી તેઓનાં દર્શન કરવાની ઈચ્છાથી મથુરા આવેલા. દયાનંદ તેમને પાઠશાળામાં લઈ ગયા. તેની દંડીજીને જાણ થતાં અપ્રસન્ન થયા અને દયાનંદને બહિષ્કૃત કરીને તેના માટે પાઠશાળાનાં દ્વાર બંધ કરેલ. આ પ્રસંગે પણ નયનસુખ જડિયાની સહાયથી ફરી ગુરુજીએ દ્વાર ખોલી આપ્યાં હતાં.

**પાઠ વિસ્મૃતિ-દૃઢ સંકલ્પ :** સ્વામી દયાનંદ મહામેધાવી હતા. તેમની સ્મરણ અને ધારણાશક્તિ અદ્‌ભુત હતી. એક જ વાર સાંભળેલો પાઠ યાદ રહી જતો. પરંતુ એક દિવસ ગુરુજીએ બતાવેલ અષ્ટાધ્યાયીની પ્રયોગ સિદ્ધિ વિસ્મૃત થઈ ગઈ. ગુરુજીને ફરી વાર બતાવવા પ્રાર્થના કરી. પરંતુ દૃઢ અનુશાસનપ્રિય ગુરુએ બીજી વાર બતાવવા સ્પષ્ટ ઈન્કાર કર્યો અને સાથે એમ પણ કહ્યું કે, ‘‘જો આ પ્રયોગ

યાદ ન આવે તો યમુનામાં ડૂબી મરજે, પરંતુ મને મોઢું બતાવીશ નહિ."

ગુરુનાં વચનો દયાનંદનાં હૃદયને સ્પર્શી ગયાં અને તેમણે દૃઢ સંકલ્પ કર્યો કે જો પ્રયોગ સિદ્ધિનું સ્મરણ નહિ થાય તો યમુનામાં કૂદીને જળસમાધિ લઈ લઈશ. આ સંકલ્પ સાથે તેઓ યમુના કિનારે વિશ્રામઘાટ નજીક સિતાઘાટ પહોંચ્યા. ત્યાં ધ્યાનમગ્ન થઈને વિસ્મૃત પાઠનું સ્મરણ કરવા લાગ્યા. સ્વલ્પ સમયમાં પ્રયોગ સિદ્ધિ ફરી સ્મરણમાં આવી ગઈ અને ગુરુજીની સમક્ષ આવીને સંભળાવી દીધી. જેથી ગુરુજી પ્રસન્ન થયા અને આગળ ભણાવવાનો પુનઃ પ્રારંભ કર્યો.

**પ્રાયશ્ચિત્ત :** સ્વામી દયાનંદ નૈષ્ઠિક બ્રહ્મચારી હોવાથી યતિમય જીવન જીવતા હતા. એક દિવસ નિત્યક્રમ મુજબ તેઓ યમુનાના કાંઠે સમાધિસ્થ અવસ્થામાં બેઠા હતા. ત્યારે એક સ્ત્રીએ ભક્તિભાવથી દયાનંદના ચરણોમાં નમસ્કાર કર્યા. ઓચિંતા તેઓ ચોંકી ઊઠ્યા અને માતા-માતા કહીને ઊભા થઈ ગયા. તરત જ વસ્ત્રસહિત યમુનામાં સ્નાન કરીને ગોવર્ધન પર્વતના નિર્જન એકાંત સ્થાનમાં જઈને ત્રણ દિવસ નિરાહાર રહીને ધ્યાનરત રહ્યા. ચોથા દિવસે દંડીજીએ તેની ગેરહાજરીનું કારણ પૂછતાં ઉક્ત પ્રાયશ્ચિત્તની ઘટના કહી સંભળાવી. આથી દંડીજી પ્રસન્ન થયા અને પ્રશંસા કરીને આશીર્વાદ આપ્યા.

**શ્રી દેવેન્દ્રનાથનું મંતવ્ય :** મહર્ષિ દયાનંદના જીવનચરિત્રના પ્રામાણિક અને ભેખધારી શોધક શ્રી દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય સ્વામી દયાનંદના મથુરા અધ્યયનકાલીન ઉક્ત દયાનંદ પાસે પાણીના ઘડા મંગાવવા, તેમને સોટી મારવી વગેરે વિરજાનંદના ઉગ્ર અને ક્રોધી સ્વભાવની ઘટના સાથે સંમત થતા નથી. કારણ કે વિરજાનંદ પાસે નોકર હતા અને દયાનંદ પણ હાથ પરની સોટીનું નિશાન લોકોને બતાવે ખરા ? વિરજાનંદનો દયાનંદ પ્રત્યેનો આવો વ્યવહાર માનવા યોગ્ય નથી.

વિરજાનંદ વિદ્યાર્થીઓને ખૂબ જ લાગણીપૂર્વક ભણાવતા હતા, સ્નેહપૂર્વક રાખતા હતા અને તેઓના કલ્યાણમાં સદા પ્રયત્નશીલ રહેતા હતા. દેવેન્દ્રનાથે દયાનંદના સહપાઠીઓ રંગદત્ત ચોબા, પુરુષોત્તમ ચોબા અને પંડિત યુગલકિશોરને મળીને ઉક્ત ઘટનાઓ સંબંધી પૂછતાં તેઓને વિરજાનંદના ચરિત્રમાં મિથ્યા દોષારોપણ કરેલ હોવાનું જણાવેલ હતું. જેથી દેવેન્દ્રનાથે સ્વલિખિત 'દયાનંદ જીવનચરિત'માં ઉક્ત ઘટનાઓને સ્થાન આપેલ નથી અને તે ઘટનાઓને મિથ્યા બતાવેલ છે.

**અધ્યયન સમાપ્તિ :** સ્વામી દયાનંદે ગુરુ ચરણોમાં આર્ષ વ્યાકરણનું સાંગોપાંગ અધ્યયન કર્યું. આ ઉપરાંત બીજું શું ભણ્યા તેનું સ્પષ્ટ વિવરણ પ્રાપ્ત થતું નથી. પરંતુ એ નિશ્ચિત છે કે દયાનંદને દંડીજી પાસેથી શાસ્ત્ર અધ્યયન અને શાસ્ત્ર પર્યાલોચન વિષયમાં આર્ષ-અનાર્ષ ગ્રંથ–વિવેકની વિશેષ દૃષ્ટિ પ્રાપ્ત થઈ હતી. ઋષિકૃત-આર્ષ ગ્રંથો સરળતાથી વિષય પ્રતિપાદન કરે છે, તેમ જ તર્કની કસોટીમાં પાર ઊતરે



છે. જ્યારે મનુષ્યકૃત-અનાર્ષ ગ્રંથો આથી વિપરીત હોય છે. દયાનંદને ગુરુ પાસેથી મળેલી આર્ષદૃષ્ટિના પરિણામ સ્વરૂપ તેઓને વેદને સર્વોપરી અને સ્વતઃ પ્રમાણ હોવાની દૃઢતા પ્રાપ્ત થઈ હતી અને પોતાના વિચારો, સર્વ સિદ્ધાંતો અને કાર્યોમાં તેમણે વેદને જ આધાર માન્યા હતા.

**ચિનગારીની જ્વાળા :** ગુરુ અને શિષ્ય બંને વિરક્ત અને સંન્યાસી હતા. તેથી વાર્તાલાપમાં પણ સાંસારિક નહિ, પરંતુ અધિકતર દાર્શનિક, આધ્યાત્મિક અને સ્વદેશ સુધાર સંબંધી વિષયો પર ચર્ચા થતી હતી. વિરજાનંદ અધ્યયન સમયે પોતાના શિષ્યોને કહેતા કે –

*"હું તમારા હૃદયમાં વિચારોની એક ચિનગારી પેટાવી રહ્યો છું, જે સમય પ્રાપ્ત થતાં પ્રચંડ જ્વાળારૂપ બનશે. તેમાં દેશમાં ફેલાયેલા અનેક સંપ્રદાયજન્ય આડંબરો, મિથ્યા વિશ્વાસો અને ભ્રાંત મતો સળગીને રાખ થઈ જશે."*

અન્ય શિષ્યોના હૃદયમાં તો એ ચિનગારી પ્રગટી નહિ, પરંતુ દયાનંદના હૃદયમાં પ્રચંડ જ્વાળા બનીને તેમાં અજ્ઞાન, અવિદ્યા અને અંધવિશ્વાસ બળીને ભસ્મીભૂત થઈ ગયાં.

**જ્ઞાનપ્રાપ્તિ :** દયાનંદને જે જ્ઞાન પર્વતના શિખર પર પ્રાપ્ત ન થયું, ગિરિ-તળેટી, કંદરાઓ અને ગુફાઓમાં ન મળ્યું, સરિતાઓના ઊછળતા પ્રવાહમાં દર્શન ન થયું, મહંતોના મઠોમાં જોવા ન મળ્યું અને ગંગા તથા નર્મદાના જ્ઞાનથી સૂકાભઠ કાંઠાઓમાં પ્રાપ્ત ન થયું, તે જ્ઞાનામૃત પિપાસુ દયાનંદને મથુરામાં યોગીવર દંડી સ્વામી વિરજાનંદના ચરણોમાં પ્રાપ્ત થયું. ગુરુએ દયાનંદને વિદ્યાના સ્રોતમાં ઝબોળ્યો. દયાનંદે આર્ષશાસ્ત્રની અમૃત સરિતામાં ધરાઈ-ધરાઈને ડુબકીઓ મારી. એની તપશ્ચર્યા અને આશાઓ ફળીભૂત થઈ. તે જ્ઞાનાગ્નિમાં સોનું દિવ્ય કુંદન બનીને ઝળહળી ઊઠ્યું.

**ગુરુદક્ષિણા :** વિદ્યાધ્યયન કાળ સમાપ્ત થયો. વિરજાનંદ શિષ્યો પાસેથી કોઈ દક્ષિણા લેતા નહિ. પરંતુ પ્રાચીન પરંપરા અનુસાર ગુરુચરણોમાં કંઈક ભેટ ધરવી જોઈએ, તેમ દયાનંદે વિચાર કર્યો. પરંતુ પોતાની પાસે તો કાંઈ હતું નહિ. તેમ છતાં ગુરુજીને લવિંગ બહુ પ્રિય હોવાથી તે લઈને ગુરુ સમક્ષ ઉપસ્થિત થયા.

ગુરુચરણોમાં વંદન કરીને કહ્યું, "ગુરુદેવ ! આપની અસીમ કૃપાથી મને વિદ્યાદાન પ્રાપ્ત થયેલ છે. તેથી હું કૃતાર્થ બન્યો છું. ભગવન્ ! આપનો આ શિષ્ય હવે દેશાટનની આજ્ઞા ઇચ્છે છે. ગુરુદક્ષિણા માટે આપના આ ભિક્ષુક શિષ્ય પાસે કાંઈ નથી. હું અકિંચન થોડાંક લવિંગ લઈને આવ્યો છું. તેનો આપ સ્વીકાર કરી મને આશીર્વાદ આપો."

વિરજાનંદે કહ્યું, "વત્સ ! શું તમે આ તુચ્છ લવિંગની દક્ષિણાથી ગુરુ ઋણથી મુક્ત થઈ શકશો ? મેં તો તમારી પાસે ખૂબ જ મોટી આશાઓ રાખી છે અને તેની પૂર્તિ કરવાનું સામર્થ્ય તમારી પાસે છે" ?

દયાનંદે ચરણસ્પર્શ કરીને વિનમ્ર ભાવે કહ્યું, ''ગુરુદેવ ! આજ્ઞા કરો. આ મારાં તન-મન ગુરુ ચરણોમાં સમર્પિત છે.''

વિરજાનંદમાં શિષ્યસ્નેહનો સ્રોત પ્રવાહિત થયો અને લાગણીભીના ગદ્ગદ્ સ્વરે કહ્યું, ''દયાનંદ ! મને તમારી પાસેથી એ જ આશા હતી.'' અને આશીર્વાદ સાથે ગુરુદક્ષિણા માટે કહ્યું, ''વત્સ ! આજે દીન-હીન બનેલા દેશનો ઉદ્ધાર કરો. મતમતાંતરોના કારણે ફેલાયેલી સાંપ્રદાયિકતાની અવિદ્યાઓનું નિવારણ કરો. સત્ શાસ્ત્રો એવા આર્ષ ગ્રંથોનો પુનઃ પ્રચાર અને પ્રસાર કરીને તેનું પ્રતિષ્ઠાન કરો. લોકકલ્યાણમાં સમર્પિત બનીને વૈદિકધર્મનો પુનરુદ્ધાર કરો. એ જ મારો આદેશ છે. એ જ મારો ઉપદેશ છે; અને આ તુચ્છ લવિંગ નહિ પણ એ જ મારી ગુરુદક્ષિણા છે.''

દયાનંદે ગુરુચરણોમાં શિર રાખીને કહ્યું, ''આપની આજ્ઞા શિરોધાર્ય છે. આપનો આ શિષ્ય પ્રતિજ્ઞા કરે છે કે, પ્રાણાર્પણથી તેનું પાલન કરશે.''

વિરજાનંદે ભાવવિભોર થઈને ચરણોમાં નતશિર દયાનંદને સ્નેહલ હસ્તે ભરપૂર આશીર્વાદ આપ્યા કે, *''ઈશ્વર તમને સુખ અને સફળતા પ્રદાન કરે.''* અને અંતમાં વિદાય વેળાએ કહ્યું, *''દયાનંદ ! એક વાત સદા સ્મરણમાં રાખજો કે મનુષ્યકૃત ગ્રંથોમાં પરમાત્મા અને ઋષિઓની નિંદા ભરી છે. પરંતુ આર્ષગ્રંથો તે દોષથી સર્વથા મુક્ત છે. આ આર્ષ અને અનાર્ષગ્રંથોની પરીક્ષા છે અને તેની કસોટી ક્યારેય છોડશો નહિ.''*

ગુરુદેવથી વિદાય લઈને દયાનંદે આગ્રા તરફ પ્રયાણ કર્યું.

ગુરુદેવને દેશનો ઉદ્ધાર કરવા, સત્ શાસ્ત્રોનો પુનરુદ્ધાર કરવા અને મતમતાંતરના પંથવાદના પહાડોને ગોથલાવવાની ગુરુદક્ષિણા આપીને એ એકલો મહારથી નીકળી પડ્યો.

પ્રિય પાઠકો ! ચાલો, આપણે જોઈએ કે આપણા આ ચરિત્ર નાયકની સામે કેવા-કેવા પડકારો છે. એ પડકારોને કેવા અદમ્ય ઉત્સાહથી તે ઝીલે છે. આર્યાવર્તના પુનરુદ્ધારના સમરાંગણમાં એ મહારથી કેવી રીતે ઝઝૂમે છે અને ધમસાણ મચાવે છે.

• • •



# ધર્માંગણમાં અવતરણ

ગુરુ વિરજાનંદ પાસેથી નીકળીને સ્વામી દયાનંદે સુધાર કાર્યનો પ્રારંભ કર્યો હતો. પરંતુ તે વિસ્તૃત અને સ્પષ્ટ ન હતો. સ્વામીજી પાસે ત્યારે એક સંસ્કૃત આર્ષ વ્યાકરણ અને દર્શનોનું પાંડિત્ય હતું. બીજું–નૈષ્ઠિક બ્રહ્મચર્ય, ઉત્સાહ, પ્રતિભા અને વાક્શક્તિના ગુણો હતા. ત્રીજું–દેશ, જાતિ અને ધર્મની અવદશા જોઈને તેમાં સુધાર કરવાની અભિલાષા, જે એક સુધારકમાં હોવી જોઈએ તે બીજરૂપમાં હતી.

હજી સ્વામીજીને સંપૂર્ણ વેદો પ્રાપ્ત થયા ન હતા. બીજું–સંસારના વિસ્તૃત જ્ઞાન માટે હજી ભ્રમણ બાકી હતું અને ત્રીજું–રોગી દેશની અવનતિનું પરીક્ષણ પણ કરવાનું હતું. જેથી પ્રથમ ત્રણ વર્ષનું સ્વામીજીનું કાર્ય પરીક્ષણાત્મક હતું, જે એક પ્રચંડ અને સર્વતોગામી સુધારાની તૈયારી હતી.

સ્વામીજીના પ્રારંભમાં ત્રણ વર્ષોનાં સુધાર કાર્યમાં મુખ્ય સ્થાન ઈશ્વરના સત્યસ્વરૂપને પ્રકટ કરીને મૂર્તિપૂજાના ખંડનનું હતું. સ્વામીજીના હૃદયમાં સુધારાની ભાવનાનો પ્રારંભ શિવરાત્રિની ઘટનાથી મૂર્તિપૂજામાં અશ્રદ્ધાથી થયો હતો. ઈશ્વર સંબંધી ભ્રામક વિચારોના મૂળમાં એ પ્રથમ કુહાડાનો ઘા હતો. જેમ-જેમ વિદ્યાની વૃદ્ધિ થતી ગઈ, જ્ઞાનચક્ષુ ખૂલતાં ગયાં, ગુરુ ઉપદેશ મળતો ગયો, તેમ-તેમ એ ભાવના અધિક પુષ્ટ થતી ગઈ.

**આગ્રા પ્રસ્થાન :** સ્વામી દયાનંદે સંવત ૧૯૧૯ના વૈશાખ માસના અંતમાં આગ્રા તરફ પ્રસ્થાન કર્યું. આગ્રામાં યમુનાના તટ પર સ્થિત ભૈરવ મંદિરની નજીક લાલા ગલ્લામલ રૂપચંદ અગ્રવાલના બગીચામાં નિવાસ કર્યો. ત્યાં એક સાધુ રહેતો હતો. તે સ્વામીજીનો શ્રદ્ધાળુ ભક્ત બની ગયો. તેણે પોસ્ટમાસ્તર જનરલના કાર્યાલયમાં જઈ રાયબહાદુર પંડિત સુંદરલાલ વગેરેને વિદ્વાન સ્વામી દયાનંદના આગમનના સમાચાર આપ્યા. જેથી પં. સુંદરલાલ, પંડિત બાલમુકુંદ તથા પં. દયારામ વગેરે અનેક લોકો સ્વામીજી પાસે સત્સંગ માટે આવવા માંડ્યા.

પં. સુંદરલાલે સ્વામીજી પાસે ભગવદ્ગીતા અને અષ્ટાધ્યાયીનું અધ્યયન પ્રારંભ કર્યું. એ મહાનુભાવોથી સ્વામીજીનો આગ્રા પ્રવાસથી સંબંધ જોડાઈને જીવનપર્યંત રહ્યો. તેઓએ સ્વામીજી પાસેથી યોગની ક્રિયાઓ પણ શીખી.

સ્વામીજીના આગમન પછી થોડા દિવસ **કૈલાસપર્વત** નામના એક સંન્યાસી તે બગીચામાં આવીને રહ્યા અને તે ગીતાની કથા કરતા હતા. તેમાં **''સર્વધર્માન् પરિત્યજ્ય''** શ્લોકનો અર્થ સમજાવતા હતા. પરંતુ તેથી કોઈનું સમાધાન થતું ન હતું. સ્વામીજી ત્યાં હાજર હતા. તેથી એક ભક્તે તેનો અર્થ કરવા વિનંતી કરી.

સ્વામીજીએ પોતાની રીતે મનોહારી, મૌલિક વ્યાખ્યા કરી કે , આ પદમાં જે સમાસ છે તેમાં અકારનો લોપ થયો છે. આથી ''સર્વ અધર્મોને છોડીને'' એવો અર્થ કરવો જોઈએ. જેથી શ્રોતાઓ પ્રસન્ન થયા અને સ્વામી કૈલાસપર્વતે પણ દયાનંદની વિદ્વત્તા, શાસ્ત્ર વિષયક ચિંતનની પ્રશંસા કરીને લોકોને કહ્યું કે , ''જો તમારે કંઈ અધ્યયન કરવું હોય તો સ્વામી દયાનંદ પાસે કરજો. આ પ્રસંગથી સ્વામીજીની કીર્તિ પ્રસરી અને ધર્મજિજ્ઞાસુઓ અધ્યયન-સત્સંગ માટે આવવા લાગ્યા.

સ્વામીજીએ અહીં કેટલાક દિવસો ગીતા પર પ્રવચનો કર્યાં હતાં અને દેવી ભાગવતમાંથી પણ કોઈ પ્રસંગો શ્રવણ કરાવતા હતા. હજી સુધી સ્વામીજીની દાર્શનિક ધારણાઓ વેદાન્ત અભિમુખ હતી.

**પંચદશીની કથા :** લોકોના આગ્રહથી સ્વામીજીએ વિદ્યારણ્ય સ્વામી કૃત પંચદશીની કથાનો આરંભ કર્યો. એક દિવસ કથામાં એવું વાક્ય આવ્યું કે, ''ઈશ્વરને પણ ભ્રમ થઈ જાય છે.'' આ વાક્ય જોતાં જ સ્વામીએ પુસ્તક નીચે મૂકી દીધું અને કહ્યું કે, ''જેને ભ્રમ થાય તે ઈશ્વર કેમ હોઈ શકે ? ઈશ્વરને ભ્રમ થઈ શકે જ નહિ. આ પુસ્તક ભ્રમમૂલક અને મનુષ્યકૃત છે, ઋષિકૃત નથી.'' લોકોના આગ્રહ છતાં સ્વામીજીએ તે ગ્રંથની કથા બંધ કરી દીધી.

## રોગનિવૃત્તિ અને શારીરિક ક્રિયા

આગ્રા નિવાસ દરમિયાન સ્વામીજીના પગ પર નાની નાની ફોલ્લીઓ નીકળી આવી. તેઓએ ઉદરમાં વિકાર હોવાનું કહ્યું અને તેઓ ત્રણ-ચાર મનુષ્યોને સાથે લઈને યમુનાના રાજઘાટ પર ગયા. ત્યાં જળમાં બેસીને ત્રણ વાર મૂલદ્વારથી જળ ચડાવીને બહાર આવી નાભિચક્ર ઘુમાવીને બહાર કાઢી નાખ્યું. આથી ઉદરશુદ્ધિ થઈ ગઈ. તે દિવસે સ્વામીજીએ માત્ર દાળ-ભાતનું ભોજન ગ્રહણ કરેલ. સ્વામીજીએ કહ્યું, ''હું આ ન્યોલી ક્રિયા નર્મદાની સમીપ વિંધ્યાચલ પર રહેનાર એક કાન ફટા નાથ પાસે કેટલાય દિવસ રહીને શીખ્યો હતો.''

પંડિત સુંદરલાલના શિરમાં કોઈ દોષ હોવાને કારણે તેમને સુગંધ-દુર્ગંધનું જ્ઞાન થતું ન હતું. સ્વામીજીએ તેમને નેતિ-ધોતી અને ન્યોલી ક્રિયાઓ વિધિપૂર્વક શીખવીને તેમનો એ રોગ દૂર કર્યો હતો. આ રીતે સ્વામીજીએ અન્યોને પણ આ ક્રિયાઓ શીખવી હતી.

**પ્રથમ રચના-સંધ્યા :** આગ્રા નિવાસ સમયે સ્વામીજીએ ''સંધ્યા'' નામના એક પુસ્તકની રચના કરી હતી. તેને શેઠ રૂપલાલે દોઢ હજાર રૂપિયા વ્યય કરીને ૩૦,૦૦૦ નકલો છાપી હતી. તેની અંતમાં લક્ષ્મીસૂક્ત હતું. તેનું મૂલ્ય એક આનો હતું. વર્તમાનમાં અપ્રાપ્ય હોવાથી આની એક પણ પ્રતિ હજી સુધી કોઈને ઉપલબ્ધ થઈ નથી.

**મૂર્તિપૂજા ખંડન :** સ્વામીજી એ દિવસોમાં મૂર્તિપૂજાનું ખંડન કરતા હતા. સ્વામીજીના ઉપદેશથી પં. સુંદરલાલે શિવલિંગ પૂજાનો ત્યાગ કર્યો હતો.



મથુરા નિવાસી એક પંડિત ઘાસીરામ આગ્રા આવેલ. તેણે સ્વામીજીના સત્સંગથી પ્રભાવિત થઈને મૂર્તિપૂજા છોડી દીધી હતી.

આગ્રાના પ્રસિદ્ધ પં. ચેતુલાલ અને પં.કાલિદાસ મૂર્તિપૂજા વેદવિરુદ્ધ હોવાથી સહમત હતા. પરંતુ તેઓ ગૃહસ્થી હોવાથી આજીવિકાના કારણે ખંડન કરી શકતા નહિ. સ્વામીજી પ્રાતઃ અને સાયંકાળ દીર્ઘકાલીન સમાધિસ્થ રહેતા હતા.

સ્વામીજી આગ્રામાં બે વર્ષ રહ્યા. અહીં તેઓ ભાગવતનું તીવ્ર ખંડન કરતા હતા અને મહાભારત પર વિચાર કરતા હતા. જો કોઈ વિષયમાં શંકા થતી તો ગુરુ વિરજાનંદજીને પત્ર દ્વારા અથવા રૂબરૂ મળીને સમાધાન કરી લેતા હતા.

આગ્રા નિવાસ સમયે કોઈ એક બ્રહ્મચારી સ્વામીજી સાથે રસોઈયા રૂપે રહેતો હતો. જે વસ્ત્રાદિ પણ ધોઈ આપતો હતો અને તે યોગનાં અનેક આસનો જાણતો હતો. તેની પાસે સ્વામીજી ક્યારેક આસનો લગાવીને મનોરંજન કરતા હતા.

**વેદોની ખોજ :** સ્વામીજી વેદ પર વિચાર કરવા ઈચ્છતા હતા. આથી પોતાના વિશ્વાસુ ભક્ત પં. સુંદરલાલને વેદોનાં પુસ્તકો લાવવા કહ્યું. સુંદરલાલે ચેતુલાલ અને કાલિદાસ દ્વારા વેદોના હસ્તલિખિત પત્રો મંગાવીને આપ્યા, પરંતુ સ્વામીજી તો સંપૂર્ણ વેદ જોવા ઈચ્છતા હતા.

**ધોલપુર :** આગ્રામાં વેદ ઉપલબ્ધ થયા નહિ. આથી સ્વામીજી વેદોની ખોજમાં ધોલપુર કારતક ૧૯૨૧ વિ.માં આવ્યા અને ૧૫ દિવસ ત્યાં રોકાયા.

**ગ્વાલિયર :** સ્વામીજીએ ગ્વાલિયરમાં મહારુદ્ર મોટેશ્વરના મંદિરમાં નિવાસ કર્યો. સ્વામીજીના આગમનના સમાચાર વાયુવેગે નગરમાં ફેલાઈ ગયા. સ્વામીજી અહીં ભાગવતી પંડિતોથી મળીને ચર્ચા કરવા ઈચ્છતા હતા, પરંતુ તેમાં સફળતા મળી નહિ. પરંતુ માધ્વ સંપ્રદાયના અનુયાયી શ્રી હનુમંતાચાર્યથી તેમની નાટકીય રૂપમાં ભેટ થઈ, જેનો ઉલ્લેખ સ્વામીજીએ આત્મકથનમાં નીચે મુજબ કર્યો છે :

*''ત્યાં એક હનુમંતાચાર્ય નામના માધ્વ કારકુન (લહિયા)ના વેશમાં વાદ વગેરે સાંભળવા આવતો. એક વાર મારા મોંઢેથી કોઈ અશુદ્ધ શબ્દ નીકળ્યો હતો, તેણે (અશુદ્ધિ) પકડી લીધી. મેં તેને અનેક વાર પૂછ્યું કે, "તમે કોણ છો ?" પરંતુ તે એમ ઉત્તર આપતો કે, 'હું માત્ર એક કારકુન છું. સાંભળી-સાંભળીને હું કંઈક જાણતો થયો છું."*

*એક દિવસ વૈષ્ણવો (તિલકમાં) ઊભી લીટી તાણે છે તે વિષયમાં મેં કહ્યું કે, ઊભી લીટી કરવાથી જો સ્વર્ગ મળતું હોય તો સંપૂર્ણ મોં કાળું કરવાથી તો સ્વર્ગથી પણ કોઈ ઊંચું પદ મળતું હશે ? આ સાંભળીને તેને ખૂબ જ ક્રોધ આવ્યો અને તે ઊઠીને ચાલ્યો ગયો. ત્યારબાદ તેની તપાસ કરતાં તે હનુમંતાચાર્ય હતો, તે ખબર પડી."*

**ભાગવતકથા અને ખંડન :** સ્વામીજી ગ્વાલિયર આવ્યા તે અરસામાં ગ્વાલિયર નરેશ મહારાજા જિયાજીરાવ સિંધિયાએ ૧૦૮ ભાગવત કથાનું સંવત ૧૯૨૧માં મહાસુદ નોમથી પૂનમ સુધી આયોજન કરેલ હતું. તેમાં દૂર-દૂરથી પંડિતોને બોલાવ્યા હતા. મહારાજાને સ્વામીજીના આગમનના સમાચાર મળતાં તેઓએ પં. વિષ્ણુ દીક્ષિતને મોકલીને ભાગવત સપ્તાહનું માહાત્મ્ય પૂછ્યું. સ્વામીજીની પ્રતિક્રિયા સહજ પરંતુ તીખી હતી. સ્વામીજીએ કહ્યું કે, ''આવાં કાર્યોનું ફળ કષ્ટ અને ક્લેશ સિવાય બીજું કાંઈ હોતું નથી.''

આ સાંભળીને મહારાજા એક વાર તો સ્તંભિત થઈ ગયા અને એટલું જ બોલ્યા કે, ''સ્વામીજી સંન્યાસી છે, સમર્થ છે; તેઓ જેમ ફાવે તેમ બોલે. આપણે ગૃહસ્થ છીએ. બધું કરવું પડે. આપણે સર્વ તૈયારી કરી ચૂક્યા છીએ.'' જ્યારે મહારાજાએ સ્વામીજીને કથામાં આવવાનું કહ્યું ત્યારે સ્વામીજીએ કહ્યું કે, ''ગાયત્રીનું પુરશ્ચરણ કરવું જોઈએ. હું ભાગવત સપ્તાહમાં આવીશ નહિ.''

સંપૂર્ણ નગરમાં ભાગવતની ચર્ચા ચાલી રહી હતી. સ્વામીજીએ રામકૂવા પર ભાગવત-ખંડન પર પ્રવચનો આપવાં માંડ્યાં અને તેમાં લોકોની ભીડ જામવા માંડી. સ્વામીજી પ્રતિદિન શાસ્ત્રાર્થ માટે પડકાર ફેંકતા હતા અને વિજ્ઞાપન પ્રસિદ્ધ કરતા હતા. પરંતુ કોઈ વિદ્વાને તેમની સામે આવવાનું સાહસ કર્યું નહિ.

ભાગવત કથાની પૂર્ણાહુતિના દશ દિવસ પછી સંયોગવશ મહારાણીને પાંચ માસમાં ગર્ભપાત થઈ ગયો. એક જ મહિનામાં નગરમાં ભયંકર કૉલેરા ફાટી નીકળ્યો. તેમાં સેંકડો મનુષ્યોને મોતનું ખપ્પર ભરખી ગયું. મહારાજાના પાંચ વર્ષના નાના કુંવર પણ તેથી ગ્રસ્ત બનીને મૃત્યુના મુખમાં પડ્યા. સંપૂર્ણ રાજધાનીમાં હાહાકાર મચી ગયો. આથી લોકોને કહેવાનો અવસર મળ્યો કે ભાગવત કથાનું કોઈ શુભ પરિણામ મળ્યું નહિ.

**કરોલી :** સંવત ૧૯૨૧ જેઠ માસમાં સ્વામીજી ગ્વાલિયરથી કરોલી આવ્યા અને ભદ્રવતી નદીના તટ પર ગોપાલસિંહના બગીચામાં નિવાસ કર્યો. કરોલીમાં મહારાજા મદનપાલ સાથે ધર્મવિષયક તથા પંડિતો સાથે શાસ્ત્રવિષયક વાર્તાલાપ થતો રહ્યો. અહીં એક કબીરપંથી સાધુ ગોદડિયા બાબા સાથે વાતચીતનો સ્વામીજીએ નિમ્ન ઉલ્લેખ કરેલ છે:

*''ત્યાં (કરોલીમાં) એક કબીરપંથી મળ્યો. તેણે કબીર શબ્દનો 'એકવીર' એવો અર્થ થાય છે તેમ કહ્યું અને એક કબીરોપનિષદ્ છે તેમ પણ કહ્યું.''*

**ખુશાલગઢ :** સ્વામીજી કરોલીમાં થોડા મહિના રહીને ખુશાલગઢ આવ્યા. ત્યાં એક-બે દિવસ રોકાઈને જયપુર જવા માટે પ્રસ્થાન કર્યું.

**જયપુર :** સંવત ૧૯૨૨ કારતકમાં સ્વામીજી જયપુર આવ્યા. પ્રથમ ભવાનીરામ બોહરાના બાગમાં, પછી ધૂલેશ્વરના મંદિરમાં અને છેલ્લે માળી રામપુણ્ય દરોગાના



બાગમાં રહ્યા. એક ગોપાલાનંદ પરમહંસ નામના સાધુએ સ્વામીજીને ઈશ્વર અને જીવ સ્વતંત્ર છે કે પરતંત્ર એ વિષયમાં કેટલાક પ્રશ્નો લખીને મોકલ્યા. સ્વામીજીએ તેના ઉત્તર શ્રેષ્ઠ રીતે આપ્યા, જેથી ગોપાલનંદ પ્રસન્ન થયા અને સ્વામીજી પાસે રહેવા આવીને પ્રતિદિન પોતાની શંકાનું સમાધાન કરતા રહ્યા.

**વ્યાકરણ પર પ્રશ્નોત્તર :** સ્વામીજીએ નગરની સંસ્કૃત પાઠશાળાના પંડિતોની પાસે પંદર પ્રશ્નો લખીને મોકલ્યાં. પંડિતોએ તેના ઉત્તર તો આપ્યા નહિ, પરંતુ દુર્વચનો લખીને મોકલ્યાં. સ્વામીજીએ તેના પત્રમાં આઠ દોષો દર્શાવીને ફરી પત્ર મોકલ્યો. સ્વામીજીએ પંદર પ્રશ્નો મોકલ્યા હતા તેમાં બે પ્રશ્નો એ પણ હતા :

**(१) कल्म च किं भवति ?**

**(२) येन कर्मणा सर्वे धातवः सकर्मकाः किं तत्कर्म ?**

એક દિવસ બધા પંડિતોએ મળીને વ્યાસ બક્ષીરામજીને કહ્યું કે, ''સ્વામીજીનો અમારી સાથે શાસ્ત્રાર્થ કરાવો.'' પંડિતોના આગ્રહથી વ્યાસજીએ સ્વામીજીને મહાલયમાં બોલાવ્યા. પંડિત સમુદાયના પ્રમુખ પ્રવક્તાએ શાસ્ત્રાર્થમાં પ્રથમ પ્રશ્ન કર્યો કે પંદર પ્રશ્નો અને આઠ દોષો તમે જ લખીને મોકલેલા ? સ્વામીજીએ સ્વીકાર કર્યો. ત્યારબાદ પંડિતે **'कल्म'** શબ્દની વ્યાખ્યા કરી, જેનું સ્વામીજીએ તત્કાલ ખંડન કર્યું. આથી પંડિતોએ સ્વામીજીને તેનો અર્થ કરવા કહ્યું અને સ્વામીજીએ તેનું સમાધાન આપ્યું. જેથી એક મૈથિલ પંડિત રાજીવલોચને તેનો આધાર-પ્રમાણ માંગતા સ્વામીજીએ મહાભાષ્યનો આધાર આપ્યો. મૈથિલ પંડિતે કહ્યું કે, ''મહાભાષ્યની તો વ્યાકરણના ગ્રંથોમાં ગણના થતી નથી.'' આથી સ્વામીજીએ તેને એ વાક્ય લખી આપવા કહ્યું. પરંતુ તેણે લખી આપ્યું નહિ અને રાત ઘણી વીતી ગઈ છે, આપને નિવાસસ્થાન પર જવું છે વગેરે બહાનાં બતાવ્યાં. સ્વામીજીએ ઊભા થતાં કહ્યું કે, ''વ્યાકરણમાં મહાભાષ્ય સર્વોપરી ગ્રંથ છે. તેની પણ પંડિતને જાણ નથી.'' પંડિતો શરમના માર્યા મૌન થઈને ચાલ્યા ગયા.

**જૈન મુનિ સાથે શાસ્ત્રાર્થ :** જૈનસંપ્રદાયના આચાર્ય શ્રી પૂજ્ય જતિજીએ સ્વામીજી સાથે લિખિત શાસ્ત્રાર્થ કરવાની ઈચ્છા વ્યક્ત કરી. સ્વામીજીએ પૂર્વોલ્લેખિત પંદર પ્રશ્નો લખીને મોકલ્યા. મુનિજી ઉત્તર આપી શક્યા નહિ. પરંતુ સ્વલિખિત જૈન મત વિષયક આઠ પ્રશ્નો સ્વામીજીને લખીને મોકલ્યા. તેના યોગ્ય ઉત્તર સ્વામીજીએ મોકલી આપ્યા. સ્વામીજીએ પણ જૈન મત સંબંધમાં આઠ પ્રશ્નો લખીને મોકલ્યા, પરંતુ જૈનમુનિ ઉત્તર આપી શક્યા નહિ અને મૌન રહેવામાં જ પોતાનું હિત માન્યું.

**અચરોલના ઠાકોરને ઉપદેશ :** જયપુર નજીક અચરોલના ઠાકોર રણજિતસિંહને સ્વામીજીના દર્શનની ઈચ્છા થઈ. ઠાકોરસાહેબના આગ્રહનો સ્વીકાર કરી સ્વામીજી ગંગાપોલ દ્વારની બહાર બદનપુરામાં અચરોલ સ્થાન પર આવેલા બગીચામાં થોડા દિવસ રહ્યા. સ્વામીજીના સત્સંગથી ઠાકોરસાહેબના ઘણા સંશયો નિવૃત્ત થયા, ભ્રમ

નાશ પામ્યો અને મૂર્તિપૂજા પરથી શ્રદ્ધા ઊઠી ગઈ. સ્વામીજીએ ઠાકોર સાહેબને ગાયત્રીનો ઉપદેશ આપ્યો; મનુસ્મૃતિ, ગીતા, ઉપનિષદ્ વગેરે ગ્રંથો પર પ્રવચનો આપ્યાં અને ''તત્ત્વબોધ'' શીર્ષકથી એક ઉપદેશાત્મક પત્રક પણ લખીને આપ્યું.

**હીરાલાલનો સુધાર :** સ્વામીજીના ઉપદેશના પ્રભાવથી ઠાકોરના એક કામદાર હીરાલાલ કાયસ્થે મદ્યપાન, માંસભક્ષણ વગેરેનો ત્યાગ કર્યો. સ્વામીજીએ તેને 'વિશ્વાનિ દેવ' એ વેદમંત્રનો ઉપદેશ આપ્યો અને યજ્ઞોપવીત ધારણ કરવાની પ્રેરણા આપી.

## શૈવમત મંડન—વૈષ્ણવમત ખંડન

જયપુરમાં એ સમયે શૈવો અને વૈષ્ણવોનો વિવાદ ચાલી રહ્યો હતો. મહારાજા રામસિંહ બંને સંપ્રદાયોના વિદ્વાનોના શાસ્ત્રાર્થની વ્યવસ્થા કરી રહ્યા હતા. તેમાં શૈવમતના સમર્થન માટે જોધપુરથી નાથ-કનફટા સંપ્રદાયના લક્ષ્મણનાથ અને દિલ્હીથી પં. હરિચંદ્રને નિમંત્રિત કરેલા વૈષ્ણવ સંપ્રદાયના વૃંદાવનસ્થ રંગાચાર્ય અને સુદર્શનાચાર્ય ઉપસ્થિત રહ્યા હતા.

લક્ષ્મણનાથે સ્વામીજી સાથે વ્રજનન્દનજીના મંદિરમાં વાર્તાલાપ કર્યો. જેથી સ્વામીજીને શાસ્ત્રસંપન્ન અને યોગી જાણીને નિકટ કાલમાં થનાર શાસ્ત્રાર્થમાં શૈવમતના સમર્થનમાં સહાયતા કરવા પ્રાર્થના કરી. સ્વામીજીએ સંમતિ આપી, પરંતુ સ્પષ્ટ કહ્યું કે, ''જો મને શાસ્ત્રાર્થમાં બોલાવવામાં આવશે તો હું મારા વિચારોને અનુકૂળ—સાંપ્રદાયિક આગ્રહથી પૃથક્ રહીને બોલીશ.''

વ્યાસ બક્ષીરામ અને તેના ભાઈ કનીરામ આ શાસ્ત્રાર્થના અધિષ્ઠાતા હતા. તેઓ પૂર્વે પંડિતો સાથેના સ્વામીજીના શાસ્ત્રાર્થથી પ્રભાવિત થયેલા હતા. જેથી સ્વામીજીને શાસ્ત્રાર્થ-સમરમાં સેનાપતિ બનાવવાનો નિશ્ચય કર્યો. શાસ્ત્રાર્થમાં સ્વામીજીએ વૈષ્ણવ સંપ્રદાય નવીન, કાલ્પનિક, નિર્મૂળ અને આચાર શૂન્ય હોવાનું પ્રમાણ પુરઃસર સિદ્ધ કરીને તેનો પરાજય કર્યો અને શૈવમતનું મંડન કર્યું. આ વિજયથી લોકો પ્રભાવિત થઈને ધડાધડ શૈવ બનવા માંડ્યા. સ્વામીજીએ આ પ્રસંગનું સ્વયં વર્ણન કરેલ છે કે —

*''ત્યાં (જયપુરમાં) પ્રથમ મેં વૈષ્ણવ મતનું ખંડન કરીને શૈવમતની સ્થાપના કરી. જયપુરના મહારાજા રામસિંહે પણ શૈવમત ગ્રહણ કર્યો. એ કારણે શૈવમતનો પ્રચાર થવાથી હજારો રુદ્રાક્ષની માળાઓ મેં મારા હાથે લોકોને આપી. ત્યાં શૈવમત એટલો બધો ફેલાયો કે હાથી, ઘોડા વગેરે બધાના ગળામાં રુદ્રાક્ષની માળા પહેરાવવામાં આવી.''*

આ પ્રકરણના પ્રારંભમાં નિર્દેશાનુસાર સ્વામીજીનું કાર્ય પ્રારંભ અવસ્થામાં હતું. હજી આગળ વેદાનુકૂલ સિદ્ધાંતો અને તેના પ્રચારનો પ્રારંભ થયો ન હતો. પરંતુ મૂર્તિપૂજાનું ખંડન એ વિશેષ જોવામાં આવે છે. તદનુસાર જયપુરમાં સ્વામીજી સાડાચાર મહિના રહ્યા. શૈવમતની સ્થાપના કરી. એ સમયે તેઓ સ્વયં ભસ્મ, રુદ્રાક્ષ વગેરે શૈવ પ્રતીકો ધારણ કરતા હતા. પરંતુ મહિનાઓ સુધી મંદિરોમાં રહેવા છતાં તેમણે મૂર્તિપૂજાનું ક્યારેય સમર્થન કર્યું નહિ. લિંગ પર એક વાર પણ જલ અભિષેક કર્યો



નહિ. તેની સામે દંડવત્ કર્યા નહિ અને નતમસ્તક બન્યા નહિ. એ સમયે પણ સંધ્યા તથા ગાયત્રીનો ઉપદેશ આપતા રહ્યા. મૂર્તિપૂજા વિષયક તેમના વલણને સ્પષ્ટ કરતો એક પ્રસંગ આ મુજબ છે :

સ્વામીજી પર્યાપ્ત સમય જયપુર રહેવા છતાં મહારાજા રામસિંહની મુલાકાત થઈ નહિ. મહારાજાએ અચરોલ ઠાકોર અને વ્યાસ બક્ષીરામથી સ્વામીજીની પ્રશંસા સાંભળીને તેમને મળવાનો નિશ્ચય કર્યો. રાજરાજેશ્વરના મંદિરમાં મુલાકાત ગોઠવવામાં આવી. સ્વામીજી નિશ્ચિત સમયે મંદિરમાં પહોંચી ગયા. પરંતુ તેઓએ મૂર્તિને નમસ્કાર કર્યા નહિ. જેથી પૂજારીએ વ્યાસજીની કાનભંભેરણી કરી કે જો આ મૂર્તિપૂજાના વિરોધી સંન્યાસીનો રાજા સાથે મેળાપ થશે તો આપણું વર્ચસ્વ સમાપ્ત થઈ જશે. આથી વ્યાસજીએ બહાનું બતાવીને મુલાકાત ટાળી દીધી. બીજા દિવસે પણ સ્વામીજી મુલાકાત માટે ગયા ત્યારે પણ મહારાજા ફરવા ગયા છે તે બહાનું બતાવીને મેળાપ થવા દીધો નહિ. સ્વામીજીને મળવાની કોઈ સ્પૃહા ન હતી અને ત્યારબાદ વારંવાર આગ્રહ કરવા છતાં સ્વામીજી મળવા માટે તૈયાર થયા નહિ.

**બગરુ—દૂદૂ :** સ્વામીજી લગભગ સાડાચાર માસ જયપુર નિવાસ કરીને ચૈત્ર માસમાં બગરુના ઠાકોર સાહેબને ત્યાં બે દિવસ રોકાયા. ત્યાંથી દૂદૂના ઠાકોર ઈન્દ્રસિંહજીને બે દિવસ ઉપદેશ આપવા રોકાયા અને ત્યાંથી કિશનગઢ આવ્યા.

**કિશનગઢ :** અહીં સ્વામીજીએ સુખસાગર તળાવ પર નિવાસ કર્યો. મહારાજા પૃથ્વીસિંહ વલ્લભ સંપ્રદાયના અનુયાયી હોવા છતાં વિદ્યાપ્રેમી હોવાથી સાધુ-સંતોનો સત્કાર કરતા હોવાથી તેમણે સ્વામીજી માટે ભોજનાદિની વ્યવસ્થા કરી. અત્રે રાજપંડિત વિઠ્ઠલદાસ અને દેવદત્ત સાથે સ્વામીજીનો શાસ્ત્ર વિષયો પર વિવાદ થયો અને તેઓએ સ્વામીજીની વિરુદ્ધ મહારાજને વૈષ્ણવોના વિરોધી અને ભાગવત નિંદક જણાવ્યા. જેથી મહારાજાએ સ્વામીજીને કિશનગઢ છોડી જવા આદેશ કર્યો. પરંતુ સ્વામીજી એવી ધમકીથી ડરી જાય તેમ ક્યાં હતા ? કારણ કે સમ્રાટ કરતાં પરિવ્રાટનું સ્થાન ઊંચું હોય છે.

**અજમેર :** થોડા દિવસ ત્યાં રહીને સ્વામીજી અજમેર ગયા. ત્યાં દોલતરામના બાગમાં ચાર દિવસ રોકાઈને પુષ્કર પ્રસ્થાન કર્યું.

**પુષ્કર :** સંવત ૧૯૨૨ ચૈત્ર માસમાં સ્વામીજી પુષ્કર આવ્યા અને ત્યાં બ્રહ્માજીના વિશાળ મંદિરમાં નિવાસ કર્યો. અહીં તેઓએ વૈષ્ણવમત, તિલક, કંઠી અને મૂર્તિપૂજાનું તીવ્ર ખંડન કરવા માંડ્યું. આથી અનેક બ્રાહ્મણો તેમની સામે શાસ્ત્રાર્થ કરવા આવ્યા. પરંતુ તેમાંથી કોઈને સ્વામીજીનો સામનો કરવાની હિંમત થઈ નહિ. ત્યારે બધાએ મળીને વ્યંકટ શાસ્ત્રીને શાસ્ત્રાર્થ માટે તૈયાર કર્યા. તેણે સ્વીકાર કર્યો, પરંતુ સ્વામીજી પાસે આવ્યા નહિ. જેથી સ્વામીજી સ્વયં તેના સ્થાન પર ગયા.

એ સમયે લગભગ ત્રણસો-ચારસો બ્રાહ્મણો ત્યાં એકત્ર થયા હતા. વાદનો વિષય ભાગવત હતો. શાસ્ત્રીજીએ કહ્યું. **''विद्यावतां भागवते परीक्षा''** વિદ્યાવાનની

પરીક્ષા ભાગવતથી થાય છે. ભાગવતના કટ્ટર આલોચક સ્વામીજીએ તરત ઉત્તર આપ્યો કે, **"विद्यावतां भागवते अपरीक्षा"** અર્થાત્ વિદ્યાવાનની ભાગવતથી પરીક્ષા ન થઈ શકે. સ્વામીજીએ અસ્ખલિત સંસ્કૃતમાં પ્રબળ યુક્તિઓથી તેમનું ખંડન કર્યું. શાસ્ત્રીજી પોતાનો બચાવ કરવા વિષયને છોડીને એક શબ્દના શુદ્ધાશુદ્ધ ઉચ્ચાર પર વાદ કરવા માંડ્યા. એક કલાક સુધી શાસ્ત્રાર્થ ચાલ્યો. અંતે શાસ્ત્રીજી નિરુત્તર થયા અને સ્વામીજીની વિદ્યાની તેઓએ ખૂબ પ્રશંસા કરી.

ત્યારબાદ શાસ્ત્રીજીએ પોતાનો ગુરુ જે અઘોરી હતો તેની સાથે સ્વામીજીની મુલાકાત કરાવી. આ અઘોરી સમીપવર્તી અગસ્ત્ય ઋષિની ગુફામાં રહેતો હતો. તે અતિ હૃષ્ટ-પૃષ્ટ અને ઊંચો-જાડો હતો. જો કોઈ તેની પાસે જાય તો પથ્થર મારતો, ગાળો ભાંડતો અને શબને ચિતા પરથી ઉઠાવીને ફાડીને ખાઈ જતો. પરંતુ તે સંસ્કૃતનો ઉત્તમ વિદ્વાન હતો. સ્વામીજી સાથે તેણે સ્વલ્પ સમય વાર્તાલાપ કર્યો અને અંતમાં એ અઘોરીએ બધાની સામે કહ્યું, **"पूर्णतः सत्यं दयानन्दस्य कथनं नानेन सह विवादो व्यर्थ क लहश्च कर्तव्यः"** – "સ્વામી દયાનંદનો પક્ષ સર્વથા સત્ય છે. તેની સામે વ્યર્થ વિવાદ ન કરો." આ સાંભળીને સર્વ બ્રાહ્મણો નિરાશ થઈને ચાલ્યા ગયા. વ્યંકટ શાસ્ત્રી સ્વામીજીની વિદ્વત્તાથી એટલા પ્રભાવિત થયા કે કોઈ શાસ્ત્રાર્થમાં જરૂર પડે તો પોતાની સેવા આપવા પણ જણાવ્યું.

**કંઠી-તિલક-ત્યાગ :** પુષ્કરમાં મહામેળાની ધામધૂમ ચાલી રહી હતી. સ્વામીજી મૂર્તિપૂજા, પુરાણો, કંઠી, તિલક વગેરેનો પ્રબળતાપૂર્વક નિષેધ કરતા હતા. તેઓના ઉપદેશથી પ્રભાવિત થઈને લોકોએ કંઠીઓ ઉતારીને બ્રહ્માજીના મંદિરના એક ખૂણામાં ઢગલો કરી દીધો. આથી બ્રાહ્મણો દોડીને વ્યંકટ શાસ્ત્રી પાસે ગયા. પરંતુ તેમણે સ્પષ્ટ કહી દીધું કે, "તેઓનો ઉપદેશ સત્ય છે. પરંતુ તેઓનો પ્રચાર જો કોઈ રાજા તેમનો શિષ્ય બનીને કરશે તો અધિક થશે."

**અન્ય સંસ્મરણ :** સ્વામીજીના પુષ્કર નિવાસ સમયના અન્ય કેટલાક પ્રસંગોનો સંગ્રહ તેમના જીવનચરિત્રકારોએ નીચે મુજબ કરેલ છે :

**રામધન દશમાલી પંડા :** આ બ્રાહ્મણ પોતાને સંન્યાસીઓનો પુરોહિત કહેતો હતો. પોતાના ધંધામાં સહાયતા મળે તે માટે સ્વામીજીને પુરોહિતાઈનો શ્લોક બનાવી આપવા કહ્યું. સ્વામીજીએ હસીને કહ્યું કે, "શું તું મારો પણ પુરોહિત બનવા માગે છે ?" સ્વામીજીએ શ્લોક તો ન બનાવી આપ્યો, પરંતુ ઉપદેશ આપીને તેની કંઠી ઉતરાવી નાખી.

**રામાનુજ સંપ્રદાયને પત્ર :** સ્વામીજીએ રામાનુજ સંપ્રદાયના વિદ્વાનોને પત્ર લખીને શાસ્ત્રાર્થ માટે આહ્વાન કર્યું, પરંતુ કોઈ આવ્યું નહિ. સ્વામીજીએ તેમના – **'तप्ततनुः स्वर्गं गच्छति'** વાક્યનો સાચો અર્થ શરીર દગ્ધ કરવું નહિ, પરંતુ શમ, દમ, તપ, સ્વાધ્યાય વગેરે તપસ્યાથી શરીરને તપ્ત કરવું છે, તેમ કહ્યું.



**દ્રવિડ સંન્યાસી :** પુષ્કરમાં ચંદ્રઘાટ પર એક દ્રવિડ સંન્યાસી પુરાણોની કથા કરી બ્રાહ્મણોને ભોજન કરાવતો હતો. તેની સાથે શાસ્ત્રાર્થ કરાવવા માટે લગભગ બસો બ્રાહ્મણો સ્વામીજીને તેની પાસે લઈ ગયા. પરંતુ તે સંન્યાસી સામે આવ્યો જ નહિ.

**માનપુરી ગોસાંઈ :** તે બ્રહ્માના મંદિરના મહંત–મોટા પૂજારી હતા. તે પ્રતિદિન સ્વામીજીને દૂધ આપતા હતા. તેણે એક દિવસ મૂર્તિને ભોગ લગાવી તે દૂધ સ્વામીજીને પીવા માટે આપ્યું. સ્વામીજીને ખબર પડતાં કહ્યું, "અરે, પથ્થરને ભોગ લગાવી તેનું દૂધ મને પીવા માટે આપ્યું ?" આ સાંભળીને તે ગુસ્સે થયો અને તેણે સ્વામીજીનો દૂધથી સત્કાર કરવાનું બંધ કર્યું.

**પૂજારી શિવદયાલ :** આ પરાશરી પુરોહિત બ્રહ્માની મૂર્તિની પૂજા કરતો હતો. સ્વામીજીએ તેને કહ્યું, "શિવદયાલુ ! શું તમારા બ્રહ્મા ક્યારેય મુખથી બોલે છે - વાર્તાલાપ કરે છે ? જ્યારે તે આરતી સમયે નગારાં વગાડતો હતો ત્યારે સ્વામીજીએ કહ્યું કે, "ચામડા કૂટવાથી - નગારું વગાડવાથી શું લાભ થાય છે ?" સ્વામીજીના ઉપદેશથી તેના પર એટલો પ્રભાવ પડ્યો કે તેણે પૂજા કરવાનું, ઘાટ પર પંડાઓની માફક માગવાનું અને કંઠી પહેરવાનું છોડી દીધું. તેમ જ પોસ્ટખાતામાં નોકરી કરી. સ્વામીજીના નિર્દેશાનુસાર ઈશ્વરના સાચા નામ સચ્ચિદાનંદનો જપ કરવા માંડ્યો.

**ધર્મનો વ્યાપાર :** પુષ્કરમાં અનેક પંડાઓ, પૂજારીઓ વગેરે ધર્મને વેપાર માનીને કાર્ય કરી રહ્યા છે. જેથી સ્વામીજીએ એક દિવસ બ્રહ્માના મંદિરના પૂજારીને વિનોદભાવે કહ્યું કે, "તારી પાસે આ અઢી મણની મૂર્તિ પારસ-પથ્થર છે. મંદિરની આવકમાંથી સાધુ-સંન્યાસીઓનો સત્કાર કરો અને સ્વજીવનને દુષ્ટાચરણથી દૂર રાખો."

**રત્નપુરીને ઉપદેશ :** આ વાત સ્વામીજીએ રત્નપુરી નામના એક સાધુને પણ કરી કે, "વિદ્યાગ્રહણ કરવામાં પુરુષાર્થ કરો. મિષ્ટાન્ન-ખીર-પૂરી તો ન મળે તેની ચિંતા ન કરો. મિષ્ટાન્ન તો વિદ્યાથી અધિક મળી રહે છે."

**વૃદ્ધા સાથે વાર્તાલાપ :** બ્રહ્માના મંદિરમાં અનેક ભક્તો આવતા હતા. જે સ્વામીજીનાં દર્શન પણ કરતા હતા. એક દિવસ એક વૃદ્ધા માતા સ્વામીજી પાસે આવી. સ્વામીજીએ પૂછ્યું, "ક્યાંથી આવો છો ?"વૃદ્ધા માતા બોલી, "બ્રહ્માજીનાં દર્શન કરીને આવી છું."

સ્વામીજીએ પૂછ્યું, "શું બ્રહ્માજી કોઈ ઉપદેશ આપે છે ?"

"હા આપે છે." વૃદ્ધા માતાએ ઉત્તર આપ્યો.

સ્વામીજી તરત ઊઠીને વૃદ્ધાને સાથે લઈને બ્રહ્માની મૂર્તિ સામે આવીને કહ્યું, "માતા ! મૂર્તિને કહો, મારી સામે બોલે–ઉપદેશ કરે."

વૃદ્ધાએ હસીને કહ્યું, "સ્વામીજી ! આ મૂર્તિ તો શું, આપની સામે તો બધા ચૂપ થઈ જાય છે. જે કોઈ બોલે છે, તે આપની પાછળ જ બોલે છે."

**ગંગારામ :** આ ભાગવત કથા વાચક હતો. સ્વામીજી પ્રાયઃ કહેતા વર્તમાનમાં

પ્રચલિત દેવ-દેવીઓનાં સ્તોત્રો વિભિન્ન આચાર્યોના નામથી પ્રચલિત છે, પરંતુ તે તેઓની રચનાઓ નથી. એ જ રીતે ભાગવત પણ વ્યાસકૃત નથી, પરંતુ મધ્યકાલીન બોપદેવ રચિત છે. આ સાંભળીને ગંગારામ નારાજ થયો.

એક દિવસ ગંગારામે પૂછ્યું કે, ''આપ શિવને માનો છો ?''

સ્વામીજીએ કહ્યું કે, ''શિવ કલ્યાણકારક પરમાત્માનું ગુણવાચક નામ છે. તેને હું માનું છું, પરંતુ પાર્વતીપતિ વગેરે પુરાણ વર્ણિત શિવને હું માનતો નથી.''

સ્વામીજીના સંતોષ, ક્ષમા, શાંતિ, સરળતા વગેરે સ્વભાવના કારણે સંતો તેમનો યશ ગાતા હતા. પંડિતો તેમની વિદ્વત્તાનો સ્વીકાર કરતા હતા. તેઓની વિજય–નાદનો ગંભીર ધ્વનિ પુષ્કરથી મરુભૂમિના દૂર-દૂર પ્રદેશોમાં ગુંજી રહ્યો હતો, જેથી અનેક સજ્જનોએ પોતાનાં નગરોમાં આવવાનાં આમંત્રણો આપ્યાં હતાં.

**અજમેર :** સંવત ૧૯૨૨ દ્વિતીય જેઠ (સન ૧૮૬૬ જૂન) મહિનામાં સ્વામીજી અજમેર આવ્યા અને બંસીલાલના બગીચામાં નિવાસ કર્યો. સ્વામીજીએ નગરમાં જાહેરાત કરી કે, મૂર્તિપૂજા વગેરે વિષયો પર કોઈ શંકા હોય તો મારી પાસે આવીને શાસ્ત્રાર્થ કરવો. કેટલાક લોકો ફક્ત વિરોધ કરતા રહ્યા, પરંતુ કોઈ સામે આવ્યા નહિ.

**વિધર્મીઓ સાથે સંવાદ :** અજમેરમાં સ્વામીજીને પ્રથમવાર હિન્દુ ધર્મથી ભિન્ન ઈસાઈ અને મુસ્લિમ ધર્માચાર્યોનો સંપર્ક થયો અને તેઓની સાથે સંવાદ-શાસ્ત્રાર્થ પણ થયા. મૌલવી મુરાદઅલી સાથે ધર્મવિષયક ચર્ચાઓ થઈ. તેમાં મૌલવી નિરુત્તર થઈને ચાલ્યો ગયો.

**ઈસાઈ પાદરીઓ સાથે સંવાદ-શાસ્ત્રાર્થ :** અજમેરમાં સ્વામીજીનો પાદરી જોન રૉબસન, ગ્રે તથા શૂલબ્રેડ સાથે ઈશ્વર, જીવ, સૃષ્ટિક્રમ તથા વેદ વિષય પર ત્રણ દિવસ સંવાદ થતો રહ્યો. સ્વામીજીએ પ્રશ્નોના ઉત્તર ગંભીરતાપૂર્વક અને શ્રેષ્ઠ રીતે આપ્યા. ચોથા દિવસે સ્વામીજીએ ઈસુનું ઈશ્વર હોવું, મૃત્યુ પછી કબરમાંથી ચોથા દિવસે જીવિત થઈને આકાશમાં ઊડી જવું વગેરે વિષયો પર પ્રશ્નો કર્યા. પાદરીઓ આનો કોઈ ઉત્તર આપી શક્યા નહિ અને ત્યાર પછી પાદરીઓ શાસ્ત્રાર્થ માટે આવ્યા નહિ.

સ્વામીજીના કોઈ કથનથી પાદરી શૂલબ્રેડે ચિડાઈને કહ્યું કે, ''આવી વાતોથી તમે જેલમાં જશો.'' સ્વામીજીએ નિર્ભયતાપૂર્વક ઉત્તર આપતા કહ્યું કે, **''સત્ય માટે જેલ જવું પડે તો કોઈ શરમની વાત નથી. જેલના ભયથી સત્યનો ત્યાગ થઈ શકે નહિ.''**

સ્વામીજી મોટા પાદરી જોન રૉબસનના નિમંત્રણથી તેમને મળવા ગયા. શિષ્ટાચાર પછી પાદરીએ પૂછ્યું કે, ''બ્રહ્માજીએ પોતાની પુત્રી સાથે વ્યભિચાર કર્યો હતો, તેનું તમે શું સમાધાન કરો છો ?''

સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, ''એક નામના અનેક મનુષ્યો હોય છે. તમે



જે બ્રહ્મા માનો છો તેનું કોઈ પ્રમાણ નથી અને મહર્ષિ બ્રહ્મા અત્યંત પવિત્ર હતા.''

સ્વામીજીના આ ઉત્તરથી પ્રસન્ન થઈને આ પાદરીએ પોતાના હાથે પત્ર લખીને આપ્યો કે – ''સ્વામી દયાનંદ વેદોના એક વિખ્યાત વિદ્વાન છે. મેં જીવનમાં એમના જેવો સંસ્કૃતનો કોઈ વિદ્વાન જોયો નથી. આવા મહાપુરુષો સંસારમાં બહુ જ થોડા હોય છે. તેઓના મેળાપથી દરેકને લાભ થશે. જે કોઈ તેઓને મળે તો તેઓનું સન્માન કરે.''

**મેજર ડેવિડસન :** અજમેરના ડેપ્યુટી કમિશનર મેજર એ. જી. ડેવિડસનની સ્વામીજી સાથે મુલાકાત થઈ તે સમયે સ્વામીજીએ કહ્યું, ''રાજા એ પ્રજાના પિતા તુલ્ય હોય છે અને પ્રજા પુત્ર સમાન હોય છે. પ્રજા કાંઈ દુષ્કર્મ કરે તો તેને અટકાવવા એ પિતાનો ધર્મ છે. આથી જે મત-મતાંતરવાળા પ્રજાને લૂંટી રહ્યા છે, તેને આપે અટકાવવા જોઈએ.'' ડેપ્યુટી કમિશનરે ઉત્તરમાં કહ્યું કે, ''આ ધાર્મિક વિષય હોવાથી સરકાર તેની નીતિ અનુસાર હસ્તક્ષેપ કરી શકે નહિ. જો કોઈ અન્ય કાર્ય હોય તો અમે સહાય કરવા તૈયાર છીએ.''

સ્વામીજીની અજમેરના સહાયક કમિશનર અપટન સાહેબ સાથે પણ મુલાકાત થઈ હતી.

**કર્નલ બ્રુક સાથે ગૌરક્ષા પર વાર્તાલાપ :** કર્નલ બ્રુક તે સમયે ગવર્નર જનરલના એજન્ટ હતા. તેઓને ભગવા વસ્ત્રધારીઓ-સાધુઓ પ્રત્યે ઘૃણા હતી. એક દિવસ તેઓ બંસીલાલના બાગ તરફ ફરવા નીકળ્યા અને સ્વામીજીને જોઈને ટોપી ઉતારીને તેઓની સામે આવ્યા. બન્નેએ પરસ્પર સન્માન પ્રદર્શિત કર્યું. બંને સામસામે ખુરશી પર બેસીને વાર્તાલાપ કરવા લાગ્યા. સ્વામીજી સાથેની વાતચીતથી પ્રભાવિત થઈને એજન્ટ મહોદયે સ્વામીજીને પોતાના બંગલે પધારવા નિમંત્રણ આપ્યું અને બીજે દિવસે ગાડી પણ મોકલી. તેમાં બેસીને સ્વામીજી રામસ્વરૂપ સાથે બંગલે ગયા. પોણો કલાક સુધી ગોરક્ષા વિષય પર ચર્ચા થઈ. જ્યારે કર્નલે ગોરક્ષાના લાભ અને ગૌહત્યાથી થતી હાનિનો સ્વીકાર કર્યો, ત્યારે સ્વામીજીએ ગૌહત્યા બંધ કરવા જણાવ્યું. પરંતુ કર્નલે આ વાત પોતાના અધિકારમાં ન હોવાથી અક્ષમતા બતાવી. તેણે સ્વામીજીને કહ્યું કે, તેમ છતાં હું આપને એક પત્ર લખી આપું છું, તેથી વાઈસરૉયને મળીને આ વિષયમાં અનુરોધ કરશો.

કર્નલે એક પત્ર જયપુર નરેશ રામસિંહને લખ્યો કે, ''અફસોસ ! તમે સ્વામી દયાનંદ જેવા વિદ્વાન અને ઉદાર વિચારના પુરુષ સાથે મુલાકાત કરી નહિ. પત્ર વાંચીને રામસિંહને ખૂબ પશ્ચાત્તાપ થયો અને અચરોલના ઠાકોર રણજીતસિંહને બોલાવી સ્વામીજીની મુલાકાત કરવા માટે અભિલાષા પ્રકટ કરી.

**તપસ્વીઓના 'અહં'ની પરીક્ષા :** અજમેર નિવાસ સમયમાં બે તેલંગી અથવા મહારાષ્ટ્રીયન તપસ્વી યુવક નાગપહાડના વનમાંથી સ્વામીજીને મળવા આવ્યા. તેઓ

માત્ર સંસ્કૃત જ જાણતા હતા. થોડો સમય યોગ વિષયમાં વાર્તાલાપ થયો. વિદાય સમયે તેઓ બોલ્યા કે, ''સ્વામીજી ! અમે તૃપ્ત છીએ. પૂર્ણ શાંત છીએ.'' સ્વામીજીએ હસીને કહ્યું કે, ''હજી અહંકાર જીતવો બાકી છે.'' તેઓએ ઉત્તરમાં કહ્યું, ''અમે અહંકારને જીતી લીધો છે.''

તપસ્વીઓ હજી બહાર નીકળ્યા હતા, ત્યારે સ્વામીજીના સંકેતથી એક બ્રહ્મચારીએ તેની સાથે ઝઘડો શરૂ કર્યો અને વધીને તેઓ તથા બ્રહ્મચારી મારામારી પર આવી ગયા. આ અવાજ સાંભળી સ્વામીજીએ બહાર આવીને તેમને છૂટા પાડ્યા અને કહ્યું કે, ''તમે અહંકાર જીતી લીધો છે તે વાત ખોટી ઠરી.'' આથી તેઓ ક્ષમા માગીને 'નમોનારાયણ' કરીને ચાલ્યા ગયા. આ તપસ્વીઓ ફરી બેવાર સ્વામીજીનાં દર્શને આવ્યા હતા.

**રામસ્નેહી મહંત પલાયન :** અજમેરમાં એ સમયે રામસ્વામી સંપ્રદાયના શાહપુર ગાદીના મહંત આવેલા હતા. સ્વામીજીએ રૂપરામ જોષી દ્વારા મહંતને શાસ્ત્રાર્થ માટે લલકાર્યા અને એક પત્ર તેમના સંપ્રદાય વિષયમાં પ્રશ્નો લખીને મોકલ્યો. શાસ્ત્રાર્થ તો દૂર રહ્યો, પરંતુ સ્વામીજીના નામથી જ તેઓ એટલા ભય પામ્યા કે રાતે જ પોતાના ભક્તો સાથે ત્યાંથી પલાયન કરી ગયા.

**ભાગવત ખંડન :** અજમેરમાં સ્વામીજીએ વૈષ્ણવ મતનું અને ભાગવતનું ઉગ્ર રૂપમાં ખંડન કર્યું. કંઠમાં માળા ધારણ કરવી તેને સ્વામીજી લાકડાનો ભાર વહન કરવા સમાન જણાવતા હતા. નગરના બ્રાહ્મણોએ ભાગવતમાંથી ભૂલો જાણવા માગતા સ્વામીજીએ ત્રણ-ચાર પાનાં લખીને આપ્યાં. આ લેખ કાલાન્તરમાં **'ભાગવત ખંડન'** પુસ્તકરૂપે પ્રકાશન પામેલ છે.

**અન્ય પ્રસંગો :** અત્રે દિલ્હી નિવાસી પં. હરિશ્ચંદ્રના એક ગુરુભાઈ સાથે સ્વામીનો મનુસ્મૃતિ અને ઉપનિષદ વિષયમાં વાર્તાલાપ થયો. તે સ્વામીજીની વિદ્વત્તાથી અત્યંત પ્રસન્ન થયો. તેણે સ્વામીજીને પોતાને ઘરે તેડી જઈ આતિથ્ય કર્યું.

બાબુલાલ જૈને ત્રણ દિવસ સ્વામીજી સાથે ધર્મ વિષયમાં વાર્તાલાપ કર્યો. અંતમાં સ્વામીજીને નમસ્કાર કરીને કહ્યું કે, ''મહારાજ, તમે કહો છો તે સત્ય છે.''

એક દિવસ કેટલીક સ્ત્રીઓ સ્વામીજીની પાસે આવી. પરંતુ સ્વામીજીએ સ્ત્રીઓને ઉપદેશ ન આપતાં કહ્યું કે, ''માતાઓ ! તમે તમારા પતિઓને અહીં મોકલો. તેઓ ઉપદેશ સાંભળીને તમોને સંભળાવી દેશે.'' તે સાંભળી સ્ત્રીઓ ત્યાંથી ચાલી ગઈ.

સાવરના ઠાકોર પણ સ્વામીજીનો ઉપદેશ સાંભળવા આવ્યા અને પ્રભાવિત થયા હતા. અહીં સ્વામીજીએ અનેક મનુષ્યોની કંઠીઓને ઉતરાવી હતી.

**કિશનગઢ :** અજમેરથી ફરી જયપુર તરફ આવવા સ્વામીજી ફરી કિશનગઢ



આવ્યા અને સુખસાગર કૂવા પર નિવાસ કર્યો. પૂર્વ પૃષ્ઠોમાં વર્ણન કર્યા અનુસાર અહીંના રાજા પૃથ્વીસિંહ વલ્લભ સંપ્રદાયના હતા અને સ્વામીજીના વિરોધી બની ગયા હતા. તેમણે ગોપાલસિંહ નામના એક સાવંતની સાથે રાજપંડિતોને સ્વામીજી સાથે વાદવિવાદ અને તોફાન કરવા માટે મોકલ્યા. સ્વામીજી સાંજે શૌચાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઈને કાષ્ઠ આસન પર બેઠા હતા, અન્ય શ્રોતાઓ પણ બેઠા હતા, ત્યારે પેલા ઉપદ્રવકારીઓ આવી પહોંચ્યા. સ્વામીજી તેઓનો ઉદ્દેશ જાણી ગયા હતા અને આવવાનું કારણ પૂછ્યું. ત્યારે એક બ્રાહ્મણે વલ્લભ સંપ્રદાયની પ્રશંસાયુક્ત પુસ્તકનાં પાનાં વાંચવાં માંડ્યાં. આ સાંભળીને સ્વામીજીએ તેનું તીવ્ર ખંડન કર્યું. તેનો ઉત્તર આપવાની તેઓમાં યોગ્યતા જ ન હતી. જેથી તોફાન કરવાની પેરવી કરવા લાગ્યા. આ જોઈને વજ્રદેહ સ્વામીજીએ ઊભા થઈને ગર્જનાપૂર્વક કહ્યું કે, **''તમે એમ ન માનશો કે હું એકલો હોવાથી હારી જઈશ. હું એકલો તમારા બધા માટે પૂરો પડી શકું તેમ છું. જો શાસ્ત્રાર્થ કરવો હોય તો હું તૈયાર છું, અને શસ્ત્રાર્થની ઈચ્છા હોય તો હું તમારું માન-મર્દન કરવા માટેય તૈયાર છું.''** એ સમયે અન્ય લોકો ત્યાં આવી ચડતાં પંડિતો પલાયન કરી ગયા.

**ફરી જયપુર :** આ ઘટના પછી સ્વામીજી ત્રણ દિવસ ત્યાં રોકાઈને દૂદૂ ગયા અને ત્યાં ઠાકોરના મહેલમાં ત્રણ દિવસ રોકાઈને ઉપદેશ આપ્યો. ત્યાંથી એક રાત બગરૂમાં રોકાઈને જયપુર આવ્યા અને અચરોલ ઠાકોરના બગીચામાં નિવાસ કર્યો.

**રામસિંહનો અવિવેક :** સ્વામીજીના આગમનના સમાચાર મહારાજા રામસિંહને મળ્યા. સ્વામીજીને મહાલય પધારવાનું કહેતાં સ્વામીજીએ ત્યાં જવાની અનિચ્છા દર્શાવી. પરંતુ અચરોલ ઠાકુરના આગ્રહથી મહાલયમાં જઈને ભોજમંદિરમાં બિરાજમાન થયા. અહીં રાજપંડિતો પણ હાજર હતા. પરંતુ જયપુર નરેશ અંતઃપુર ગયા છે, અને હમણાં આવે તેમ નથી, એમ જણાવવામાં આવ્યું. જેથી આવા અશિષ્ટ આચરણથી સ્વામીજી ત્યાંથી નીકળી ગયા અને ત્યારબાદ રામસિંહે અનેકવાર પ્રયત્નો કરવા છતાં ત્યાં ગયા નહિ.

**આગ્રા :** સંવત ૧૯૨૨ આસો વદ નોમ (ગુજરાતી પંચાગાનુસાર) સ્વામીજી આગ્રા આવ્યા. તે સમયે આગ્રામાં વાઈસરૉય લૉર્ડ લોરેન્સનો દરબાર હતો. આ અવસર પર આવેલા વિભિન્ન વર્ગના લોકોને સ્વામીજીના ઉપદેશ શ્રવણનો લાભ મળ્યો. આ ઉપરાંત સ્વામીજીએ એક **''ભાગવત ખંડન''** નામક નાની પુસ્તિકા પ્રકાશિત કરીને તેની હજારો પ્રતો જિજ્ઞાસુઓમાં વિતરણ કરી. તેમ જ તેની કેટલીક પ્રતો હરદ્વારમાં વિતરણાર્થ સાથે રાખી.

**મથુરા : ગુર-શિષ્ય અંતિમ મિલન :** સ્વામીજી સાથે અધ્યયન માટે વિદ્યાર્થીઓ પણ રહેતા હતા. તે પાંચ વિદ્યાર્થીઓ સાથે સ્વામીજી મથુરા ગુરુ વિરજાનંદ પાસે આવ્યા. ગુરુ ચરણોમાં નત મસ્તક થઈ તેઓને વિનમ્રતાપૂર્વક એક મલમલનો તાકો

અને બે સુવર્ણમુદ્રા ભેટ ધરી. 'ભાગવત ખંડન' પુસ્તકનો પરિચય કરાવ્યો. ગુરુ પોતાના કૃપાપાત્ર, સુયોગ્ય અને વિજયી શિષ્યને મળીને અત્યંત પ્રસન્ન થયા તથા ભરપૂર આશીર્વાદ આપ્યા. સ્વામીજી થોડા દિવસ ગુરુની સાથે રહ્યા. પોતાની શંકાઓનું સમાધાન કર્યું અને ધર્મના ગૂઢ વિષયો પર ગંભીર ચર્ચા કરી. ત્યાર બાદ હરદ્વારના કુંભમેળામાં ધર્મોપદેશ માટે જવાની આજ્ઞા માગી. ગુરુનો આદેશ મેળવી નમસ્કારપૂર્વક ગુરુ ચરણોથી વિદાય થયા. આ આદર્શ ગુરુ અને આદર્શ શિષ્યનું અંતિમ મિલન હતું. 'વ્યાકરણ સૂર્ય' ગુરુ વિરજાનંદ અને ભાવિ વેદોદ્ધારક શિષ્ય દયાનંદનો આ અંતિમ મેળાપ હતો.

**મેરઠ :** સ્વામીજી મથુરાથી મેરઠ આવ્યા અને સૂર્યકુંડ સ્થિત દેવી મંદિરમાં નિવાસ કર્યો. અહીં પં. ગંગારામ નામના પ્રતિષ્ઠિત વ્યક્તિ સાથે ગૌરક્ષા પર વિચારવિમર્શ કર્યો. તેમ જ ગંગારામે કામદેવથી બચવાના ઉપાય પૂછતાં સ્વામીજીએ સદાચારનો વિશેષરૂપથી ઉપદેશ આપ્યો. મેરઠથી સ્વામીજીએ હરદ્વાર તરફ પ્રસ્થાન કર્યું.

**ફલશ્રુતિ :** આ સમયે દયાનંદે બેતાલીસ વર્ષ પૂર્ણ કર્યાં હતાં. મહાભિનિષ્ક્રમણને ૨૧ વર્ષના કાળનાં પડળ જામી ચૂક્યાં હતાં. ઘનઘોર જંગલો, પર્વતોનાં શિખરો, ખીણો અને નદીઓના કિનારાઓને હજારો માઇલોમાં ખૂંદી વળ્યા હતા. આ બે દશકથી અધિક સમયમાં તેઓએ ધર્મના નામે ચાલતા આડંબરો, પાખંડો, અનુષ્ઠાનો, કર્મકાંડો, વહેમો, રૂઢિઓ અને અનેક મત-મતાન્તરોના પહાડો અડીખમ બનીને ઊભા હતા તે જોયું. અત્યાર સુધી તેઓએ જે અનુભવ્યું, જોયું, જાણ્યું તેના આધારે સત્ય વૈદિક ધર્મ અને ઋષિપ્રણીત માન્યતાઓ વિરુદ્ધ નિમ્ન વિષયોનો અંતર્ભાવ થાય છે.

(૧) કોઈપણ પ્રકારની મૂર્તિપૂજા
(૨) પુરાણો–ઉપપુરાણો
(૩) અવતારવાદ
(૪) વૈષ્ણવ સંપ્રદાય
(૫) વામમાર્ગ
(૬) કંઠી, માળા અને તિલક
(૭) શંખ, ચક્ર, ગદા, પદ્મને તપાવીને છાપ લેવી
(૮) ગંગા વગેરે નદીઓમાં સ્નાનથી પાપનિવૃત્તિ
(૯) નામસ્મરણ, એકાદશી વગેરે વ્રતોથી સ્વર્ગપ્રાપ્તિ
(૧૦) કાશી વગેરે તીર્થ ક્ષેત્રોથી મોક્ષ પ્રાપ્તિ વગેરે

સ્વામી દયાનંદ દેશમાં ધર્મનું શુદ્ધ, નિર્મળ, પવિત્ર અને ધવલ સ્વરૂપની સ્થાપના માટે ચિંતિત અને પ્રયત્નશીલ હતા. તેની પૂર્તિ કરવા એ પરિવ્રાજકે હરદ્વારના કુંભના મેળામાં જવા પ્રસ્થાન કર્યું.

• • •



# કુંભમેળો – પાખંડખંડન

સંવત ૧૯૨૩ ફાગણ સુદ ૧ ગુરુવાર (૭ માર્ચ ૧૮૬૭)ના રોજ સ્વામીજી હરદ્વાર આવ્યા. અહીં કુંભના મેળામાં લાખો હિન્દુઓ એકત્ર થાય છે. આ અવસરને અનુકૂળ માનીને સ્વામીજી કુંભ સંક્રાન્તિના એક માસ પૂર્વે પહોંચી ગયા હતા. ત્યાં હરદ્વાર અને ઋષિકેશ વચ્ચે સપ્તસરોવર નજીક મેદાનમાં પર્ણકુટિ–રાવટી બનાવીને નિવાસ કર્યો. તેઓની સાથે થોડા સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓ પણ હતા.

**પાખંડખંડન પતાકા :** સ્વામીજીએ રાવટી પર એક પતાકા–ધજા રોપી. તેમાં **"પાખંડખંડન"** લખીને નીલ ગગનમાં ફરકાવી દીધી. (વર્તમાનમાં આ સ્થાને મોહન આશ્રમ સ્થિત છે અને પતાકાના સ્થાને સ્મૃતિસ્તંભ નિર્માણ કરેલ છે.)

**કુંભનું દૃશ્ય :** હરદ્વાર જુગજૂના ભવ્ય હિમાલયના ચરણે આવેલ છે. ભાગીરથી–ગંગા તેના પાદને પખાળી રહી છે. હિન્દુઓ તેને તીર્થધામ માને છે. ગંગાસ્નાન માટે જનસમૂહ કીડિયારાની માફક ઉભરાય છે. સમસ્ત ભારતમાંથી વિભિન્ન રાજ્યોનાં આબાલ, વૃદ્ધ અને સ્ત્રી ભક્તોની અહીં ઠઠ જામે છે. જેથી મેળામાં એકબાજુ એકત્ર હિન્દુજાતિની મૌલિક એકતાનો પ્રકાશ અજવાળું રેલાવતો જોવા મળે છે.

આથી વિપરીત બીજી બાજુ અજ્ઞાન, અવિદ્યા અને અંધકારની કાળી ઘોર મેઘલી રાત રાસડા લેતી જોવા મળે છે.

ધર્મના નામે છળ, કપટ, પ્રપંચ, લૂંટ અને દંગલબાજીનાં દર્શન થાય છે.

આળસ, પ્રમાદ અને સ્વાર્થમાં આળોટતા કહેવાતા ધર્મધુરંધરોનાં પૂતળાંઓ શોધ્યા વિના ભટકાય છે.

દુરાચારમય સાધુવેશમાં નિર્લજ્જતાને પણ શરમાવનારા મા જણ્યા વેશે – નગ્ન રૂપે બાવાઓ સ્ત્રીઓને દર્શન કરાવતાં ડગલે ને પગલે દેખા દે છે. બ્રહ્મચારીનું મહોરું પહેરીને, કુકર્મો કરનારા ત્યાગીઓનો વેશ ધરીને, કોઈ પુરુષાર્થ વિના લાખોની સંપત્તિ ધરાવનારા ધર્મના ઠેકેદારોનો હાથી, ઘોડા, પાલકી, છત્ર, ચામર વગેરેનો ઠાઠ-માઠ ઊડીને આંખે વળગે છે.

ભોળા ભક્તોને ઠગનારા, અનુયાયીઓને ઘેટાં બનાવી તેનું ઊન ઉતારીને લૂંટનારા ભગવા વેશધારી મઠાધ્યક્ષો ભોગમાં આળોટતા નજર સામે તરવરે છે.

મેળામાં વિભિન્ન સંપ્રદાયોના ઝઘડાઓ, આચરણો અને વ્યવહારથી ભારતના પતનનું, હિન્દુ જાતિની અધોગતિનું અને હિન્દુ ધર્મની પતિત અવસ્થાનું જીવતુંજાગતું ચિત્ર જોવા મળે છે.

આ રીતે એક બાજુ એકત્ર જનસમૂહ ભારતના હિન્દુઓની મૌલિક એકતાનાં દર્શન કરાવે છે, ત્યાં સાથે જ બીજી બાજુ હિન્દુઓના અજ્ઞાન અને અંધશ્રદ્ધાની પારાશીશી પણ સૂચવે છે.

**સમરાંગણમાં પ્રવેશ :** સ્વામી દયાનંદે દેશની દુર્દશાનું આ દશ્ય જોયું. એ માત્ર લંગોટબંધ ઝંડાધારી દયાનંદે જુગજૂનાં કાળનાં પડળ ચીરીને ઘણાં વર્ષો બાદ વેદોનો પ્રકાશ પાથરવા ઉપદેશનો પ્રારંભ કર્યો.

એ એકલવીર મહારથીએ પૌરાણિકના ગઢમાં ગાબડાં પાડવા માંડ્યાં.

એ અલખના અવધૂતે અજ્ઞાન, અંધશ્રદ્ધા અને રૂઢિઓના જામી ગયેલા જાળાં-ઝાંખરાંઓ ઉખેડવા માંડ્યાં.

એ જ્ઞાનના જોગંદરે પંથવાદના—પાપલીલાના પહાડોને હચમચાવવા માંડ્યા.

સ્વામીજીની રાવટી પર ફરફરતા પાખંડખંડનના ઝંડાને જોઈને, તેમના ઉપદેશને સાંભળવા અનેક મનુષ્યો આવવા માંડ્યાં. કોઈ ઉપદેશ સાંભળીને ચાલ્યા જતા, કોઈ શંકા—સમાધાન અને શાસ્ત્ર ચર્ચા કરતા. કોઈ શાસ્ત્રાર્થમાં નિરુત્તર બનીને દાંત કચકચાવીને પલાયન થતા. પંડાઓની પગની જ્વાળાઓ માથે જતી હતી. સર્વ સ્થળે દયાનંદના પ્રચારની ચર્ચા સંભળાતી હતી. ભક્તો આવીને સ્વામીજીને ફૂલ-મિષ્ટાન્ન વગેરેની ભેટ આપી જતા તે સ્વામીજી ગરીબોમાં વહેંચી દેતા હતા.

આજ સુધી લોકોએ કોઈ સંન્યાસીના મોઢેથી મૂર્તિપૂજા, અવતાર, શ્રાદ્ધ, તીર્થસ્નાન, પુરાણો-ઉપપુરાણોનું ખંડન સાંભળ્યું નહોતું, જેથી સૌ કોઈ વિસ્મય પામતા હતા. કોઈ દયાનંદને નાસ્તિક કહેતા, કોઈ ઘોર કલિયુગ આવ્યાનો બળાપો કાઢતા. પરંતુ કોઈ કાંઈ કરી શકતા નહિ.

**વિશુદ્ધાનંદના અસત્યાર્થનું ખંડન :** કાશીના સુપ્રસિદ્ધ વિદ્વાન સ્વામી વિશુદ્ધાનંદ પણ હરદ્વાર આવ્યા હતા. તેઓએ પોતાના પ્રવચનમાં યજુર્વેદના—

**ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।**
**ऊरु तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥**

આ મંત્રનો અર્થ બ્રાહ્મણ બ્રહ્માના મુખથી, ક્ષત્રિય ભુજાઓથી, વૈશ્ય ઊરુ (જાંઘ)થી અને શૂદ્ર પગોથી ઉત્પન્ન થયા છે તેમ કર્યો.

સ્વામીજીએ વિશુદ્ધાનંદના ઉક્ત અર્થનું ખંડન કરતાં વિનોદપૂર્વક કહ્યું કે, ‘‘મુખથી થૂંક અને ગળફો વગેરે પણ ઉત્પન્ન થાય છે.’’ તેમણે આ મંત્રનો વાસ્તવિક અર્થ બતાવ્યો કે , ચાતુર્વર્ણ્યયુક્ત સમાજમાં બ્રાહ્મણ મુખ સમાન, ક્ષત્રિય ભુજા સમાન, વૈશ્ય ઊરુ સમાન અને શૂદ્ર પગ સમાન છે.

**સત્યના આગ્રહી :** એક વાર ગોસાંઈઓ અને વિશુદ્ધાનંદની વચ્ચે ઝઘડો થયો. ગોસાંઈઓએ વિશુદ્ધાનંદ પર કોર્ટમાં કેસ કર્યો. સ્વામીજી અને વિશુદ્ધાનંદને મતભેદ હોવાથી ગોસાંઈઓ સ્વામીજીની મદદ માટે આવ્યા. પરંતુ સ્વામીજીએ સ્પષ્ટ પરખાવી



દીધું કે, ‘‘હું તમારા પક્ષમાં નથી અને વિશુદ્ધાનંદના પક્ષમાં પણ નથી. હું તો સત્યના પક્ષમાં છું. જે વેદમાં કહ્યું છે તેનો અનુયાયી છું.’’

**નિર્મળા સાધુ સન્તસિંહ :** આ સાધુએ એક દિવસ સ્વામીજી પાસે અદ્વૈત વેદાન્તના ગ્રંથ ‘‘ચિત્સુખી’’ની એક પંક્તિનો અર્થ પૂછ્યો. સ્વામીજીએ અર્થ કરી બતાવ્યો પરંતુ એમ પણ કહી દીધું આ અનાર્ષગ્રંથ છે, જેને હું પ્રમાણ માનતો નથી.

**સાધુ મહાનંદ :** દાદુપંથી સાધુ મહાનંદ સંસ્કૃતના વિદ્વાન હતા. તેઓ સ્વામીજીના ઉપદેશથી અત્યંત પ્રભાવિત થયા અને સ્વામીજી પ્રતિપાદિત મંતવ્યોનો સત્યરૂપમાં સ્વીકાર કરી, વૈદિકધર્મી બની તેના પ્રચારક બની ગયા. આર્યસમાજ દેહરાદૂનનું સભાભવન તેઓના નામ પર સ્થાપિત છે.

**પ્રચારની ધૂમ :** કુંભના આ મહામેળામાં સ્વામીજીએ અનેક પ્રવચનો, શાસ્ત્ર ચર્ચા, વાદવિવાદ, શંકા-સમાધાનો કર્યાં, પાખંડખંડની પતાકા ફરકાવીને અનેક મનુષ્યોને આકર્ષિત કર્યા. પૂર્વ લિખિત ‘ભાગવત ખંડન’ પુસ્તકની હજારો નકલો વિતરણ કરીને પ્રચારની ધૂમ મચાવી.

**આત્મ નિરીક્ષણ :** કુંભનો મેળો સમાપ્ત થયો. કુંભના આ મેળામાં મહંતો, મઠાધીશો, મંડલેશ્વરો, સાધુઓ, સંન્યાસીઓનાં આચરણો જોઈને સ્વામીજીનું હૃદય દ્રવી ઊઠ્યું. આત્માલોચન અને આત્મનિરીક્ષણ કરતા વિચારોના તરંગો ઊઠ્યા : અન્ય સાધુઓની સમાન વ્યર્થ દેશભ્રમણ અને તીર્થાટનમાં સમય પસાર કરવાથી શું કાર્ય સિદ્ધિ થઈ શકશે ? સ્વયં ઉચ્ચતર ત્યાગ અને બલિદાનનો આદર્શ અપનાવ્યા વિના સમાજ પર કોઈ પ્રભાવ પડી શકે નહિ.

**સર્વમેધ યજ્ઞ :** આ વિચાર ઉત્પન્ન થતાં જ સ્વામીજીએ ‘સર્વમેધ યજ્ઞ’ કરવાનો સંકલ્પ કરી લીધો. એક દિવસ વ્યાખ્યાન આપતાં તેઓ ગદ્‌ગદ થઈ ગયા અને **‘सर्वं वै पूर्णं स्वाहा’** કહીને ઊભા થઈ ગયા. સ્વામીજી પાસે પોતાનાં વસ્ત્રો, ધન, પુસ્તકો જે કંઈ હતું તે લોકોમાં વહેંચી દીધું. મહાભાષ્યનું એક પુસ્તક, એક સુવર્ણ મુદ્રા અને મલમલનો એક તાકો ગુરુ વિરજાનંદની સેવામાં મોકલી આપ્યાં. સ્વયં શરીર પર લંગોટ ધારણ કરી શરીરે ભભૂત રમાવીને પરિવ્રાજક અને અવધૂત પરમહંસના રૂપમાં પ્રગટ થયા.

સ્વામીજીના અનન્ય સુહૃદ સ્વામી કૈલાસપર્વતે તેમને આ સર્વમેધ યજ્ઞ કરતા જોઈને પૂછ્યું, ‘‘આ શું કરી રહ્યા છો ?’’ સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું, ‘‘જ્યાં સુધી હું મારી ન્યૂનતમ આવશ્યકતાઓ માટે પણ અન્યો પર નિર્ભર રહીશ, ત્યાં સુધી પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થવાની નથી. સર્વસ્વ ત્યાગ વિના સ્પષ્ટ વાત કરી શકાતી નથી અને કાર્યમાં સફળતા મળતી નથી. આથી નિર્દ્વન્દ્વ બનવું અત્યંત જરૂરી છે.

**મૌનવ્રત અને ભંગ :** હિન્દુ સમાજના પાયા ખોદી રહેલા ધર્મધારીઓની સામે ઝઝૂમવા બહુ મોટી તૈયારીની જરૂર હતી. એ તૈયારી માટે સર્વમેધ યજ્ઞ કરી, એકાંત સેવન કરી, કઠિન તપશ્ચર્યા દ્વારા અત્યંત શક્તિમાન બનવા માટે સ્વામીજીએ નિશ્ચય

કર્યો હતો. આથી પર્ણકુટિમાં બેસીને આત્મલીન બની ગયા અને પોતાના ભાવિ કાર્યક્રમના નિર્ધારણ માટે સર્વથા મૌન ધારણ કરીને ચિંતન કરવા લાગ્યા. પરંતુ મૌનવ્રત અધિક સમય રહ્યું નહિ, કારણ કે સ્વામીજીના ભાગવત વિરોધી વિચારથી લોકો પરિચિત હતા. આથી એક દિવસ સંભવતઃ સ્વામીજીને ચીડવવા એક વ્યક્તિએ પર્ણકુટિ પાસે આવીને નિમ્ન વાક્યનું ઉચ્ચારણ કર્યું :

**'निगमकल्पतरोर्गलितं फलम् ।'**

અર્થાત્ વેદથી ભાગવત શ્રેષ્ઠ છે. આ સાંભળીને સ્વામીજીથી મૌન રહેવું અસંભવ હતું. જેથી બહાર આવીને તેમણે ભાગવતનું ખંડન કરવા માંડ્યું. આ પ્રસંગનું સ્વામીજીએ પોતાના આત્મકથનમાં નિમ્ન વર્ણન કરેલ છે –

*"મેં જે મૌન ધારણ કરેલ હતું તે લાંબો સમય ટક્યું નહિ, કારણ કે ઘણા લોકો મને ઓળખતા હતા. એક દિવસ મારી પર્ણકુટિના બારણા પાસે કોઈ બકવા લાગ્યો કે – **'निगमकल्पतरोर्गलितं फलम् ।'** ભાગવતથી શ્રેષ્ઠ બીજું કાંઈ નથી. ત્યારે મારાથી તે સહન થયું નહિ અને મૌનવ્રત ત્યજી દઈને ત્યાં જ મેં ભાગવતનું ખંડન કર્યું. પછી એવો વિચાર કર્યો કે ઈશ્વરની કૃપાથી મને જે કંઈ જ્ઞાન પ્રાપ્ત થયું છે તેનો સર્વમાં પ્રચાર કરવો જોઈએ."* (પૂના પ્રવચન)

**ચિંતન–મંથન :** સ્વામી દયાનંદે કુંભના મેળા પછી દેશની દુર્દશા પર અનેક વાર વિચાર કર્યો. આર્યોની અવનતિ પર વારંવાર ચિંતન કર્યું. ધર્મના પતન પર મંથન કર્યું. તેઓની દૃષ્ટિ સામે એ ત્રિવિધ અધોગતિનું દૃશ્ય નાચી રહ્યું. એ પરિવ્રાજકના સત્યાગ્રહી આત્મામાંથી અવાજ ઊઠ્યો, જેના ધ્વનિ તરંગની ઝણઝણાટીથી રોમરોમ ખડાં થઈ ગયાં :

અરે દયાનંદ ! તારો જન્મ પડ્યા રહેવા માટે નથી થયો. ઊઠ ! બેઠો થા ! ઊઠીને ઊભો થા !!! કટિબદ્ધ બનીને આર્યાવર્તના પટાંગણમાં કૂદી પડ. ઈશ્વરે તને સત્ય જ્ઞાનની ભેટ ધરી છે. તેથી અલખની આહલેક જગાડ. ગુરુ વિરજાનંદે તારા નેત્રમાં ચિનગારી ફૂંકી છે. તારામાં એ દિવ્યદૃષ્ટિની જ્યોતિ ચમકે છે. ગુરુદક્ષિણામાં આપેલા વચનને પૂર્ણ કરવા નીકળી પડ. **"परोपकाराय सतां विभूतयः"**ને સાર્થક કર. ઘોર ઘારણમાં ઘોરતા ભારતના તેત્રીસ કોટિ માનવસમુદાયને ઢંઢોળીને જાગૃત કર. ઈશ્વર તારો પ્રેરક, સહાયક અને રક્ષક છે.

સર્વ મેધયજ્ઞ કરીને, સાંસારિક તુચ્છ બંધનોને કાપીને, સર્વ ત્યાગી અવધૂત દયાનંદ માનવજાતિનાં બંધનોને કાપવા તૈયાર થયા. ગંગાની પાર, રેતાળ કિનારા પર અલ્પકાલીન તપશ્ચર્યા કરી તેમણે મહાયુદ્ધ માટે પોતાની જાતને અધિક તૈયાર કરી લીધી. ઈશ્વરી પ્રેરણા તેઓને તે તરફ ખેંચીને લઈ જતી હતી.

• • •



# ગંગા કિનારે સિંહગર્જના



સ્વામી દયાનંદના ભારતીય નવજાગરણ–સુધારની બીજી અવસ્થાનો પ્રારંભ થાય છે. પહેલાંનાં શેષ રહેલાં બંધનો તૂટી-છૂટી ગયાં છે. સુધારકની દૃષ્ટિ અધિક વિસ્તાર પામી છે. પ્રારંભની જે ઉજ્જવળ પ્રતિભા હતી તેમાં નવીન ઓપ આવતા તે અધિક ઉજ્જવળ અને ધવલ બનીને ચમકી રહી છે. સબળ, પ્રબળ અને અવિચળ બનીને સુદૃઢ બની છે.

**સંકલ્પ : "वदन्ब्रह्मावदतोवनीयान्"** મૌન કરતાં ઉપદેશ કરનાર વિદ્વાન શ્રેષ્ઠ છે. તે ઋગ્વેદ વચન અનુસાર સ્વામીજીએ મૌનવ્રત ભંગ કરીને વિચાર કર્યો કે , ઈશ્વરની કૃપાથી મને જે કંઈ જ્ઞાન પ્રાપ્ત થયું છે તેનો સર્વમાં પ્રચાર કરવો. આ માટે ભાવિ કાર્યક્રમની રૂપરેખા બનાવી અને સંકલ્પ કર્યો કે , સંસ્કૃત સિવાય અન્ય કોઈ ભાષામાં સંભાષણ કરવું નહિ અને બીજું ભોજનની કોઈ પાસે યાચના કરવી નહિ. જે કંઈ માગ્યા વિના મળે તેનો સ્વીકાર કરવો.

**અવધૂતનું ભ્રમણ–ઉપદેશ :** સર્વત્યાગી એકમાત્ર લંગોટધારી અવધૂત અને સંકલ્પધારી દયાનંદ ગંગાકિનારે ભ્રમણ અને ઉપદેશ કરવા માટે નીકળી પડ્યા. હરદ્વારથી ઋષિકેશ તરફ ગયા. ત્યાંથી થોડા દિવસ રહીને ફરી હરદ્વાર આવીને ગંગાકિનારે ચાલી નીકળ્યા. કનખલ થઈને લંઢોરા પહોંચ્યા. કૃતસંકલ્પ સ્વામીજીએ કોઈ પાસે ભોજન માગ્યું નહિ, જેથી ત્રણ દિવસ નિરાહાર–ભૂખ્યા રહ્યા. પછી એક ખેડૂતે ત્રણ રીંગણાં આપ્યાં. તે કાચાં ખાઈને ક્ષુધા શાન્ત કરી.

અહીંથી સ્વામીજી શુક્રતાલ, મીરાપુર, મહમદપુર અને પરીક્ષિતગઢ થઈને ગઢમુક્તેશ્વર આવ્યા.

**ગઢમુક્તેશ્વર :** અહીં સ્વામીજી પંદર દિવસ રોકાયા. જે કોઈ આવતા તેને સંસ્કૃતમાં ઉપદેશ આપતા. આ દિવસોમાં સ્વામીજી એક માંજી (હોડીવાળા)ની ઝૂંપડીની નજીક રેતીમાં રાત-દિવસ પડ્યા રહેતા હતા.

**માંજીની અડધી રોટી :** અહીં પણ સ્વામીજીને ત્રણ દિવસ નિરાહાર રહેવું પડ્યું. ચોથા દિવસે માંજીને ખબર પડતાં તેના માટે આવેલી એક રોટીમાંથી અડધી રોટી સ્વામીજીને આપવા આવ્યા અને સ્વામીજીએ તે ગ્રહણ કરીને ક્ષુધા નિવૃત્તિ કરી.

**કર્ણવાસ :** સંવત ૧૯૨૩ વૈશાખ સુદ પૂનમ શનિવાર (૧૮ મે, ૧૮૬૭)ના રોજ સ્વામીજી કર્ણવાસ આવીને એક દિવસ રહ્યા. ગંગાની રેતી પર આસન લગાવીને

બેઠેલા પરમહંસ દયાનંદની ભવ્ય આકૃતિ જોઈને બે વિદ્યાર્થીઓ તેમની પાસે આવ્યા. સ્વામીજીએ તેમને પૂછતાં તેઓ કૌમુદી અને ભાગવત ભણે છે તેમ જણાવ્યું. સ્વામીજીએ તેઓને અષ્ટાધ્યાયી, ઉપનિષદ્ અને મનુસ્મૃતિ ભણવા માટે પ્રેરણા આપી.

**એક દૃશ્ય :** પં. ભગવાન દાસે ગંગાકિનારે તપેલી રેતીમાં એક લંગોટબંધ, સર્વાંગે ગંગારજ લગાવેલ અવધૂતને મગ્નમન અને પ્રફુલ્લવદન બેઠેલા જોયા. પ્રણામ કરીને ભોજનનું નિમંત્રણ આપ્યું. ઉત્તર મળ્યો કે હું ગામમાં આવતો નથી. શ્રદ્ધા હોય તો અહીં ભોજન લઈ આવો. પંડિત લાવ્યા અને મહાત્મા (દયાનંદ) ભોજન કરીને ઊઠીને પૂર્વ દિશા તરફ ગંગાકિનારે ચાલી નીકળ્યા.

**(શેરસિંહ વર્મા કૃત — કર્ણવાસમાં ઋષિ દયાનંદ)**

**ફરૂખાબાદ :** કર્ણવાસથી સ્વામીજી ભ્રમણ કરતાં ફરુકાબાદ આવ્યા અને લાલા જગન્નાથ પ્રસાદના સ્થાન પર નિવાસ કર્યો. એક દિવસ લાલા મુન્નીલાલે પૂછ્યું કે, ''ગંગા અને સૂર્ય શું છે.'' સ્વામીજીએ કહ્યું, ''એ જડ પદાર્થ છે.''

લાલા જગન્નાથ પ્રસાદે એક દિવસ ગાયત્રીના જપનું ફળ પૂછ્યું. સ્વામીજીએ કહ્યું કે એ મંત્રના જપથી બુદ્ધિ નિર્મળ થાય છે, અને બધા દ્વિજોને સંધ્યોપાસના સમયે ગાયત્રીનો જપ કરવા જણાવ્યું. સ્વામીજી અહીં ત્રણ દિવસ રોકાઈને અનૂપ શહેર માટે ચાલી નીકળ્યા.

## અનૂપ શહેર

અહીં સ્વામીજીએ લાલા ગૌરીશંકર કાયસ્થની વાંસોની ટાલ (દુકાન) પર નિવાસ કર્યો. આ દિવસોમાં સ્વામીજી થોડા બીમાર પડતાં, તુલસીપત્ર અને મરીનો પ્રયોગ કરી પુનઃ સ્વસ્થ થઈ ગયા.

**સૂરજપુરી :** આ દક્ષિણી સંન્યાસીએ સ્વામીજીને થોડા પ્રશ્નો લખીને મોકલ્યા. સ્વામીજીએ તેના યોગ્ય ઉત્તરો આપવા છતાં તેની સમજમાં આવ્યા નહિ. જેથી તે વારંવાર પ્રશ્નો કરવા લાગ્યો, ત્યારે સ્વામીજીએ તેને કહેવડાવ્યું કે, ''તમારી બુદ્ધિ સ્થૂળ-મોટી છે, જેથી તમે સમજી શકતા નથી. જેવી રીતે ખાંડની કણીઓ રેતીમાં મેળવતા તેને હાથી-સ્થૂળ અલગ કરી શકતો નથી, પરંતુ કીડી અલગ કરી શકે છે.''

**નવલગંજ પહેલવાન :** સ્વામીજીએ વાંસોની ટાલથી નર્મદેશ્વરના મંદિરની નજીક સતીની મઢીમાં આસન જમાવ્યું. ત્યાં નજીક નવલગંજ નામના પહેલવાનનો અખાડો હતો. તે સ્વામીજીથી પ્રભાવિત થઈને તેમનો ભક્ત અને શિષ્ય બની ગયો.

**વામમાર્ગી ગુંડાઓ :** એક દિવસ થોડા વામમાર્ગી ગુંડાઓ મદ્યપાન કરી સ્વામીજીના સ્થાન પર આવીને બકવા લાગ્યા કે, ''અરે દયાનંદ ! બહાર નીકળ, આજ તને વારુણી (દારૂ) પાઈને શુદ્ધ કરવો છે.'' જ્યારે સ્વામીજીએ તેઓની ઉદ્દંડતા જોઈ, ત્યારે નવલગંજને બોલાવ્યો. તેણે આવીને હુંકાર કર્યો અને વામમાર્ગીઓ ભાગી ગયા.



**ગપ્પાષ્ટકં મનુષ્યાણાં કોલાહલઃ —** અનૂપ શહેર નિવાસ સમયે સ્વામીજી રેતીની પથારી અને ઈંટોનું ઓશીકું બનાવી સૂતા હતા. વસ્ત્રોમાં એક માત્ર લંગોટ હતો. કોઈ વસ્ત્રો આપે તો લેતા નહિ. આ સમયમાં વિશેષ ખંડન ન કરતા. લોકોને સંધ્યા, ગાયત્રી, અગ્નિહોત્ર કરવા પ્રેરિત કરતા હતા. તેમ જ આર્ષગ્રંથોની મહત્તા પ્રતિપાદન કરતા હતા. જો કોઈ વેદવિરુદ્ધ એવી પુરાણોક્ત વાત કહે તો તેને સાંભળીને **ગપ્પાષ્ટકમ્ મનુષ્યાણાં કોલાહલઃ** કહેતા હતા.

**ચાસી :** અષાઢ માસમાં સ્વામીજી અનૂપ શહેરથી બુલંદ શહેરના જંગલમાં સ્થિત ચાસી નામના સ્થાનમાં આવ્યા. અહીં નંદરામ નામનો એક ચક્રાંકિત બ્રાહ્મણ પાખંડ ફેલાવીને લોકોને ચક્રાંકિત બનાવવા પ્રયત્ન કરતો હતો. પરંતુ સ્વામીજીના આગમન અને તેમના અગાધ પાંડિત્યની ધાકથી તે ગંગાની સામે પાર ભાગી ગયો અને લોકો ચક્રાંકિત બનતા અટકી ગયા.

**રામઘાટ :** સ્વામીજીએ ચાસીથી તાહીરપુર થઈને રામઘાટ આવીને એક પર્ણકુટીમાં નિવાસ કર્યો.

**સ્વામીજીના પ્રથમ શિષ્ય ટીકારામ :** આ શિક્ષિત બ્રાહ્મણ કર્ણવાસના નિવાસી હતા. તેમનો એક દિવસ સ્વામીજી સાથે મેળાપ થયો. સ્વામીજીએ તેમને ગાયત્રી મંત્ર સંભળાવવા કહ્યું. તેમણે કોઈની સામે ગાયત્રીનો પાઠ કરવા ગુરુએ વર્જ્ય કહેલ હોવાથી પ્રથમ ના પાડી. પરંતુ સ્વામીજીના કહેવાથી તેમણે શુદ્ધ અને સ્પષ્ટ મંત્રોચ્ચાર કર્યો. જેથી સ્વામીજી પ્રસન્ન થયા અને સ્વયં સંધ્યાનો પાઠ લખીને ટીકારામને આપ્યો.

સ્વામીજીના સત્સંગથી પંડિત ટીકારામની સર્વ શંકાઓ નિર્મૂળ થઈ ગઈ. તેઓ સ્વામીજીના અનુયાયી બની ગયા અને પોતાની પાસેના અનાર્ષ ગ્રંથો તથા મૂર્તિને પણ ગંગાના પ્રવાહમાં સમર્પિત કરી દીધાં અને તેમને પોતાના પૌરોહિત્ય કર્મથી પણ વિરક્તિ થઈ ગઈ.

પંડિત ટીકારામને વિદ્યા અને ધર્મનો અપરિમિત કોષ પ્રાપ્ત થયો અને તે કોષને તેમણે માત્ર પોતાની જ પાસે છુપાવી ન રાખ્યો. પરંતુ તેમણે કર્ણવાસ આવીને પોતાના યજમાનો ઠાકોર ગોપાલસિંહ વગેરેની પાસે કહ્યું કે, રામઘાટમાં એક મહાવિદ્વાન સંન્યાસી મહાત્મા પધાર્યા છે. તેઓ મૂર્તિપૂજા, અવતાર, તીર્થ, કંઠી, માળા, તિલક, છાપ અને ભાગવત વગેરેને વેદ વિરુદ્ધ જણાવે છે અને નિરાકાર ઈશ્વરનું પ્રતિપાદન તથા ગાયત્રી જપ, સંધ્યા વગેરે કરવાનો ઉપદેશ આપે છે. મને તેમના વિશ્વાસ બેઠો છે અને મેં નિશ્ચય કર્યો છે કે હવે હું તમારા મંદિરમાં પૂજારીનું કાર્ય નહિ કરું. ક્ષત્રિયોએ આ વાત સાંભળીને સ્વામીજીનાં દર્શનની ઉત્કંઠા જાગી અને સ્વામીજીને કર્ણવાસ લાવવા ટીકારામને રાજઘાટ મોકલ્યા. પરંતુ એટલામાં સ્વામીજી ભ્રમણ કરતા સ્વયં કર્ણવાસ આવી પહોંચ્યા.

**કર્ણવાસ :** સ્વામીજી કર્ણવાસમાં આવેલી નાગાબાવાની મઢીની આગળ એક

વૃક્ષ નીચે બિરાજમાન થયા. સ્વામીજીની ભવ્ય મૂર્તિનાં દર્શન અને દિવ્ય ઉપદેશો શ્રવણ કરીને ક્ષત્રિયો તથા અન્ય લોકો પરમ તૃપ્તિ અને સંતોષ પામ્યા. સ્વામીજીની કીર્તિ આજુબાજુનાં ગામોમાં પણ ફેલાવા માંડી. લોકોનાં ટોળેટોળાં દર્શન-સત્સંગ માટે આવવાં માંડ્યાં.

સ્વામીજીના પ્રથમ આગમન સમયે ભાગવતી પંડિત ભગવાનદાસે તેમનો સત્કાર કર્યો હતો. પરંતુ એક દિવસ સ્વામીજીએ તેને કંઠી, તિલક વગેરેને વેદ વિરુદ્ધ હોવાથી ત્યાજ્ય બતાવતા તેણે રુષ્ટ થઈને સત્કાર બંધ કર્યો અને સ્વામીજીની વધતી જતી ખ્યાતિ પણ તેના માટે અસહ્ય બની ગઈ. આથી તેણે શાસ્ત્રાર્થ દ્વારા સ્વામીજીને પરાજિત કરીને તેમનો કાંટો કાઢવા વિચાર કર્યો.

**અંબાદત્ત સાથે શાસ્ત્રાર્થ :** સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા અનૂપ શહેરથી સંસ્કૃતના વિદ્વાન વૃદ્ધ પંડિત અંબાદત્તને બોલાવવામાં આવ્યા. પં. અંબાદત્ત સાથે શાસ્ત્રાર્થ થયો. શાસ્ત્રાર્થમાં પંડિત હારી ગયા અને તેમણે સ્વામીજીની યુક્તિઓનો સ્વીકાર કર્યો અને એક સત્યપ્રિય વ્યક્તિની સમાન તેઓએ સભામાં મુક્તકંઠે સ્વામીજીની પ્રશંસા કરી તથા સ્વામીજીનું મંતવ્ય સર્વથા સત્ય અને વેદાનુકૂલ છે, મૂર્તિપૂજા અવૈદિક અને ત્યાજ્ય છે તેમ જાહેર કર્યું.

પંડિત અંબાદત્તના પરાજયથી સ્વામીજીની કીર્તિમાં ચાર ચાંદ લાગી ગયા. સેંકડો લોકો તેઓની તરફ આકૃષ્ટ થયા. તેમ જ અનેક લોકોએ જનોઈ ધારણ કરીને તે મુજબના નિત્યકર્મનો પણ આરંભ કર્યો અને નજીકનાં ગામોથી લોકોએ આવીને પણ જનોઈઓ ધારણ કરી તથા પોતાની મૂર્તિઓ અને કંઠીઓ ગંગામાં પધરાવી દીધી.

**ગપ્પાષ્ટક :** સ્વામીજી કર્ણવાસમાં નિત્ય સવારે દશ વાગ્યા સુધી અને સાંજે ચાર વાગ્યાથી સૂર્યાસ્ત સુધી ઉપદેશ આપતા હતા. આ સમયમાં આઠ પ્રકારનાં ગપ્પનું પણ ખંડન કરતા હતા, તેનું આગળ વર્ણન કરવામાં આવશે.

**ફરી ચાસી :** કર્ણવાસથી સ્વામીજી અહાર થઈને કારતકમાં ફરી ચાસી આવ્યા. અહીં પૂનમના ગંગા સ્નાન માટે આવેલા હજારો મનુષ્યોએ સ્વામીજીના ઉપદેશને શ્રવણ કર્યો.

**બળ પરીક્ષા :** બ્રહ્મચર્યના ઓજથી સ્વામીજીનું શરીર તેજોમય દીપ્ત હતું. એક જહાંગીરાબાદ નિવાસી વ્યાયામવીર ગંગા સ્નાનાર્થ ચાસી આવેલ. તે સ્વામીજીના ઉપદેશથી તેઓનો ભક્ત બની ગયો. એક દિવસ તેના મનમાં સ્વામીજીના બળની પરીક્ષા કરવાનો વિચાર ઊઠ્યો. તેણે સ્વામીજીના પગ દબાવવા—ચંપી કરવાની રજા માગી. સ્વામીજીએ કહ્યું કે, ''મારા પગ તો દબાયેલા જ છે.'' પરંતુ તેણે આગ્રહ રાખ્યો અને બળપૂર્વક પગ દબાવતાં જાણે લોખંડની પાટ સમાન તેમાં આંગળીઓ ઘૂસી નહિ. અંતમાં તે પરસેવાથી તરબોળ બનીને થાકી ગયો.



**યજ્ઞોપવીત ઉતારી શકાય છે :** પં. ગંગાપ્રસાદ સ્વામીજીના ભક્ત હતા. સ્વામીજીના ઉપદેશથી તે લોકોને યજ્ઞોપવીત ધારણ કરાવી ગાયત્રી જાપ કરવાની પ્રેરણા આપતા હતા. તેણે સ્વામીજીને આ જાણ કરી તેથી સ્વામીજી પ્રસન્ન થયા. પરંતુ સાથે તેને પૂછ્યું કે, 'યજ્ઞોપવીત આપ્યા જ કરો છો કે ઉતારો પણ છો ?'' આ સાંભળીને ગંગાપ્રસાદે વિસ્મય પામીને પૂછ્યું કે, ''શું યજ્ઞોપવીત ઉતારી પણ શકાય છે ?'' સ્વામીજીએ કહ્યું કે, ''હા, જો કોઈ ધર્મનું પાલન ન કરે અને અધર્મ આચરણ કરે તો તેનું યજ્ઞોપવીત ઉતારી પણ શકાય છે.''

**થપ્પડ અને નવીન વેદાન્ત ખંડન :** સ્વામીજી પ્રારંભમાં નવીન-શાંકર વેદાન્ત વિચાર ધરાવતા હતા, પરંતુ વેદાદિ શાસ્ત્રોના અધિક ચિંતન-મનનથી અદ્વૈતવાદમાં તેઓની નિષ્ઠા સમાપ્ત થતી ગઈ. એક દિવસ ખન્દોઈ ગ્રામ નિવાસી છત્રસિંહ જાટ નવીન વેદાંત પર વાર્તાલાપ કરવા લાગ્યો. સ્વામીજીની યુક્તિઓનો ઉત્તર આપી શક્યો નહિ. તો તેણે કહ્યું કે, ''મહારાજ ! ગમે તેમ કહો, પરંતુ જગત મિથ્યા છે, એ વાત જ સાચી છે.'' સ્વામીજીએ તે સમયે તેનો કોઈ ઉત્તર ન આપ્યો. પરંતુ તેને જતી સમયે ગાલ પર હળવેકથી એક થપ્પડ મારી. જેથી તે ગુસ્સે થઈ બોલ્યો કે, ''આપ જેવા જ્ઞાની પુરુષ મતભેદના કારણે થપ્પડ મારો એ ઠીક નથી.'' સ્વામીજીએ સ્મિતપૂર્વક કહ્યું, ''ચૌધરીજી ! જો જગત મિથ્યા છે અને બ્રહ્મ સિવાય બીજી કોઈ વસ્તુ નથી, તો થપ્પડ મારનાર કોણ ? અને ખાનાર વળી કોણ ? આ તો બધો માયાનો ખેલ છે!'' છત્રસિંહ યુક્તિથી ન માન્યો, પરંતુ થપ્પડથી સીધો થઈ ગયો અને સ્વામીજીના પગ પકડીને કહ્યું કે, ''મહારાજ ! આપે મારી આંખો ખોલી નાખી.''

**પીંજારાને ઉપદેશ :** એક પીંજારો સ્વામીજીનો ઉપદેશ સાંભળવા આવતો. એક દિવસે તેણે કહ્યું, ''મારા જેવા અજ્ઞાનીનું પણ કલ્યાણ થાય એવી કોઈ વિધિ બતાવો.'' સ્વામીજીએ તેને કહ્યું કે, **''ओ३म्''**નો જપ કરો, અને વ્યવહારને સાચો રાખો. જેટલું રૂ તમને પીંજવા માટે આપે તેટલું જ પીંજીને પાછું આપો. એ તમારો કલ્યાણ માર્ગ છે.''

**ધર્મ લક્ષણ :** ચાંદોખના ઠાકોર મહાવીરસિંહે ધર્મનાં લક્ષણો પૂછતાં સ્વામીજીએ ધૃતિ-ક્ષમાદિ મનુસ્મૃતિ પ્રતિપાદિત દશ લક્ષણો બતાવ્યાં.

**શ્રાદ્ધ :** આ સમય સુધી સ્વામીજીના ધાર્મિક વિચારો અને માન્યતાઓ વ્યવસ્થિત તથા સ્પષ્ટ થતાં જતાં હતાં. તેઓ આર્ષ ગ્રંથોના પઠન-પાઠનનું સમર્થન કરતા હતા. મૃત પિતૃના શ્રાદ્ધના બદલે જીવિત માતા-પિતા અને વૃદ્ધોની સેવાને શ્રાદ્ધ કહેતા હતા.

**ફલિત જ્યોતિષ :** એક મનુષ્યે પોતાની હથેળી બતાવીને પૂછ્યું કે આમાં શું છે ? સ્વામીજીએ તેમાં અસ્થિ, ચામડી અને લોહી છે બીજું કાંઈ નથી, તેમ સ્પષ્ટ કહ્યું. જન્મપત્રીનો પ્રસંગ પૂછતા **''जन्मपत्रं किमर्थं कर्मपत्रं श्रेष्ठम्''** જણાવ્યું.

**રામઘાટ :** સંવત ૧૯૨૪ના માગશરમાં સ્વામીજી રામઘાટ આવીને ગંગાકિનારે પદ્માસનસ્થ થયા. સવારના ૧૦ વાગ્યાથી સાંજ સુધી એક જ આસનમાં સ્થિર અને

મૌન રહ્યા. સ્વામીજીના બ્રહ્મતેજ અને પ્રશાંત સ્વરૂપથી પ્રભાવિત થઈને એક બ્રહ્મચારી ક્ષેમકરણ તેમની પાસે આવ્યા. તેમના અનુરોધથી સ્વામીજી ઘાટ પરથી ઊઠીને વનખંડીશ્વર મહાદેવના મંદિર ગયા. ત્યાં રામચંદ્રજીએ સ્વામીજીનું આતિથ્ય કર્યું.

સ્વામીજી સાથેના ધારાવાહિક સંસ્કૃત વાર્તાલાપથી ક્ષેમકરણ ચકિત થયા. સવારે જ્યારે લોકોને ખબર પડી કે આ સંન્યાસી કોઈ સાધારણ સાધુ નથી, પરંતુ મૂર્તિપૂજા, અવતારવાદ, તીર્થ, પુરાણ અને ભાગવત વગેરે પૌરાણિક ધારણાઓનું ખંડન કરનાર દયાનંદ છે, ત્યારે સૌને આશ્ચર્ય થયું.

**કૃષ્ણાનંદ સાથે શાસ્ત્રાર્થ :** એ દિવસોમાં રામઘાટ પર એક વામમાર્ગી કૃષ્ણાનંદ સંન્યાસી પણ રહેતા હતા. પૌરાણિક લોકોએ તેમને સ્વામી દયાનંદ સાથે શાસ્ત્રાર્થ કરવા પ્રાર્થના કરી. પ્રથમ ખૂબ આનાકાની પછી અત્યાગ્રહથી તેઓ તૈયાર થયા.

શાસ્ત્રાર્થનો પ્રારંભ થવાનો હતો ત્યાં એક મનુષ્યે કૃષ્ણાનંદને પૂછ્યું કે, ''મહારાજ ! મહાદેવ પર જલ ચડાવી આવું?'' આથી પ્રત્યુત્પન્નમતિ દયાનંદે વચ્ચે જ કહી દીધું કે, ''મહાદેવ તો કૈલાસ પર છે. અહીં તો પથ્થર છે.'' આથી કૃષ્ણાનંદે પૂછ્યું, ''શું મહાદેવ (પરમાત્મા) અહીં નથી ?'' સ્વામીજીએ કહ્યું, ''એ સર્વવ્યાપક મહાદેવ તો મંદિરમાં છે તેમ સર્વત્ર વિદ્યમાન છે. પછી મંદિરે જવું વ્યર્થ છે.'' આથી ચિડાઈને કૃષ્ણાનંદે સાકારવાદનું અવલંબન કર્યું. સ્વામીજીએ ધારાપ્રવાહ સંસ્કૃતમાં બોલીને નિરાકાર સિદ્ધાંતનું પ્રમાણો આપીને પ્રતિપાદન કર્યું.

સ્વામી કૃષ્ણાનંદ કોઈ પ્રમાણ ન આપી શક્યા અને લોકો તરફ મુખ ફેરવીને ગીતાનો **'यदा यदा हि धर्मस्य'** શ્લોક વાંચવા માંડ્યા. સ્વામીજીએ તેમને ટોકીને કહ્યું કે, ''તમે શાસ્ત્રાર્થ મારી સાથે કરી રહ્યા છો કે લોકો સાથે ?'' આથી કૃષ્ણાનંદ ગભરાયા અને મોઢામાં ફીણ આવી ગયું. પોતાની લાજ રહી જાય માટે વિષયાન્તર કરી સ્વામીજીને કહ્યું, ''ઠીક, ત્યારે લક્ષણનું લક્ષણ બતાવો.'' સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, ''લક્ષ્યનું લક્ષણ હોય છે. જેમ કારણનું કારણ હોતું નથી. પૂજ્યનું પૂજ્ય અને લોટનો લોટ થઈ શકે નહિ, તેમ લક્ષણનું લક્ષણ હોતું નથી.'' આથી લોકો હસી પડ્યા અને કૃષ્ણાનંદ મૌન બની ગયા.

**ઘોર મૂર્તિપૂજકની મૂર્તિઓ ગંગામાં :** આ શાસ્ત્રાર્થમાં સ્વામીજીની વિદ્વતા, અપૂર્વ તર્ક અને વાણીનો લોકો પર અને ખાસ તો બ્રહ્મચારી ક્ષેમકરણ પર અદ્‌ભુત પ્રભાવ પડ્યો. આ ક્ષેમકરણ સામાન્ય નહિ પરંતુ ઘોર મૂર્તિપૂજક હતો. તે ૨૭ વર્ષથી વિષ્ણુ-શાલિગ્રામ, શિવ-નર્મદેશ્વર, ગણેશ અને બાલમુકુંદ કૃષ્ણ વગેરેની વીસ શેર પથ્થરની મૂર્તિઓને પોતાના પ્રવાસ કાળમાં ઘોડા પર રાખીને સાથે લઈ જતો હતો. તેણે બધી મૂર્તિઓને ગંગામાં પ્રવાહિત કરી દીધી. આનું અનુકરણ કરીને પં. બાલમુકુંદ વગેરે અનેક લોકો પણ મૂર્તિપૂજા છોડીને પોતાના હૃદય મંદિરમાં બિરાજમાન સર્વવ્યાપક ઈશ્વરની ઉપાસના કરવા લાગ્યા.



**આપ જ શાલિગ્રામ છો :** સ્વામીજી ભોજન પછી મુખશુદ્ધિ માટે તુલસીનાં પાન ચાવતા હતા. જે એક ગોસાંઈ પ્રતિદિન લાવીને સ્વામીજીને અર્પિત કરીને વિનોદ ભાવથી કહેતો કે, ''આપ જ અમારા શાલિગ્રામ છો.''

**કોલાહલ સ્વામી :** સ્વામીજી સાથેના વાર્તાલાપમાં એક સાથે અધિક મનુષ્યો બોલતા તેથી સ્વામીજી તેનું નિવારણ કરવા કહેતા કે આ કોલાહલ છે. જેથી વારંવાર એ શબ્દના પ્રયોગથી તેમનું નામ કોલાહલ સ્વામી પડી ગયું હતું.

**બેલોન :** સ્વામીજી માગશર મહિનામાં રામઘાટથી બેલોન આવ્યા. અહીં તેમણે ખેરા નામના સ્થાન પર એક પીપળના વૃક્ષ નીચે નિવાસ કર્યો. અહીં તેઓ લોકોને સંધ્યા અને ગાયત્રીમંત્રનો ઉપદેશ આપતા. પં. ઈન્દ્રમણિએ ગાયત્રી મંત્ર લખેલી નકલો સ્વામીજી પાસે રાખી દીધી હતી. સ્વામીજી કોઈને નકલ આપતા તેની નીચે ૧૦૦૦ અંક લખી દેતા કે એક હજારવાર ગાયત્રીમંત્રનો જાપ કરો. આ રીતે તેઓએ અહીં લગભગ ૫૦ વ્યક્તિઓને ગાયત્રીમંત્રની નકલો આપી હતી.

**રામ અને કૃષ્ણ પ્રતાપી રાજા :** એક દિવસ એક પંડિતે પૂછ્યું કે, ''રામ અને કૃષ્ણ ઈશ્વરના અવતાર હતા કે નહિ ?'' સ્વામીજીએ કહ્યું, ''તેઓ અવતાર નહિ પરંતુ પ્રતાપી રાજાઓ હતા. ઈશ્વર કદી અવતાર લેતો નથી.''

**રાસલીલા :** રાસલીલા એ ઈશ્વરના નામે મહાપુરુષોને બદનામ કરનાર હોવાથી તેના પ્રત્યે સ્વામીજીને ઘૃણા હતી.

**દંડવત્ :** એક દિવસ એક મનુષ્યે સ્વામીજીની પાસે આવીને અભિવાદનરૂપે કહ્યું, ''સ્વામીજી ! દંડવત્.'' તેનો ઉપહાસ કરતા સ્વામીજીએ કહ્યું કે, ''તમે જ દંડવત્ બનો.'' અહીં સ્વામીજીનો નિવાસ માત્ર ૩-૪ દિવસ રહ્યો.

**ફરી કર્ણવાસ :** માગશરના અંતમાં સ્વામીજી ફરી કર્ણવાસ પધાર્યા. અહીં પૂર્વ નિવાસ સમયે સ્વામીજી સાથેના શાસ્ત્રાર્થમાં પં. અંબાદત્તની હાર થઈ હતી. તેના મોંઢાની મેંશ ધોવા પૌરાણિકોએ અનૂપ શહેરથી પં. હીરાવલ્લભ શાસ્ત્રીને તેડાવ્યા. તેઓ ઉચ્ચ કોટિના શાસ્ત્રજ્ઞ વિદ્વાન હતા.

**પં. હીરાવલ્લભ સાથે શાસ્ત્રાર્થ :** સંવત ૧૯૨૪ પોષ સુદ ૧૦ રવિવાર (૫ ડિસેમ્બર, ૧૮૬૭) પં. હીરાવલ્લભ કર્ણવાસ આવ્યા. નજીકનાં ગામોથી લગભગ ચાર હજાર બ્રાહ્મણો-પંડિતો શાસ્ત્રાર્થ જોવા - સાંભળવા આવ્યા. પંડિતજી ઘોર મૂર્તિપૂજક હતા. શાસ્ત્રાર્થ સ્થાન પર આવતાં જ તેમણે એક સુંદર સિંહાસન પર પોતાના આરાધ્ય દેવોની મૂર્તિઓની સ્થાપના કરી અને શાસ્ત્રાર્થના પ્રારંભમાં તેમણે પ્રતિજ્ઞા કરી કે, ''દયાનંદને પરાસ્ત કરીને તેઓના જ હાથે દેવમૂર્તિઓને ભોગ ધરાવીને જ હું ઊઠીશ.'' આ અત્યંત મહત્ત્વપૂર્ણ શાસ્ત્રાર્થ છ દિવસ ચાલ્યો. (તેના વિષયો અને વિસ્તાર ગ્રંથ ગૌરવ ભયથી અહીં સંભવ નથી. તે માટે ''કર્ણવાસમાં મહર્ષિ દયાનંદનાં ઐતિહાસિક સંસ્મરણ'' નામનું હિંદી પુસ્તક દૃષ્ટવ્ય છે.)

શાસ્ત્રાર્થના અંતિમ છઠ્ઠા દિવસે બે હજાર મનુષ્યોની હાજરીમાં પં. હીરાવલ્લભે પોતાનો પરાજય સ્વીકાર કર્યો અને સભા સમક્ષ કહ્યું, ''ભાઈઓ, સ્વામીજી પૂર્ણ વિદ્વાન, તપસ્વી અને ત્યાગી બ્રાહ્મણ છે. આજે ધર્મ દિવાકરનો ઉદય થયો છે. જેથી ઘુવડોની પ્રબળતા રહી નથી અને રહેશે પણ નહિ. હવે સૌએ સ્વામીજી સાથે સહમત થઈને સત્ય અને ધર્મની શરણ લઈને પોતાનો ઉદ્ધાર કરવો જોઈએ. સ્વામીજી જે કંઈ કહે છે તે સત્ય છે, વેદોક્ત અને નિર્ભ્રાન્ત છે. એવો મારો નિર્ણય છે.'' તેઓએ એ જ સમયે મૂર્તિઓને સિંહાસન પરથી ઉપાડીને ગંગાના જળમાં પ્રવાહિત કરી દીધી.

સ્વામીજી પં. હીરાવલ્લભ શાસ્ત્રીની ન્યાયપ્રિયતાથી ગદ્ગદ્ થઈ ગયા અને મુક્તકંઠે તેમની પ્રશંસા કરી. નિષ્પક્ષ જનસમૂહે પણ તેમને હૃદયથી અભિનંદન આપ્યાં.

**શ્રદ્ધાનું પૂર :** કર્ણવાસ તથા નજીકનાં ગામોના લોકોમાં સ્વામીજી પ્રત્યે શ્રદ્ધા અત્યંત વૃદ્ધિ પામી. સ્વામીજી પાસે આવીને તેઓ જનોઈ ધારણ કરવા લાગ્યા અને સંધ્યા-ગાયત્રીની શિક્ષા પ્રાપ્ત કરીને જીવનને સફળ બનાવવા લાગ્યા. સ્વામીજીના નિવાસસ્થાન પર એક દિવસ શાસ્ત્રવિધિ અનુસાર યજ્ઞવેદીની રચના કરવામાં આવી અને વિધિપૂર્વક યજ્ઞ કરીને ચાલીસ વ્યક્તિઓનો ઉપનયન—જનોઈ સંસ્કાર કરીને સમારોહ કરવામાં આવ્યો. ક્ષત્રિયોના કુલગુરુઓએ પણ પોતાના શિષ્યોનું અનુકરણ કરીને મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો અને કંઠીઓ ગંગાને સમર્પિત કરી દીધી.

**એક નવ મુસ્લિમ :** ધર્મપુર નિવાસી એક નવ મુસ્લિમે સ્વામીજીને પૂછ્યું કે, ''મહારાજ ! શું અમે પણ કોઈ રીતે શુદ્ધ થઈ શકીએ છીએ ?'' સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, ''જો ધર્મનું આચરણ કરો તો શુદ્ધ થવામાં કોઈ મુશ્કેલી નથી.''

**સૂર્યગ્રહણમાં ભોજન :** સંવત ૧૯૨૪ પોષ વદ અમાસ શુક્રવાર (૨૪ જાન્યુઆરી, ૧૮૬૮)ના રોજ સૂર્યગ્રહણ હતું. ત્યારે અનેક સ્ત્રી-પુરુષો ગંગાસ્નાન માટે આવ્યાં હતાં. સામાન્ય રીતે લોકો ગ્રહણ સમયે ભોજન કરતા નથી. એક મનુષ્યે સ્વામીજીને પૂછ્યું, ''મહારાજ ! ગ્રહણનું સૂતક ક્યાં સુધી માનવું જોઈએ અને ભોજન ક્યારે કરવું જોઈએ ?''

સ્વામીજીએ સહજભાવે કહ્યું, ''સૂતક કોઈ વસ્તુ નથી અને ભૂખ લાગે ત્યારે ભોજન કરવું જોઈએ.'' સદીઓની બદીઓમાં જકડાયેલ આર્યજાતિ રૂઢિઓના કલેવરમાં કેદ પડી હતી. બુદ્ધિમાન અને પંડિતો પણ અંધશ્રદ્ધાના ઓથે જીવતા હતા, ત્યારે સ્વામીજી લોકોને આવી મૂઢ ધારણાઓથી મુક્ત થવાનો આદેશ આપી રહ્યા હતા.

**સ્ત્રીઓને ગાયત્રી જપ અધિકાર :** સ્વામીજીનો ધર્મપ્રચાર માત્ર પુરુષો સુધી મર્યાદિત ન હતો, પરંતુ એ નારી જાતિના ઉત્થાન માટે પણ હતો. કર્ણવાસ નિવાસી ઠાકુર ગોપાલસિંહના ૯૦ વર્ષીય વૃદ્ધા ફઈ હંસાદેવીને સ્વામીજીએ ઓમ્‌ની ઉપાસના અને ગાયત્રીના જપનો ઉપદેશ આપ્યો. જ્યારે શતાબ્દીઓથી નારીને વિદ્યાધિકારથી વંચિત રાખવામાં આવતી હતી. શંકરાચાર્ય જેવાએ પણ **'द्वारं किमेकं नरकस्य'**ના



ઉત્તરમાં **''नारी''** કહેલ છે. તુલસીદાસે નારીને 'તાડન કે અધિકારી' બતાવેલ છે, ત્યારે વર્તમાન યુગમાં સ્વામી દયાનંદે સ્ત્રીઓ માટે વિદ્યાધ્યયનનાં દ્વાર ખોલી નાખ્યાં. હંસાદેવી એ પ્રથમ ભાગ્યશાળી માતા હતી, જેને ગાયત્રી જપનો અધિકાર સ્વામી દયાનંદ દ્વારા પ્રાપ્ત થયો હતો. જે ઈતિહાસની એક ક્રાન્તિકારી ઘટના હતી.

**દયાનંદ અને મોક્ષ :** સ્વામી દયાનંદ પર—ઉચ્ચ વૈરાગ્ય અને અવધૂત અવસ્થામાં રહેતા હોવાથી શા માટે આવા જનકલ્યાણ અને લોકહિતનાં કાર્યો કરી રહ્યા છો ? ખંડન-મંડનની માથાકૂટમાં શા માટે પડ્યા છો ? સર્વ પ્રવૃત્તિઓ છોડીને શા માટે માત્ર મોક્ષ પ્રાપ્ત કરી લેતા નથી ? આવા પ્રશ્નો વિભિન્ન વ્યક્તિઓ દ્વારા કરવામાં આવતા હતા. જેમ કે —

(૧) સ્વામીજીપ્રતિ અત્યંત સ્નેહ અને આદર ધરાવતા ગંગાકિનારે રહેતા એક વયોવૃદ્ધ સંતે કહ્યું કે, ''મહારાજ ! તમે વ્યર્થ પરોપકારના ચક્કરમાં પડ્યા છો. નિવૃત્તિ માર્ગ ગ્રહણ કરીને આ જન્મમાં જ શા માટે મોક્ષ પ્રાપ્ત કરી લેતા નથી ?''

(૨) સ્વામીજીના પ્રિય સાથી સ્વામી કૈલાશપર્વતે પણ પૂછ્યું કે, ''મોક્ષમાર્ગના પરમતત્ત્વને પ્રાપ્ત કરી, સમાધિ સિદ્ધિ બાદ શા માટે લોકહિત અને જનકલ્યાણના બખેડામાં પડ્યા છો ? શું સ્વયં મોક્ષ માટે ઉત્સુક નથી ?''

(૩) પં. ઈન્દ્રમણિએ પણ એ જ વાત પૂછી હતી કે, ''પરમહંસ પદને પ્રાપ્ત કર્યા પછી આપ ધાર્મિક-સામાજિક સુધારના કાર્યમાં શા માટે પડ્યા છો ?''

સ્વામીજીનો ઉત્તર હતો કે, ''હું આ કાર્ય પૂર્વજ ઋષિઓ—ગુરુઓના ઋણથી મુક્ત થવા કરી રહ્યો છું.''

''હું માત્ર મારા એકલાનો જ મોક્ષ નહિ, પરંતુ ત્રિતાપ સંતપ્ત જનસમાજ અનેક પ્રકારના ક્લેશોથી મુક્ત બને અને શ્રેયમાર્ગના યાત્રીઓ બની મોક્ષ પ્રાપ્ત કરે તેમ ઈચ્છું છું.''

અહીં કેટલાક જીવનચરિત્રકારોએ " મને મોક્ષની જરૂર નથી, હું મોક્ષ માટે ઉત્સુક નથી. " એવા અત્યુક્તિ ભરેલા શબ્દોનો પ્રયોગ કરેલ છે. પરંતુ તે યોગ્ય નથી. કારણ કે સ્વામી દયાનંદના ગૃહત્યાગનો એક માત્ર ઉદ્દેશ્ય યોગ દ્વારા મોક્ષ પ્રાપ્તિ કરવાનો હતો. તે માટે તેમણે કઠોરતમ તપશ્ચર્યા કરી હતી. જે આપણે પૂર્વ પ્રકરણોમાં જોઈ ગયા છીએ.

ગુરુ વિરજાનંદ પાસેથી જ્ઞાનપ્રાપ્તિ પછી ગુરુ દક્ષિણામાં આપેલ વચનાનુસાર ગુરુ ઋણથી મુક્ત થવા પ્રવૃત્તિનો પ્રારંભ કરેલ હતો અને વેદાનુસાર જ્ઞાન, કર્મ અને ઉપાસનાની ત્રિવિધ સાધના સાથ-સાથે ચલાવી હતી. જેથી સ્વ તથા અન્યોનો મુક્તિ માર્ગ પ્રશસ્ત કરેલ હતો. આથી પોતાની સાથે અન્યોનો પણ મોક્ષ ઈચ્છતા હતા તેમ કહેવું અધિક યુક્તિસંગત છે.

**વેદ પ્રચારમાં તુલનાતીત આનંદ :** એક દિવસ સાધુ માયારામે કહ્યું, 'દયાનંદ !

તમે આ ખંડન-મંડનના બખેડામાં શા માટે પડ્યા છો ? શા માટે વેર વધારો છો ? અમારી માફક ખાઈ-પી અને વેદપ્રચારમાં મને જે આનંદ આવે છે, તે તુલનાતીત છે.''

**બુલંદ શહેરના કલેક્ટર :** એક દિવસ સ્વામીજી કુટિરમાં હતા ત્યારે બુલંદ શહેરના કલેક્ટર આવ્યા અને પોતાના આગમનની સૂચના મોકલી. સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું, ''અત્યારે મારી પાસે સમય નથી.'' કલેક્ટરે ફરી પુછાવ્યું કે, ''ક્યારે સમય મળશે ?'' સ્વામીજી સામે પુછાવ્યું કે, ''આપને ક્યારે સમય છે ?'' કલેક્ટરે જણાવ્યું કે, ''મને ચાર કલાક પછી બધો સમય જ સમય છે.''

સ્વામીજી આ સાંભળીને કુટિયાની બહાર આવ્યા અને તેઓને આસન આપીને રાજધર્મનો ઉપદેશ આપ્યો. તથા કિંચિત્ વ્યંગપૂર્વક એમ પણ કહ્યું કે, એક સામાન્ય ગૃહસ્થ પર પરિવાર પોષણનો એટલો ભાર હોય છે કે તેને શ્વાસ લેવાનો સમય હોતો નથી. ત્યારે આપની ઉપર તો હજારો મનુષ્યોના સંકટ નિવારણનો ભાર છે. તેમ છતાં આપ કહો છો કે મને ચાર કલાક પછી સમય જ સમય છે – અવકાશ હી અવકાશ હૈ ! સ્વામીજીનો મિત્રભાવે આપેલ આ ઉપદેશ કલેક્ટરને અત્યંત પ્રિય લાગ્યો અને પ્રસન્નતાપૂર્વક ત્યાંથી વિદાય થયા.

**રતિરામ પહેલવાન :** રતિરામને પોતાના બળ પર ખૂબ અભિમાન હતું. તેણે એક દિવસ સ્વામીજીને જોઈને તિરસ્કારભાવથી કહ્યું, ''અરે, આ બાબા તો ખૂબ જ હૃષ્ટ પુષ્ટ છે.'' સ્વામીજીએ વાણીથી કાંઈ ન કહ્યું, પરંતુ પોતાના વિશાળ અને દિવ્ય નેત્રોથી એવી જ્યોતિ નાખી કે તેનું અભિમાન ભાંગીને ભૂકો થઈ ગયું અને તેણે પોતાના અશિષ્ટ વ્યવહાર માટે ક્ષમા માંગી.

**શાસ્ત્રાર્થ વિના પંડિતોનો પરાજય :** એક દિવસ અહમદગઢના પંડિત કમલનયન અને પં. સુખદેવ વગેરે ૧૫-૨૦ વિદ્વાનો અતિશય ક્લિષ્ટ પ્રશ્નો પૂછવા સ્વામીજી પાસે આવ્યા. તેઓ સ્વામીજીના ઓજ, તેજ અને ગૌરવપૂર્ણ મુખમુદ્રા જોઈને એટલા પ્રભાવિત થયા કે કાંઈ પૂછી શક્યા નહિ અને સ્વામીજીના મુખથી ઉપદેશ સાંભળીને સત્ય છે – સત્ય છે કહીને અનુમોદન કરતા રહ્યા. ત્યાંથી જતા માર્ગમાં તેઓએ એવો અનુભવ કર્યો કે આ સંન્યાસીમાં પ્રચંડ આત્મશક્તિ છે, જેથી પ્રતિસ્પર્ધીને હાર સ્વીકારવી પડે છે.

**અસ્તેયવ્રતી દયાનંદ :** એક દિવસ અધ્યાપક નંદકિશોરે સ્વામીજીને મળવા આવતાં રસ્તામાં ખેતરમાંથી વાલોળ (પાપડી)ની સિંગ તોડીને સ્વામીજીને ભેટ ધરી. સ્વામીજી અનાયાસે બોલ્યા કે, ''નંદકિશોર, તમે સિંગો ખેતરના માલિકને પૂછીને તોડી નથી. આ સિંગો ચોરીની છે. માટે હું ગ્રહણ નહિ કરું.'' જેથી નંદકિશોરે શરમાઈને પશ્ચાત્તાપ કર્યો.

**દ્વન્દ્વાતીત દયાનંદ :** સ્વામીજી ઠંડી અને ગરમીથી દ્વન્દ્વાતીત હતા. એક દિવસ



ભયંકર કડકડતી ઠંડીમાં જ્યારે શ્રોતાઓ ગરમ વસ્ત્રો, રજાઈ અને ધાબળા ઓઢીને પણ થરથર ધ્રુજી રહ્યા હતા, નાક અને આંખમાંથી પાણી વહી જતાં હતાં, ત્યારે પણ સ્વામીજી માત્ર કોપીન ધારણ કરીને પદ્માસન લગાવીને ઉપદેશ આપી રહ્યા હતા. ઠંડીનો કોઈ પ્રભાવ તેમના પર જોવામાં આવતો ન હતો.

ઠાકોર ગોપાલસિંહે આનું રહસ્ય પૂછતાં સ્વામીજીએ હસીને ઉત્તર આપ્યો કે, ''બ્રહ્મચર્ય અને યોગાભ્યાસ આનું કારણ છે.'' ઠાકોરે ફરી પૂછ્યું કે, ''અમે આપના યોગબળને કેમ જાણી શકીએ ?'' તે સમયે સ્વામીજીએ પોતાના હાથના અંગૂઠાઓને ગોઠણ પર રાખીને બળપૂર્વક એવા દબાવ્યા કે તરત જ શરીરમાંથી પરસેવો વહેવા માંડ્યો. આ જોઈને લોકો આશ્ચર્યચકિત થયા. સ્વામીજીના યોગ બળ પર પૂર્ણ વિશ્વાસ થઈ ગયો.

**ગંગા કેવી ?** એક દિવસ એક મનુષ્યે આવીને સ્વામીજીને પૂછ્યું કે, ''આપ ગંગાને કેવી માનો છો ?'' સ્વામીજીએ કહ્યું, ''જેવી જોવામાં આવે છે તેવી.'' આગન્તુકે ફરી પૂછ્યું, ''આપને શું જોવામાં આવે છે ?'' સ્વામીજીએ સામે પૂછ્યું કે, ''તમને શું જોવામાં આવે છે ?'' તેણે કહ્યું કે, ''મને તો પાણી દેખાય છે.'' સ્વામીજીએ વિનોદભાવથી મને પણ એ જ દેખાય છે તેમ કહીને સાધારણ વાર્તાલાપથી ગંગાસ્નાનથી પુણ્યનું ખંડન કરી દીધું.

**અંગદ શાસ્ત્રીનો પત્ર :** સ્વામીજીના કર્ણવાસ નિવાસ સમયે પીલીભીત નિવાસી પં. અંગદ શાસ્ત્રીએ સંસ્કૃતમાં એક આત્મશ્લાઘાયુક્ત પત્ર પાઠવેલ. સ્વામીજીએ તેના ઉત્તરમાં પત્રની ભાષાની તથા ભાગવતમાંની અશુદ્ધિઓ બતાવી. જેથી અંગદ શાસ્ત્રી મૌન થઈ ગયા.

**બે અંગ્રેજોનો સાક્ષાત્કાર :** એક દિવસ સ્વામીજી કોઈ સૂચના વિના કર્ણવાસથી ગંગાતટ પર સાંજે ફરવા નીકળી પડ્યા. ભયંકર ઠંડીનું મોજું ચાલી રહ્યું હતું. પવન સુસવાટા મારી રહ્યો હતો. નદીનાં નીર જાણે બરફ બની રહ્યાં હતાં. ઝાડ-પાન ઠરીને ઠીકરાં બન્યાં હતાં. સુસવાતો પવન કાતિલ બાણની માફક શરીરને વીંધી રહ્યો હતો. અજવાળી રાતનો ચંદ્રમા વિમલ વ્યોમમાં પોતાની ધવલ ચંદ્રિકા છાંટી રહ્યો હતો. તેનાં કિરણો ગંગાનાં જળની સાથે સંતાકૂકડી રમી રહ્યાં હતાં. તેવા સમયે સ્વામીજી ગંગાતટની હીમ જેવી રેતી પર માત્ર કોપીન ધારણ કરીને, પદ્માસન લગાવીને ધ્યાનસ્થ બેઠા હતા.

એ રાત્રિના સમયે બદાયૂંના અંગ્રેજ કલેક્ટર તેના પાદરી મિત્ર સાથે શિકારના પ્રયોજનથી ત્યાં આવી ચડ્યા. તેમનાં શરીર તો ગરમ વસ્ત્રોમાં દટાઈ ગયાં હતાં. તેમણે ગંગાતટે લંગોટધારી તપસ્વીના પ્રચંડ, તેજસ્વી શરીરને સમાધિમાં લીન થયેલ નિહાળ્યું. બંને ગોરાઓ ટગર-ટગર જોઈ રહ્યા.

સ્વામીજીની સમાધિ છૂટી, નેત્રો ખોલ્યાં, ત્યારે નજીક આવીને કલેક્ટરે આશ્ચર્યથી પૂછ્યું કે, ''આપને ઠંડી નથી લાગતી ?''

સ્વામીજી કાંઈ ઉત્તર આપે તે પહેલાં સાથેના પાદરીએ વ્યંગ ભાવથી મજાક ઉડાવી કે, ''દરરોજ મફતના માલમલીદા ખાઈને તગડો થયો છે ને ? તેને ઠંડી શાની લાગે ?''

સ્વામીજી સ્થિતપ્રજ્ઞતા ધારણ કરીને નિર્લેપભાવે બોલ્યા, ''સાહેબ, અમે દાળ, રોટી ખાઈએ એમાં માલ શું હોય ? પરંતુ આપ લોકો માંસ, ઈંડાં, મદિરા વગેરે માલ ઉડાવો છો. એટલે જો માલમલીદા ખાવાથી ઠંડી સહન કરી શકાતી હોય તો આવો, વસ્ત્રો ઉતારીને થોડી વાર મારી બાજુમાં બેસી જાઓ.''

આથી પાદરી ઝંખવાણો પડીને વિનમ્ર ભાવથી બોલ્યો કે, ''તો પછી આપ બતાવો કે, આપને ઠંડી કેમ નથી લાગતી ?''

સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું, ''આપ જ કહો, આપનું મોઢું ખુલ્લું રહે છે છતાં ત્યાં ઠંડી કેમ નથી લાગતી ? આપનું મુખ સતત ખુલ્લું રહેવાના અભ્યાસના કારણે ત્યાં ઠંડી સહન કરી શકો છો, એ જ પ્રમાણે મારા શરીરને ઠંડી-ગરમી સહન કરવાનો અભ્યાસ-આદત પડેલ છે.''

બંને અંગ્રેજો નમસ્કાર કરીને વિદાય થઈ ગયા.

**ગઢિયાઘાટ :** સંવત ૧૯૨૪ ચૈત્ર સુદમાં સ્વામીજી સોરોં નજીકના ગામ ગઢિયાઘાટ આવ્યા. આ સમયમાં સ્વામીજીની કીર્તિ ખૂબ જ પ્રસરી ચૂકી હતી.

**બલદેવગિરિ :** સોરોં નિવાસી ગોસાંઈ બલદેવગિરિ, પં. નારાયણ ચક્રાંકિત તથા અન્ય પંડિતો સ્વામીજી પાસે આવ્યા. વાર્તાલાપમાં આ ચક્રાંકિતો થોડી મિનિટોમાં નિરુત્તર થઈ ગયા અને બલદેવગિરિ સ્વામીજીના ભક્ત બની સેવા અને આતિથ્ય કરતા રહ્યા.

**ઉદ્દંડ ઠાકોર :** સ્વામીજીના વૈષ્ણવમત-ખંડનથી નિમ્બાર્ક મતાનુયાયી એક ઠાકોર અને તેના ત્રણ સાથીદારો તલવાર અને લાઠી લઈને સ્વામીજીને મારવા માટે આવ્યા. પરંતુ બલદેવગિરિની સતર્કતાને કારણે તેઓ પોતાના ઉદ્દેશમાં સફળ થયા નહિ.

**સોરોં :** ગોસાંઈ બલદેવગિરિ સ્વામીને આગ્રહ કરીને સોરોં લાવ્યા અને પોતાને ત્યાં અંબાગઢમાં ઉતારો આપ્યો. સ્વામીજીના આગમનના સમાચાર જાણીને વિભિન્ન વર્ગના લોકોનાં ટોળેટોળાં દર્શનાર્થ આવવાં લાગ્યાં. ચક્રાંકિત લોકો વાદ માટે આવ્યા પણ તેઓ એક મિનિટ પણ ટકી શક્યા નહિ. તેના પ્રભાવથી પં. ગોવિંદરામે ચક્રાંકિત મતને તિલાંજલિ આપી દીધી.

**અંગદ શાસ્ત્રી :** સોરોં નજીકના બદરિયા ગામ નિવાસી પં. અંગદરામ શાસ્ત્રી એક પ્રસિદ્ધ પંડિત હતા. તેઓએ સ્વામી વિરજાનંદજીના સોરોં નિવાસ સમયે તેઓ



પાસેથી સિદ્ધાન્ત કૌમુદીનો અભ્યાસ કર્યો હતો. સંસ્કૃતના ધુરંધર વિદ્વાન અને વ્યાકરણના પંડિત હોવાથી તેમની સાથે શાસ્ત્રાર્થ કરતા વિદ્વાનો ભય પામતા હતા. તેઓ શાલિગ્રામની પૂજા અને ભાગવતની કથા કરતા હતા.

સ્વામીજીના સોરોં આગમનના સમાચાર સાંભળીને શાસ્ત્રાર્થની ઈચ્છાથી પંડિત ત્યાં આવ્યા. મૂર્તિપૂજા પર વાર્તાલાપ ચાલ્યો. સ્વામીજીએ યુક્તિ-પ્રમાણોથી તેનું ખંડન કર્યું. અંગદ શાસ્ત્રી કોઈ ઉત્તર આપી શક્યા નહિ. સ્વામીજીએ ભાગવતની આલોચના કરીને તેમાંની અનેક અશુદ્ધિઓ બતાવી. પંડિતજીએ સ્વામીજીના કથનને સત્ય માની સ્વીકાર કર્યો અને સર્વની હાજરીમાં શાલિગ્રામને ગંગામાં પધરાવી દીધો તથા ભવિષ્યમાં ભાગવતની કથા ન કરવાની પ્રતિજ્ઞા લીધી. આનું અનુકરણ કરીને બલદેવગિરિએ તથા અન્ય લોકોએ પણ પોતાની મૂર્તિઓને ગંગામાં પ્રવાહિત કરી દીધી અને સંધ્યા કરવા લાગ્યા. વૃંદાવનના રંગાચાર્ય પ્રતિવર્ષ સોરોં આવીને લોકોને ચક્રાંકિત કરતા હતા, પરંતુ હવે તે આવતા પણ બંધ થઈ ગયા.

**સહપાઠી પં. યુગલકિશોર :** સ્વામીજીના સહાધ્યાયી પં. યુગલકિશોર સોરોં આવ્યા હતા. તેઓ સ્વામીજીને મળવા આવ્યા ત્યારે પં. અંગદ શાસ્ત્રી પણ ત્યાં હતા. તેઓએ સ્વામીજીને કહ્યું, ''મહારાજ આપ બીજાઓને મૂર્તિપૂજા, કંઠી, તિલક, માળા વગેરે છોડવાનું કહો છો. પરંતુ આ સહપાઠીને કેમ કાંઈ નથી કહેતા ?'' સ્વામીજીએ કહ્યું, ''એ મથુરાવાસી છે. તેના પર તેની આજીવિકા ચાલે છે.''

પં. યુગલકિશોર આથી નારાજ થઈને ચાલ્યા ગયા અને ગુરુ વિરજાનંદ પાસે જઈને ફરિયાદ કરી કે, ''દયાનંદ સોરોંમાં પુરાણ, શાલિગ્રામ, કંઠી, તિલકનું ખંડન કરીને અનર્થ કરી રહ્યા છે.'' પોતાના પ્રિય શિષ્ય દયાનંદ દ્વારા સાંપ્રદાયિકતાનો નાશ કરી આર્ષજ્ઞાન તથા વૈદિક કર્મકાંડની દિવ્ય જ્યોતિને પ્રગટાવવાના સમાચાર સાંભળી જરાજીર્ણ પ્રજ્ઞાચક્ષુ ગુરુ અત્યંત પ્રસન્ન થયા. પુલકિત થઈને કહ્યું, ''યુગલકિશોર ! શાલિગ્રામ શું છે ? **'शालीनां यो ग्रामः सः शालिग्रामः'**। જ્યારે શબ્દ જ અશુદ્ધ છે, તો તેની પૂજા જ નિષ્ફળ છે અને કંઠી તિલકાદિનું આર્ષગ્રંથોમાં ક્યાં લખ્યું છે ?'' પં. યુગલકિશોરે ગુરુને દયાનંદના કાર્યનું સમર્થન કરતા જોઈને સ્વયં પોતાની કંઠી તોડીને ફેંકી દીધી.

**કૈલાસપર્વત :** સોરોં નિવાસી સ્વામી કૈલાસપર્વતનો સ્વામીજી સાથે પૂર્વ પરિચય હતો. તેઓ એક દિવસ ગઢિયાઘાટ આવ્યા, ત્યારે સ્વામીજી તેમની કુટિયા પર મળવા ગયા અને વિનોદભાવે કહ્યું, ''અરે ! આવડી નાની કુટિયામાં આવડા મોટા કૈલાસપર્વત કેવી રીતે આવી શક્યા ?''

સ્વામીજીએ વૈષ્ણવ સંપ્રદાયોના ખંડનમાં તેઓને સહાયક થવા અનુરોધ કર્યો. પરંતુ તેઓ સોરોંના વરાહ મંદિરમાં અધિષ્ઠાતા હોવાથી મૂર્તિપૂજા અને પુરાણોનું ખંડન ન કરવાની તેમણે શરત મૂકી, જેનો સ્વામીજી દ્વારા સ્વીકાર કરવાની કોઈ

સંભાવના જ ન હતી. સ્વામી કૈલાસપર્વતે મૂર્તિપૂજા, પુરાણ, એકાદશી-વ્રતોના માહાત્મ્યના પ્રતિપાદનમાં **"સત્ય ધર્મ સંરક્ષિણી"** નામનું એક પુસ્તક લખીને અસહયોગ પણ કર્યો.

**પં. સુખાનંદ :** સોરોંમાં પુરાણાનુસાર વરાહ અવતાર થયેલ હોવાનું માની તેને શૂકરક્ષેત્ર નામથી તીર્થસ્થાન માનવામાં આવે છે. જેથી અહીં ફલિત જ્યોતિષ વગેરે પર બ્રાહ્મણો નિર્ભર રહેતા હતા. એક દિવસ ભાગવતી પં. સુખાનંદ સ્વામીજી પાસે આવ્યા અને જ્યોતિષ વિષયમાં વાર્તાલાપ કર્યો. નવગ્રહ પૂજામાં **"શન્નો દેવી"** મંત્રની શનિની પૂજામાં કલ્પના કરવામાં આવી છે. તેથી સ્વામીજીએ ઉક્ત મંત્રની ભાવપૂર્ણ અપૂર્વ વ્યાખ્યા પ્રસ્તુત કરી. તે સાંભળીને સુખાનંદ મુગ્ધ બની ગયા અને સ્વામીજીના અનુયાયી બની ગયા તથા મૂર્તિઓને ગંગામાં પધરાવી દીધી.

**ભૂલથી સાધુ જલમગ્ન :** સ્વામીજીની તીવ્ર આલોચનાથી મૂર્તિપૂજકો નારાજ થતાં, ઉપદ્રવી લોકો સ્વામીને આઘાત પહોંચાડવા અથવા પ્રાણહરણ કરવા તત્પર થતા હતા. એક રાતે સ્વામીજીને ગંગામાં ડુબાડવા કેટલાક ઉદ્દંડ લોકો આવ્યા, પરંતુ સંયોગવશ સ્વામીજીના નજીકના સ્થાનમાં એક સાધુ સૂતો હતો. ગુંડાઓએ તેને દયાનંદ માનીને ગંગામાં ફેંકી દીધો. જ્યારે તેણે શોર મચાવતા તે દયાનંદ નથી તેમ જાણીને તેને બહાર કાઢ્યો.

**ક્રોધી જાટ :** એક દિવસ સ્વામીજી ઉપદેશ આપી રહ્યા હતા ત્યારે એક કદાવર, વિકરાળ, પહેલવાન જાટ આવી પહોંચ્યો. મુખ પર રોષની આગ, ચડી ગયેલા ભવાં, લાલઘૂમ નેત્રો, હોઠ પીસતો, ખભા પર ડાંગ રાખીને, સભા ચીરીને સડસડાટ સ્વામીજીની સામે આવીને ઊભો રહ્યો. વાણીમાંથી અંગારા ઓકવા માંડ્યો, ''અરે ધૂર્ત, તું સાધુ થઈને મૂર્તિપૂજાનું ખંડન, ગંગામૈયાની નિંદા અને દેવોની વિરુદ્ધ બકવાસ કરે છે ? હવે બોલ જલદી, તારા શરીરમાં ક્યાં આ ડાંગ મારીને તને પૂરો કરી નાખું ?''

સંપૂર્ણ સભા થરથરી ઊઠી, પરંતુ સ્વામીજીએ રતિમાત્ર ચલાયમાન થયા વિના, શાન્ત, ધીર અને ગંભીર મુખમુદ્રા રાખીને હસતાં હસતાં ઉત્તર આપ્યો કે, ''ભાઈ ! મારો ધર્મપ્રચાર તને અપરાધ લાગતો હોય તો તે અપરાધ કરનાર મારું મસ્તક છે. એ જ મને આ વાતો સુઝાડે છે. માટે તું મારા માથા પર જ તારી ડાંગ ઝીંકી દે.''

આમ કહીને સ્વામીજીએ પોતાના નેત્રની જ્યોતિ જાટના નેત્ર પર નાખી. ક્રોધનો ધગધગતો અંગાર જાણે કે જળધારા દ્વારા બુઝાઈને શાંત થઈ ગયો. તે સ્વામીજીનાં ચરણોમાં ઢળી પડ્યો. રડવા લાગ્યો. સ્વામીજીએ કહ્યું, ''તેં કોઈ અપરાધ નથી કર્યો, તેં કશુંય નથી કર્યું. કદાચ તેં મને માર્યો હોત તો પણ શી ચિંતા હતી. જા,



પ્રભુ તને સન્માર્ગ પ્રદાન કરે.''

આ દૃશ્યથી લોકો સ્વામીજીની સહનશીલતા જોઈ અત્યંત પ્રશંસા કરવા લાગ્યા કે સોરોંમાં સાધુ-સંતો તો અનેક આવ્યા, પરંતુ દયાનંદ જેવા જ્ઞાની, નિર્ભય અને ક્ષમાવાન જોવામાં આવ્યા નથી.

## ફરી કર્ણવાસ

**રાવ કર્ણસિંહની તલવાર :** સંવત ૧૯૨૪ વૈશાખ વદ ૧૩ બુધવાર (૨૦ મે, ૧૮૬૮)ના રોજ સ્વામીજીએ ફરી કર્ણવાસ આવીને પહેલા રહેતા તે કુટિરમાં જ નિવાસ કર્યો. અહીં જેઠ સુદ ૧૦ના રોજ ગંગાદશેરાનો પ્રસિદ્ધ મેળો લાગતો હોવાથી હજારો મનુષ્યો ગંગા-સ્નાન માટે એકત્ર થાય છે. તેમાં બરૌલીનો રાવ કર્ણસિંહ પણ આવ્યો હતો. એ વૃંદાવનના વૈષ્ણવ આચાર્ય રંગાચાર્યનો અનુયાયી હતો. તેણે સ્વામીજીની કુટિરથી થોડે દૂર ઉતારો કર્યો હતો.

**રાસલીલા :** એક રાતે કર્ણસિંહના મુકામ પર રાસલીલા રમાતી હતી. સ્વામીજીને પણ થોડા પંડિતો બોલાવવા આવ્યા. સ્વામીજીએ કહ્યું, ''હું એવા નિંદનીય કાર્યમાં ભાગ લઈ શકું નહિ. આપણા પૂજનીય મહાપુરુષોનો તમે વેશ ભજવી રહ્યા છો તે આવું શરમનું કાર્ય ધિક્કારને પાત્ર છે.'' પંડિતોએ સ્વામીજીની વાતમાં મીઠું-મરચું ભભરાવીને રાવને ખૂબ જ ભડકાવ્યો. ઉગ્ર પ્રકૃતિના રાવના ક્રોધનો પારો તો ચડેલો જ હતો.

બીજે દિવસે સાંજે ઉત્તેજિત થઈને પંડિતો અને પોતાના નોકરોને લઈને ખુન્નસભર્યો રાવ સ્વામીજીની કુટિર પર ચઢી આવ્યો. સ્વામીજી ઉપદેશ આપી રહ્યા હતા. શ્રોતાઓ શ્રવણમાં તલ્લીન હતા. એ સમયે રાવની સેના આવી પહોંચી. સ્વામીજીએ ''આવો બેસો'' કહીને સત્કાર કર્યો.

''ક્યાં બેસીએ ?'' કડક સ્વરે રાવ ગર્જી ઊઠ્યો.

''જ્યાં આપની ઇચ્છા હોય ત્યાં.'' તેના અહંકારને જોઈને સ્વામીજી હસીને બોલ્યા.

''અમે તો તમારી બાજુમાં જ બેસીશું.'' પ્રથમથી જ ધૂંધવાયેલો રાવ બોલ્યો. ''ખુશીથી, આવો, બેસો.'' કહી સ્વામીજીએ જરા ખસીને જગ્યા કરી આપી.

રાવ ઝઘડો કરવા માટે જ આવ્યો હતો. એના મદોન્મત્ત કંઠમાંથી વચનો નીકળ્યાં કે, ''સંન્યાસી હોવા છતાં તમે અમારે ત્યાં રાસલીલામાં કેમ ન આવ્યા ?''

સ્વામીજીએ કહ્યું,'' રાવ મહાશય ! તમારા પૂજ્ય પૂર્વજોના વેશ ધારણ કરીને હલકાં માણસોને નચાડો છો અને તમે ક્ષત્રિય હોવા છતાં એ જોઈને ખુશ થાઓ છો. તેની શરમ થવી જોઈએ. કોઈ સાધારણ મનુષ્ય પણ પોતાનાં માતાપિતાના વેશ ધરીને કોઈ નાચે તો તે જોઈને ખુશ થાય ખરા ? તમારો વેશ ધારણ કરીને કોઈ નાચે તો તમે ખુશ થશો ખરા ?''

ઝઘડો કરવા તલપાપડ થયેલા રાવે નવી તરકીબ કાઢી કે, ''તમે ગંગા મૈયાની પણ નિંદા કરો છો; કેમ ?''

"ના, હું ગંગાની નિંદા નથી કરતો. પરંતુ ગંગા જેવી અને જેટલી છે તેવી અને તેટલી જ માનું છું અને વર્ણન કરું છું."

''એટલે ! ગંગા કેટલી છે ?''

સ્વામીજી કમંડળ ઉઠાવીને બોલ્યા, ''મારા માટે તો આ કમંડળ ભરાય એટલી જ છે.''

**"गंगा गङ्गेति''** વગેરે શ્લોકોમાં ગંગાના નામ, કીર્તન, દર્શન અને સ્પર્શથી પાપનો નાશ થાય છે, એમ કહ્યું છે. શું તે ખોટું છે ?''

"એ શ્લોકો કપોલકલ્પિત છે. એ માહાત્મ્ય ગપ્પું છે. પાપનો નાશ અને મોક્ષ તો વેદાનુકૂળ આચરણથી થાય છે.''

કર્ણસિંહના હોઠ ફફડી રહ્યા હતા.

સ્વામીજીએ ફરી પૂછ્યું, ''રાવસાહેબ, તમારા કપાળમાં આ તિલક શાનું છે ?''

''એ ''શ્રી'' છે, તેને ધારણ ન કરનાર ચાંડાળ છે.'' રાવે ફરી ડોળા ફાડ્યા.

''તમે વૈષ્ણવ ક્યારથી થયા છો ?''

''થોડાં વર્ષોથી''

''શું તમારા પિતાજી-પૂર્વજો પણ વૈષ્ણવ હતા ?''

''ના'' ધૂંધવાયેલો રાવ બોલ્યો.

''ત્યારે તમારા કહેવા મુજબ તમારા પિતા-પૂર્વજો અને થોડાં વર્ષો પહેલાં તમે પણ ચાંડાળ હતા તેમ નક્કી થયું ને ?''

આવેશમાં આવેલા રાવનો હાથ તલવારની મૂઠ પર ગયો. એણે ત્રાડ નાખી, ''મોઢું સંભાળીને બોલ.''

રાવની મંડળીના બીજા લોકોના હાથ પણ તલવાર પર ગયા. શ્રોતાઓને ડર લાગ્યો, પરંતુ સ્વામીજીએ નિર્ભયતા અને ધૈર્યપૂર્વક કહ્યું કે, ''શા માટે ડરો છો ? કોઈ ચિંતા નથી. મેં સત્ય જ કહ્યું છે.''

કર્ણસિંહનો ક્રોધ પારો તોડીને બહાર નીકળ્યો. ફણધરની માફક ફૂંફાડા મારતો હોઠ પીસીને ગાળોની વૃષ્ટિ કરવા લાગ્યો. તેનો હાથ વારંવાર તલવારની મૂઠ પર જવા માંડ્યો.

સ્વામીજીએ મંદ હાસ્ય સાથે શાન્ત વાણી ઉચ્ચારી કે, ''રાવ સાહેબ ! વારંવાર તલવાર શું ખખડાવો છો ? જો શાસ્ત્રાર્થ કરવો હોય તો તમારા ગુરુ રંગાચાર્યને બોલાવો. હું તૈયાર છું; અને જો શસ્ત્રાર્થ—હથિયાર વાપરવાં હોય તો આ સંન્યાસીની



સામે નહિ, પરંતુ જયપુર અને જોધપુર જઈને રાજાઓ સાથે લડો.''

કર્ણસિંહનાં નસકોરાં ફૂલવાં માંડ્યાં. લાલઘૂમ નેત્રો સાથે કોપ જ્વાળામાં સળગતો તે તલવાર ખેંચીને સ્વામીજી તરફ ધસ્યો. સ્વામીજીએ એક વાર તો તેને ધક્કો મારીને પાછો ધકેલી દીધો, પરંતુ ફરી તે બમણા વેગપૂર્વક ધસી આવ્યો. સ્વામીજી પર તલવારનો વાર કરવા જતો હતો. ત્યારે સ્વામીજીએ ઊભા થઈને ઝપટ મારીને તેના હાથમાંથી તલવાર ઝૂંટવી લીધી અને તલવારની પીછી-અણીને જમીન સાથે ટેકવીને, મૂઠ પરથી જોરથી દબાવતા તેના 'કડાક' કરતાં બે ટુકડા કરી નાખ્યા.

સ્વામીજીએ રાવનું કાંડું પકડીને કહ્યું, ''કેમ, હવે હું તમારા પર પ્રહાર કરીને બદલો લઉં, એવી તમારી ઈચ્છા છે ?''

રાવનું મોઢું શરમથી ઝંખવાણું પડી ગયું, શરીરમાં કંપારી છૂટી ગઈ.

"રાવ મહાશય ! તમારા અત્યાચારથી ગુસ્સો કરીને હું તમારું બૂરું નહિ કરું. હું સંન્યાસી છું, જાવ પ્રભુ તમને સન્મતિ આપે !''

સ્વામીજીએ તલવારના ટુકડાઓ દૂર ફેંકી દીધા અને રાવ વિદાય થઈ ગયો. તેના ગયા પછી જાણે કોઈ ઘટના ન બની હોય તેમ શાંતિપૂર્વક ઉપદેશ આપતા રહ્યા. ત્યાર બાદ સભાસ્થ લોકોએ આગ્રહ કર્યો કે કર્ણસિંહની પોલીસમાં ફરિયાદ કરવામાં આવે. પરંતુ સ્વામીજીએ કહ્યું, ''એ કદી ન બને, એ પોતાનો ક્ષાત્રધર્મ ચૂક્યો. હું મારા સંન્યાસ ધર્મને શા માટે છોડું ? ક્ષમા આપીને સંતોષ પામવું એ અમારો ધર્મ છે.''

**ધન્ય દયાનંદ :** પ્રાણહરણ સમયે શાંત, ઘાતક પર ક્ષમા, અપકાર પર ઉપકાર અને કોઈ પર દ્વેષ ન રાખનાર એ વેદજ્ઞ, યોગી અને દયાળુ દયાનંદનું જીવન હતું. એ ખરેખર ઋષિ હતા, મહર્ષિ હતા, દેવર્ષિ હતા.

**ફરી પ્રાણહરણનો પ્રયાસ :** કર્ણસિંહ ફરી શરદપૂર્ણિમાના દિવસે ગંગાસ્નાન માટે આવ્યો. તેના મનમાં હજી વેરની આગ ભડભડી રહી હતી. જેથી સ્વામીજી વિરુદ્ધ વૈરાગીઓને ભડકાવ્યા કે સ્વામીજી રાતે સૂતા હોય ત્યારે તેનું માથું કાપી નાખો. હું તમારા બચાવનું બધું ખર્ચ કરીશ. પરંતુ તેઓ ગભરાયા અને સંમત ન થયા. જેથી તેણે પોતાના ત્રણ નોકરોને સ્વામીજીની હત્યા કરવા માટે તૈયાર કર્યા.

મધરાતનો સમય, ચોમેર શાંતિનું સામ્રાજ્ય, ક્યારેક પવનની લહેરખીમાં વૃક્ષ પરનાં પાંદડાંઓનું ખડખડાટ હાસ્ય, ગંગાના પ્રવાહના ઘેરા રવના ગુંજારવ એવી રાતના સમયે સ્વામીજી અને તેમનો સેવક કૈથલસિંહ સૂતા છે.

એ સમયે કર્ણસિંહના ત્રણ નોકરો-ગુંડાઓ હાથમાં ખુલ્લી, ચમકતી તલવારો લઈને ચૂપચાપ ચાલ્યા આવે છે. તલવારો તો ધારદાર છે. પરંતુ તેઓના હૃદય

ધબકારા મારે છે. કલેજાં થરથરે છે. શરીરમાંથી કંપારીનું લખલખું છૂટી જાય છે. એક અવધૂતને મારવાની હામ તેઓના હૈયામાં રહી નહિ. થોડી વાર થંભીને પાછા વળી ગયા.

રાવે ફરી વાર ધમકાવીને તેમને પાછા મોકલ્યા. સ્વામીજી જાગી ગયા. ઘાતક કુટિની નજીક આવ્યા. ત્યારે સ્વામીજીએ એક પ્રબળ ગગનભેદી હુંકાર ગજવ્યો. વીર સંન્યાસીની પ્રચંડ ગર્જનાથી હત્યારાઓના હાથમાંથી તલવારો પડી ગઈ, ભયથી થરથરીને ભાગી નીકળ્યા.

કૈથલસિંહ જાગી ગયો. તેણે સ્વામીજીને અનુરોધ કર્યો કે હત્યારાઓ હજી આવશે. જેથી પ્રાણ રક્ષણ માટે અન્યત્ર ચાલ્યા જઈએ.

સ્વામીજીના મુખમાંથી ગીતાનો – **"नैनं छिन्दन्ति शस्त्राणि...."**નો શ્લોક ગુંજી ઊઠ્યો. તેમણે કહ્યું, "કૈથલસિંહ ! સંન્યાસી ગઢ અને ગુફાના આશરા ક્યાંથી શોધતો ફરશે ? મારો રક્ષણહાર તો પ્રભુ છે. તું ગભરાઈશ નહિ. હું જો ધારત તો એ ત્રણેયના હાથમાંથી તલવારો ઝૂંટવીને તેમને પૂરા કરી શકત."

કૈથલસિંહે ગામમાં જઈને આ સમાચાર આપતા સ્વામીજીના ક્ષત્રિય ભક્તોએ કર્ણસિંહને ત્યાં જઈને લડવા માટે લલકાર્યો. પરંતુ તે ભીરુ સામે આવ્યો નહિ અને રાવના સસરા મોહનસિંહને ખબર પડતા તેણે જમાઈને પોતાનું ભલું ઇચ્છતા હો તો અહીંથી ચાલ્યા જવાની સલાહ આપી અને બીજે દિવસે સિંહનું ચામડું ઓઢેલ શિયાળ જેવો રાવ ત્યાંથી ઘરે ચાલ્યો ગયો અને પાછળથી જાણવા મુજબ તે પાગલ જેવો થઈ ગયો અને માંદો પડ્યો. પોતાના સંપ્રદાય વિરુદ્ધ માંસ, મદિરાનું સેવન કરવા માંડ્યો. પ્રયાગની અદાલતમાં ચાલતો કોઈ મોટી રકમનો કેસ પણ હારી ગયો અને તેની દુર્દશા થઈ. તેને દૈવ વિધાન કહેવું કે અકારણ સંન્યાસીને કષ્ટ આપ્યાનો ઈશ્વરની ન્યાય વ્યવસ્થા અનુસાર મળેલો દંડ ?

**સૈનિકો :** સ્વામીજીના પ્રાણહરણની આ ઘટનાની જાણ તે સમયે રાજઘાટ પર રહેલા પંજાબી સૈનિકોને થતાં તેઓ સ્વામીજી પાસે આવ્યા અને કર્ણસિંહને પાઠ ભણાવવા આજ્ઞા માગી. પરંતુ સ્વામીજીએ તેઓને સ્નેહભાવથી સમજાવીને શાંત કર્યા અને સત્સંગમાં બેસાડીને ઉપદેશ આપ્યો.

**અમ્બાગઢ :** એ સર્વ ઘટનાઓ પછી સ્વામીજી ચાર-પાંચ દિવસ બાદ અમ્બાગઢ આવ્યા. ત્યાં થોડા દિવસ રોકાઈને સરદોલ પહોંચ્યા. ત્યાંના ઠાકોર હુલાસસિંહ તથા અન્ય ક્ષત્રિયોએ સ્વામીજી પાસે શિક્ષા ગ્રહણ કરી. ત્યાર પછી સ્વામીજી શહબાજપુર આવ્યા.

**વ્યાકરણનો સૂર્ય અસ્ત પામ્યો :** શહબાજપુરમાં સ્વામીજીને સંવત ૧૯૨૪ ભાદરવા વદ ૧૩ સોમવાર (૧૮૬૮ સપ્ટેમ્બર ૧૪)ના રોજ સ્વામી વિરજાનંદનું દેહાવસાન થયું તેના સમાચાર મળ્યા. તેથી થોડા ગંભીર થયા અને થોડી વાર મૌન રહીને મુખમાંથી અનાયાસ શબ્દો સરી પડ્યા કે, **"આજે વ્યાકરણના સૂર્યનો અસ્ત થયો છે."**



**શિરચ્છેદનો પ્રયાસ :** અહીં સ્વામીજીને સમાપ્ત કરવાનો નિર્ધાર કરીને બે વૈરાગીઓએ ગંગાપારથી ઠાકોર ગંગાસિંહ પાસે આવીને કહ્યું, "અમારે એ ગપાષ્ટક દયાનંદનો શિરચ્છેદ કરવો છે માટે તમારી તલવાર આપો." ઠાકોર સ્વામીજીના ઉપદેશથી તેમના ભક્ત બની ગયા હતા. તેથી તેમને ધમકાવીને કાઢી મૂક્યા. સ્વામીજી પાસે આવીને આની જાણ કરી.

સ્વામીજીએ ઉદાસીનભાવથી કહ્યું, "તમે કાંઈ ચિંતા કરશો નહિ. એની કોઈ તાકાત નથી કે મારી હત્યા કરી શકે." તેમ છતાં ઠાકોરે સ્વામીજીની રક્ષા માટે સિપાઈઓનો પહેરો રાખ્યો.

**કકોડા :** શહબાજપુરથી સ્વામીજી કાદિરગંજ અને નરદૌલીમાં પ્રચાર કરતાં સંવત ૧૯૨૫ કારતક સુદ ૧૩ ગુરુવાર (૧૮૬૮, ઑક્ટોબર ૨૯) કકોડા નામના સ્થાન પર ગંગાસ્નાનના મેળામાં પ્રચારાર્થ આવ્યા. અહીં સ્વામીજીની સાથે અનેક ભક્તો અને પ્રશંસકો પણ હતા. મેળામાં ઊંચા આસન પર મંચ બનાવી પ્રચારની વ્યવસ્થા કરી. અનેક વૈષ્ણવો, પાદરીઓ અને મૌલવીઓએ આવીને પ્રશ્નો કર્યા. પરંતુ બધા શાંત અને મૌન બનીને ચાલ્યા ગયા.

**પાદરી સાથે વાર્તાલાપ :** ધાર્મિક વિષયોપરાંત એક અંગ્રેજ પાદરી સાથે નિમ્ન પ્રશ્નોત્તર થયા.

**પાદરી :** "આપ ખુલ્લા શરીરે કેમ રહો છો ?"

**સ્વામીજી :** "એથી મને સુખ મળે છે. આપનાં વસ્ત્રો પર રજ પડે તો મેલાં થઈ જશે. મારા શરીર પર રજ-માટી પડે તો કોઈ ચિંતા નથી, કારણ કે પ્રથમથી જ માટી રમાવી–ચોપડેલી છે."

**પાદરી :** "આપ આટલા બધા હૃષ્ટ-પુષ્ટ કેમ છો ?"

**સ્વામીજી :** "એનું કારણ સંતોષ છે."

**પાદરી :** "આપ ખૂબ માલ ખાતા હશો ?"

**સ્વામીજી :** "આપ મારી સાથે જંગલમાં રહીને જોઈ શકો છો કે હું શું માલ ખાઉં છું."

**પં. ઉમાદત્ત :** આ પંડિતજી અન્ય બ્રાહ્મણો સાથે મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ કરવા આવ્યા. પરંતુ ટકી શક્યા નહિ, જેથી તેમણે એકલવ્યનું દૃષ્ટાન્ત આપીને મૂર્તિપૂજાને સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો.

સ્વામીજીએ કહ્યું, "એક અજ્ઞાની વનવાસીનું કર્મ પ્રમાણ બની શકે નહિ. કોઈ અન્ય પ્રમાણ આપો." તેઓ નિરુત્તર થઈને ચાલ્યા ગયા.

**પં. શ્યામલાલ :** કાયમગંજ નિવાસી પં. શ્યામલાલ સ્વામીજીને મળવા આવ્યા. સ્વામીજીએ તેમને વ્યવસાય વિષયમાં પૂછતાં તેમણે કહ્યું કે, "પુરાણોની કથા વાંચીને ગુજરાન ચલાવું છું. અત્યારે બ્રહ્મવૈવર્ત પુરાણમાં શ્રીખંડની કથા ચાલે છે."

સ્વામીજીએ વિનોદભાવથી કહ્યું, ''પંડિતજી કથા જલદી પૂર્ણ કરી નાખો. અન્યથા તમારી હાનિ થશે, કારણ કે ૨૦ દિવસ પછી આ શરીર ત્યાં પહોંચી જશે. અર્થાત્ હું ત્યાં આવીને તેનું ખંડન કરીશ.''

**ગોવિંદદાસ વૈરાગી :** કાયસ્થ ગોવિંદદાસ વૈરાગી ગૃહત્યાગ કરીને વૈરાગી બની ગયો હતો અને લોકોને માત્ર ''**હરિ ભજો સર્વ ધંધા છોડો**''ની અકર્મણ્યતાનો પ્રચાર કરતો હતો.

સ્વામીજીએ તેને કહ્યું, ''સંસારના સર્વ કર્મોને છોડવાનો તમારો ઉપદેશ નિરર્થક છે, કારણ કે ભોજનાદિ કાર્ય શું છોડી શકાય છે ? જીવનનિર્વાહ માટે જરૂરી કાર્ય પણ છોડી શકાતાં નથી. જેથી શુભકાર્ય છોડવાનો તમારો ઉપદેશ આપવો પણ હિતકર નથી.'' આથી વૈરાગી મૌન થઈ ગયો. મધ્યકાલીન ભક્તિમાર્ગથી દેશવાસીઓ અકર્મણ્ય બનીને આળસુ, પ્રમાદી અને મિથ્યા વૈરાગ્યવાન બનતા હતા, તેનું સ્વામીજી ખંડન કરતા હતા.

**કાયમગંજ :** સંવત ૧૯૨૫ કારતક વદ ૧૧ બુધવાર (૧૮૬૮ નવેમ્બર ૧૦)ના રોજ સ્વામીજીએ કાયમગંજ આવીને હરિશંકર પાંડેયના શિવાલયમાં નિવાસ કર્યો. સ્વામીજી અહીં સંધ્યોપાસન, ગાયત્રી જપ, અગ્નિહોત્ર, બલિવૈશ્વદેવ વગેરે નિત્ય કર્મોનો ઉપદેશ આપતા હતા.

**ત્રિકાળ સંધ્યા નિષેધ :** લોકોના પૂછવાથી સ્વામીજીએ સંધ્યાકાળ સવાર અને સાંજ માનવામાં આવેલ હોવાથી ત્રિકાળ સંધ્યાનો નિષેધ કર્યો.

**સત્યનારાયણ કથા :** સત્યનારાયણ વ્રત કથાની માનતા રાખીને જે લોકો ધનવાન બનવાનાં સપનાં જુએ છે, તેનું ખંડન કરતાં સ્વામીજીએ કહ્યું કે, ''ધનોપાર્જન તથા વિદ્યાપ્રાપ્તિ એ શ્રમ દ્વારા સાધ્ય છે. આવી મિથ્યાવ્રત કથાઓથી લોકો પુરુષાર્થરહિત અને અકર્મણ્ય બને છે.''

**પાદરી અનલન :** એક દિવસ ઈસાઈ પાદરી અનલન અને પાદરી હરપ્રસાદ વાર્તાલાપ માટે આવ્યા અને બગીચામાં સ્વામીજીથી ઊંચા આસન પર બેઠા. સ્વામીજીના ભક્તોએ તેને અશિષ્ટ અને અનુચિત બતાવતા સ્વામીજીએ કહ્યું કે, ''ઊંચાં કે નીચા સ્થાન પર બેસવાથી કોઈ તે સમાન બની જતા નથી. પક્ષીઓ ઊંચા સ્થાન પર બેસે છે, તેથી કાંઈ તે ઊંચાં-મહાન બની જતાં નથી.''

પાદરીઓએ પાપ ક્ષમા થાય કે નહિ તેમ પૂછતાં સ્વામીજીએ પાપ ક્ષમા થઈ શકતાં નથી તેમ જણાવેલ.

પાદરી હરપ્રસાદે કહ્યું કે, ''સ્વામીજી સંસ્કૃત બોલે છે. પરંતુ અમે એ ભાષા જાણતા નથી.'' ત્યારબાદ તેઓ ચાલ્યા ગયા.

**ભોજન-શયન :** સ્વામીજી પૂર્વવત્ ભોજન માટે કોઈ પાસે યાચના કરતા નહિ અને પ્રતિજ્ઞાનુસાર જે કંઈ મળે તે ગ્રહણ કરી લેતા. રાતે પોતાના સ્થાનમાં એકલા



રહેતા. ભયંકર ઠંડીમાં પણ કોઈ કામળો ઓઢાડી જતા તો તેને ઉતારી નાખતા હતા. આ રીતે એક તપસ્વી અવધૂત યોગી જેવું જીવન વિતાવતા હતા.

કાયમગંજથી માગશર સુદ-૧૯૨૫માં સ્વામીજી કમ્પિલ થઈને શુક્રુલ્લાપુર થોડા દિવસો રોકાઈને ફર્રૂખાબાદ ગયા. ત્યાં ગંગા કિનારાનાં અનેક નગરોના સમરાંગણમાં ધર્મયુદ્ધ ખેલતા એકલવીર મહારથી દયાનંદ વિજયકૂચ કરતાં આગળ ધપી રહ્યા છે.

• • •

# સમરાંગણે – વિજયકૂચ

## ફર્રુખાબાદ

સંવત ૧૯૨૫ પોષ મહિનામાં સ્વામીજી બીજી વાર ફર્રુખાબાદ આવ્યા અને લાલા જગન્નાથના વિશ્રામઘાટ પર નિવાસ કર્યો. અહીં લગભગ છ મહિના રહ્યા. આ સમયે સ્વામીજીની કીર્તિ ખૂબ ફેલાઈ હતી. પ્રતિદિન હજારો મનુષ્યો ઉપદેશ, શ્રવણ અને શંકા-સમાધાન માટે આવતા હતા તથા સંધ્યા-ગાયત્રી શીખતા હતા. દાર્શનિક વિદ્વાન પં. વિશ્વંભરદાસ સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈને તેઓના શિષ્ય બની ગયા.

**વૈશ્યોને યજ્ઞોપવીત :** સ્વામીજીના તીવ્ર ખંડનથી અનેક લોકોએ મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો. અનેક પંડિતો અને વૈશ્ય લોકોએ સ્વામીજી દ્વારા યજ્ઞોપવીત ધારણ કર્યાં. તેનો પ્રારંભ પં. જગન્નાથથી થયો અને ત્યાર બાદ અગિયાર પંડિતોનો સં. ૧૯૨૫ ચૈત્ર સુદ–૧ રવિવાર (૧૮૬૯ માર્ચ ૧૪)ના દિવસે યજ્ઞોપવીત સંસ્કાર વિધિપૂર્વક થયો. અનેક વૈશ્યોને સ્વામીજીએ વિશ્રાંતઘાટ પર સંસ્કાર કરાવીને જનોઈ ધારણ કરાવી.

પૌરાણિક પંડિતોએ વિરોધ કર્યો કે, ''આ યજ્ઞોપવીત અત્યંત અનિષ્ટકારી બનશે. કારણ કે એક તો ગણેશ પૂજન કરવામાં આવેલ નથી. બીજું શુક્રના અસ્ત સમયે કરેલ છે.''

સ્વામીજીએ આનું સમાધાન કર્યું, ''યજ્ઞોપવીત ગ્રહણમાં ગણેશ પૂજનનું કોઈ આર્ષ વિધાન નથી અને અમારો શુક્ર – **તદેવ શુક્રં તદ્ બ્રહ્મ** – (યજુર્વેદ : ૩૨ : ૧) શુદ્ધ તેજસ્વી પરમાત્મા છે. તેનો કદી પણ અસ્ત થતો નથી.''

**પં. શ્રી ગોપાલ સાથે શાસ્ત્રાર્થ :** સ્વામીજી સામે આ પંડિતો કાંઈ બોલી શક્યા નહિ. જેથી મેરઠના શ્રી ગોપાલ શાસ્ત્રીને શાસ્ત્રાર્થ માટે તેડી લાવ્યા. તેઓ પોતાની સાથે સેંકડો પ્રશંસકો અને અનુયાયીઓ પણ લાવ્યા. પં. પીતામ્બરદાસને મધ્યસ્થ નિયુક્ત કરવામાં આવ્યા. મૂર્તિપૂજા વિષય પર શાસ્ત્રાર્થનો પ્રારંભ થયો.

પં. શ્રી ગોપાલે મનુનો **''દેવતાભ્યર્ચનં ચૈવ સમિદાધાનમેવ ચ''** એ શ્લોક બોલીને તેમાંના દેવતા શબ્દનો અર્થ મૂર્તિ બતાવ્યો.

સ્વામીજીએ યુક્તિ અને પ્રકરણ ક્રમથી એ સિદ્ધ કરી બતાવ્યું કે, અર્ચન શબ્દનો અર્થ સત્કાર થાય છે. જેથી યજ્ઞ વગેરેમાં વિદ્વાનોનો સત્કાર કરવો એ દેવપૂજા છે.

ત્યારબાદ પં. શ્રી ગોપાલે થોડી આડીઅવળી વાતો કરી, પરંતુ મૂર્તિપૂજા સિદ્ધ કરી શક્યા નહિ અને પલાયન કરી ગયા.



**કાશીના પંડિતોની વ્યવસ્થા :** આ પરાજય અસહ્ય થતાં પં. શ્રી ગોપાલ થોડા બ્રાહ્મણોને લઈને કાશી ગયા અને કાશીના પંડિતોના હસ્તાક્ષરોમાં મૂર્તિપૂજાના સમર્થનમાં એક વ્યવસ્થા-પત્ર પ્રાપ્ત કર્યો.

ફર્રુખાબાદ આવીને શ્રી ગોપાલે ગંગાની રેતીમાં વાંસ રાખીને તેમાં એક ઝંડામાં – **ધર્મધ્વજોઽયમ્** લખીને ફરકાવ્યો. માણસોને ભેગા કરીને વ્યવસ્થાપત્ર વંચાવીને તેમણે ખૂબ કોલાહલ મચાવ્યો.

સ્વામીજીને આ સમાચાર મળતાં તેના છળકપટથી પરિચિત હોવાથી જણાવ્યું કે, ''શાસ્ત્રાર્થ કરવો હોય તો મારી પાસે આવો. હું તૈયાર છું, પરંતુ આવો શોર-બકોર કરવો વ્યર્થ છે.''

શ્રી ગોપાલે ઉત્તરમાં કહ્યું કે, ''સ્વામીજીએ વિશ્રાંતઘાટમાં પોતાના નિવાસ પર મંત્રપ્રયોગથી એક ખીલી મારી છે. જેથી હું ત્યાં જાઉં તો મારો પરાજય થાય.''

શ્રી ગોપાલે આ રીતે અશાંત વાતાવરણ ઉત્પન્ન કરતા જિલ્લા કલેક્ટરે બે સિપાહીઓને સ્વામીજીના નિવાસ પર સુરક્ષા માટે રાખ્યા. ત્યાર બાદ શ્રી ગોપાલને બોલાવીને ધમકાવતાં તે નગર છોડીને ચાલ્યો ગયો.

**જ્વાલાપ્રસાદ દારૂડિયો :** શ્રી ગોપાલનો સાથી જ્વાલાપ્રસાદ દારૂ પીને એક વામમાર્ગી પંડિતને પાલખીમાં બેસાડી સ્વામીજી પાસે આવ્યો અને અશિષ્ટતાપૂર્વક સ્વામીજીને ગાળો ભાંડવા માંડ્યો. આવા મૂર્ખ સાથે વાત કરવી વ્યર્થ જાણીને સ્વામીજી ત્યાંથી ઊઠીને ચાલ્યા ગયા. પરંતુ સ્વામીજીના ભક્તોએ તેને મારીને કાઢી મૂક્યો. સ્વામીજીએ આવીને ભક્તોને ઠપકો આપ્યો કે જરૂરતથી વધુ કઠોરતા બતાવવાની આવશ્યકતા ન હતી.

**હું સત્ય જ બોલીશ :** બીજા દિવસે લાલા જગન્નાથે સ્વામીજીને પૂછ્યું કે, ''દુષ્ટ જ્વાલાપ્રસાદ કેસ કરે તો આપ શું કહેશો ?'' સ્વામીજીએ કહ્યું, ''હું જે કંઈ બન્યું તે સત્ય જ બોલીશ. અસત્ય આચરણ કરાય નહિ.'' પરંતુ આવો કોઈ કેસ થયો નહિ.

**ઈશ્વર મારો રક્ષક છે :** જ્વાલાપ્રસાદનો એક સંબંધી ઠાકુરદાસ વીસ-પચીસ મનુષ્યોને લઈને સ્વામીજીને મારવા આવ્યો. પરંતુ સ્વામીજીના સામર્થ્ય અને પકડાઈ જવાના ભયથી પાછો ચાલ્યો ગયો. આ બાજુ લાલા જગન્નાથ પણ થોડા સાથીઓ લઈને આવ્યા, પરંતુ દુષ્ટો તે પહેલાં જ પલાયન કરી ગયા હતા.

સ્વામીજી પર થતા વારંવારના આવા હુમલાઓથી લાલા જગન્નાથે સ્વામીજીને વિનંતી કરી કે, ''આપ વિશ્રાંત ઘાટના નીચેના ભાગમાં નિવાસ કરો. જેથી આપની સુરક્ષા થઈ શકે.'' સ્વામીજીએ અવિચળ ભાવે કહ્યું, **''અહીં આપ મારી રક્ષા કરશો. પરંતુ અન્યત્ર કોણ કરશે ? હું તો સર્વત્ર એકલો જ ભ્રમણ કરું છું. મારા પ્રાણહરણની અનેક ચેષ્ટાઓ કરવામાં આવી છે. પરંતુ સર્વરક્ષક પરમાત્મા જ મારો રક્ષક છે.**

આથી હું સર્વથા નિર્ભય છું.''

**નિર્બળ પર દયા :** એક દિવસ ગોવર્ધનદાસ બાબા નામના એક વૈરાગીએ એક દુષ્ટ મનુષ્યને સ્વામીજીને અપમાનિત કરવા મોકલ્યો. તેણે સ્વામીજીને પૂછ્યું, ''તમે ગંગાને મુક્તિદાત્રી માનો છો કે નહિ ?'' સ્વામીજીએ સ્પષ્ટભાવે કહ્યું, ''નહિ.'' આ સાંભળીને તે ગુંડાએ સ્વામીજી તરફ જોડાનો ઘા કર્યો, જે વચમાં જ રહી ગયો અને તે ભાગવા માંડ્યો. સત્સંગમાં બેઠેલા સાધ જાતિના લોકોએ તેને પકડીને માર્યો. પરંતુ સ્વામીજીએ તેને છોડાવીને કહ્યું કે, ''તેણે અજ્ઞાનવશ આમ કર્યું છે. નિર્બળ પર દયા કરવી એ જ સજ્જનોનો ધર્મ છે.''

**સાધની કઢી-ભાતનું ભોજન :** ફર્રૂખાબાદમાં એક સાધ સંપ્રદાય છે. તેને માનનારા સાધ જાતિના લોકોનું ભોજન બ્રાહ્મણો કરતા નથી. એક દિવસ એક સાધ સ્વામીજી માટે કઢી અને ભાતનું ભોજન લાવ્યો. સ્વામીજીએ પ્રસન્નતાપૂર્વક તેનું ગ્રહણ કર્યું. આથી બ્રાહ્મણોએ કહ્યું, ''આપે સાધના હાથનું ભોજન કર્યું છે. આથી આપ ભ્રષ્ટ થઈ ગયા છો.'' સ્વામીજીએ ઉત્તર આપ્યો, ''ભોજન બે પ્રકારે ભ્રષ્ટ થાય છે : એક તો બીજાને દુઃખ-કષ્ટ આપીને ધન પ્રાપ્ત કરીને અન્ન વગેરે ખરીદી ભોજન કરવામાં આવે. અને બીજું ભોજનમાં કોઈ ખરાબ વસ્તુ પડી જતાં તે મલિન બને છે. સાધ લોકોના પરિશ્રમના ધનથી પ્રાપ્ત કરેલ ભોજન ઉત્તમ છે.'' આથી બ્રાહ્મણો નિરુત્તર થઈ ગયા.

**પં. ગંગારામ :** આ કથાવાચક સ્વામીજી સામે શાસ્ત્રાર્થ કરવાની ખૂબ બડાઈ કરતો હતો, પરંતુ સામે આવવાની હિંમત કરતો નહિ. એક દિવસ તેણે પોતાના પુત્ર અને એક શિષ્યને સ્વામીજીના જ્ઞાનની પરીક્ષા કરવા મોકલ્યા. એ આવ્યા ત્યારે સ્વામીજી એક પુરોહિત ગંગાદાસને મનુસ્મૃતિ ભણાવી રહ્યા હતા. તેઓએ આવીને સ્વામીજીને પ્રણામ કર્યા. સ્વામીજીએ **'આયુષ્યમાન્ ભવ'** કહીને ભણાવવાનું ચાલુ રાખ્યું. જેથી પેલા ઉદ્દંડ યુવકો અસંતુષ્ટ થઈને વચ્ચે બોલ્યા કે, ''અહંકારી ચાંડાલ હોય છે.'' સ્વામીજીએ પાઠ પૂરો કર્યા પછી, તેમના આવવાનું કારણ પૂછ્યું. તેઓ ઉદ્દંડતાથી પૂર્વ વાક્ય બોલ્યા. જેથી સ્વામીજીએ કહ્યું કે, ''અહંકાર કોને કહેવાય એ તમને ખબર નથી. મને અહંકારી કહેવામાં શું તમે સ્વયં અહંકાર નથી કર્યો ? કોઈ કાર્ય કે પ્રવૃત્તિ વચ્ચે છોડી દેવી એ અહંકાર નથી.''

યુવકો ત્યાંથી ચાલ્યા ગયા અને પં. ગંગારામ શાસ્ત્રીને સ્વામીજીના મનુસ્મૃતિના પાઠનું વૃત્તાંત કહેતાં પંડિતે સ્વામીજીની વિદ્વતા સામે શાસ્ત્રાર્થ કરવાનો વિચાર જ માંડી વાળ્યો.

**મુસ્લિમો સાથે વાર્તાલાપ :** એક દિવસ ચાર-પાંચ મુસલમાન સ્વામીજી પાસે આવીને પૂછવા લાગ્યા કે, ''આપના વિચારમાં પરમેશ્વરે શ્રી મહમદસાહેબને અમારા માટે મોકલ્યા છે કે નહિ ?'' સ્વામીજીએ કહ્યું, ''મારા ઉત્તરથી તમે અપ્રસન્ન થશો. તમે એનું અનુકરણ કરીને ઠીક ન કર્યું. જ્યારે ચોટલી કપાવીને લાંબી દાઢી રાખવાથી શું ફાયદો ? બાંગ પોકારવી એ શું ખુદાની ઉપાસના છે ?'' સુન્નત વિષયમાં પણ



વાત કરી. તેનો કોઈ ઉત્તર આપ્યા વિના મુસ્લિમો ચાલ્યા ગયા.

**પ્રસાદ ગુંડો શ્રી ચરણોમાં :** એક પ્રસાદ નામના પ્રસિદ્ધ ગુંડાને કોઈએ ચડાવીને સ્વામીજીને મારવા માટે મોકલ્યો. તેણે આવીને સ્વામીજી સાથે થોડી વાર મૂર્તિપૂજા, અવતાર વગેરે વિષયો પર વાતચીત કરી.પરંતુ અંતમાં તેના પર સ્વામીજીના ઉત્તરથી તથા તેમના સૌજન્ય અને સૌમનસ્યપૂર્ણ વ્યવહારનો એવો પ્રભાવ પડ્યો કે તે પોતાની ઉદ્દંડતાને બિલકુલ ભૂલી ગયો. લાઠી ફેંકી દીધી અને સ્વામીજીનાં ચરણોમાં ઢળી પડ્યો. ત્યાર બાદ તે એક સદાચારી બ્રાહ્મણ તરીકે રહેવા લાગ્યો.

**સદ્ધુનો સુધાર :** આ હૃષ્ટ-પુષ્ટ બ્રાહ્મણ નિરક્ષર ભટ્ટાચાર્ય હતો. સ્વામીજી એક દિવસે સવારે ભ્રમણમાં નીકળ્યા ત્યારે તેણે સ્વામીજીને ખૂબ દુર્વચન—ગાળો ભાંડી. સ્વામીજી હસતાં-હસતાં ચાલ્યા ગયા. જેથી ફરી પાછો વધુ દુર્વચન કહેવા સ્વામીજીના નિવાસસ્થાન પર આવ્યો. સ્વામીજીએ તેને અત્યંત પ્રેમ અને મધુર વચનોથી બોલાવીને પાસે બેસાડ્યો. પોતાને ગાળો આપનારને સ્વામીજી પ્રેમ કરે છે તે જોઈને તેનું કઠોર હૃદય પીગળી ગયું અને તે સ્વામીજીનાં ચરણોમાં ઢળી પડ્યો. સ્વામીજીએ તેને આશ્વાસન આપી ઉપદેશ આપ્યો.

**પશુહિંસા-મદ્યપાન :** કાયમગંજના નિવાસી પં. પરમાનંદ ચતુર્વેદી અને પં. બલદેવ પ્રસાદ સ્વામીજીને મળવા આવ્યા અને તેઓએ શિકાર કરવામાં પશુહિંસાજન્ય પાપ તથા મદ્યપાનના દોષો પર વાર્તાલાપ કરતાં સ્વામીજીએ સમાધાન આપ્યું.

**બાળકોના રેતીના ગોળા :** એક દિવસ સ્વામીજી ગંગામાં પગ ફેલાવીને બેઠા હતા. ત્યાં કેટલાક તોફાની છોકરાઓ ભીની રેતીના ગોળા બનાવીને સ્વામીજી તરફ ફેંકીને મારતા રહ્યા. સ્વામીજી અબુધ બાળકોની આ રમત જોતા રહ્યા. કાંઈ બોલ્યા નહિ. પરંતુ આંખમાં રેતીના કણ પડતાં ત્યાંથી ઊઠીને ચાલ્યા ગયા.

**પહેલવાનો દ્વારા બળ પરીક્ષા :** એક દિવસ પહેલવાનો સ્વામીજીના નિવાસસ્થાને બેઠા હતા. સ્વામીજી સ્નાન કરીને આવ્યા. ત્યારે પહેલવાને હસતાં-હસતાં કહ્યું, ''જો સ્વામી વ્યાયામ કરે તો બળમાં કોઈથી ડગે નહિ.'' આ સાંભળીને સ્વામીજીએ પોતાનો લંગોટ નિચોવીને કહ્યું કે, ''તમારામાં બળનું અભિમાન હોય તો આ લંગોટમાંથી પાણીનું એક ટીપું કાઢી બતાવો.'' બધાએ વારાફરતી પ્રયત્ન કરવા છતાં એક ટીપું પણ પાણી નીકળ્યું નહિ, ત્યારે સ્વામીજીએ લંગોટને ફરી નિચોવીને પાણીનાં ટીપાં કાઢી બતાવ્યાં. સ્વામીજીનું બળ જોઈને પહેલવાનો દંગ રહી ગયા.

**ઈસાઈ બનતા બચાવ્યા :** સ્વામીજીના આગમન પૂર્વે અહીંના યુવકો મોટી સંખ્યામાં ઈસાઈ બનવા માંડ્યા હતા. પરંતુ જ્યારે સ્વામીજીએ વૈદિક ધર્મની શ્રેષ્ઠતા અને ઈસાઈ મતનાં ગપ્પાં બતાવ્યાં, ત્યારે યુવકો ઈસાઈ બનતા અટકી ગયા.

**વેશ્યાગામી યુવકનો સુધાર :** એ દિવસોમાં ધનવાન અને જાગીરદાર લોકો

વેશ્યાઓ રાખવામાં પોતાની શાન માનતા હતા. શેઠ પન્નાલાલ સ્વામીજીના શ્રદ્ધાળુ ભક્ત હતા. એક પ્રતિષ્ઠિત વ્યક્તિએ પોતાના દુરાચારી પુત્રને સુધારવા માટે શેઠ પન્નાલાલને સ્વામીજીને પ્રાર્થના કરવાની વિનંતી કરી.

સ્વામીજીએ કુપથગામી એ યુવકને પોતાની પાસે બોલાવીને વેશ્યાગમન તથા તેનાથી થતી હાનિઓનું રુંવાંટાં ખડાં કરી દે તેવું વર્ણન કર્યું. પરિણામસ્વરૂપ એ યુવકે સદાચારપૂર્ણ જીવન વ્યતીત કરવાનો સંકલ્પ કર્યો.

સ્વામી દયાનંદે તેને આશીર્વાદ આપ્યા અને કહ્યું કે, ''સૌમ્ય ! ઈશ્વરકૃપાથી તારું જીવન પવિત્ર બનો અને તારી સદ્‌બુદ્ધિ સદા બની રહે.''

**પં. હલધર ઓઝા સાથે શાસ્ત્રાર્થ :** પં. શ્રી ગોપાલની હાર થયેલ હોવાથી પૌરાણિક પંડિતો શરમથી નીચું જોઈ ગયા હતા. તેથી ત્યાંના નિવાસી લાલા પ્રેમદાસે કાનપુરથી પં. હલધર ઓઝાને બોલાવ્યા.

પં. હલધર તાંત્રિક પંડિત હતો. વિદ્વાનોમાં તેની ધાક હતી. સંવત ૧૯૨૫ જેઠ સુદ ૧૦ શનિવાર (૧૮૬૯ મે ૧૯)ના રોજ મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ પ્રારંભ થયો.પં. હલધરે તરત જ મૂર્તિપૂજા વિષય પ્રકરણ છોડીને મદ્યપાન પર **''सौत्रामण्यां सुरां पिबेत्''** વેદમંત્ર બોલીને યજ્ઞમાં મદિરાપાનનું પ્રમાણ આપ્યું. સ્વામીજીએ તેનું યુક્તિપૂર્વક ખંડન કરીને અહીં સુરાનો અર્થ સોમલતા આદિ ઔષધિઓનો રસ-સોમરસ થાય છે એમ સાબિત કરી બતાવ્યું.

ત્યારબાદ શ્રી ઓઝાએ સ્વામીજીને સંન્યાસીનાં લક્ષણો પૂછ્યાં. સ્વામીજીએ તે લક્ષણો બતાવીને હલધરને બ્રાહ્મણનાં લક્ષણો પૂછ્યાં. પરંતુ તે બતાવી શક્યા નહિ. આથી સ્વામીજીએ ટકોર કરી કે પ્રકરણની બહાર ન જાવ, વિષય પર બોલો.

શ્રી ઓઝા કોઈ રીતે બચવા માગતા હતા, જેથી સ્વામીજીના વચનમાં ''પ્રકરણ'' શબ્દ પકડીને કહ્યું કે, ''પ્રકરણ શબ્દ કેમ સિદ્ધ થાય છે , શી રીતે બને છે ?''

સ્વામીજીએ **'प्र'** પૂર્વક **'कृ'** ધાતુથી **'ल्यूट्'** પ્રત્યયથી સિદ્ધ કરી બતાવ્યું.

**હલધર :** ''**'कृ'** ધાતુ સમર્થ છે કે અસમર્થ ?''

**સ્વામીજી :** ''સમર્થ છે.''

**હલધર :** ''અસમર્થ કોને કહે છે ?''

**સ્વામીજી :** **''सापेक्षोऽसमर्थो भवति''** અપેક્ષા કરનારને અસમર્થ કહે છે.

**હલધર :** આ વાક્ય મહાભાષ્યનું નહિ, પરંતુ આપનું છે.

સ્વામીજીની આજ્ઞાથી પં. વ્રજ કિશોરે મહાભાષ્ય મંગાવીને તે વાક્ય (અ. ૨, પા.૧, સૂ.૧) બતાવી દીધું.

આ પ્રમાણે રાતના દશ વાગ્યા સુધી વાદ ચાલતો રહ્યો. અંતમાં એ નિર્ણય કર્યો કે **''समर्थः पदविधिः''** સૂત્ર જો સર્વત્ર લાગે તો સ્વામીજીનો વિજય માનવો



અને જો એક સ્થાન પર લાગે તો હલધરનો વિજય માનવો.

બીજા દિવસે જેઠ સુદ ૧૧ની શાસ્ત્રાર્થ સભા રાતે ૮ વાગ્યે શરૂ થઈ અને સ્વામીજીએ તે સૂત્રને સર્વત્ર લગાવીને સાબિત કરી આપ્યું. ત્યારે પંડિતોએ હલધરનો પરાજય જાહેર કર્યો.

પરાજયની ઘોષણા થતાં જ હલધર ભયંકર નિરાશામાં ગરકાવ થઈ ગયા, ચહેરો ફિક્કો પડી ગયો, હૃદયથી ભાંગી પડ્યા. તેનો મદ અને ઘમંડ ભાંગીને ભૂકો થઈ ગયાં. તે મૂર્ચ્છા ખાઈને પડવા જતા હતા ત્યારે લોકોએ તેને સંભાળી લીધા અને ઘરે લઈ ગયા.

**પાઠશાળાની સ્થાપના :** લાલા બંસીલાલે એક શિવાલય નિર્માણ કરેલ અને તેમાં શિવલિંગની મૂર્તિની સ્થાપના કરવાના હતા. પરંતુ સ્વામીજીના ઉપદેશથી તેમણે વિચાર બદલી નાખ્યો અને સ્વામીજીની પ્રેરણાથી તે સ્થાનમાં પાઠશાળાની સ્થાપના કરી. જેમાં લગભગ પચાસ વિદ્યાર્થીઓ અષ્ટાધ્યાયીનો અભ્યાસ કરવા દાખલ થયા. પં. વ્રજકિશોરને માસિક ત્રીસ રૂપિયા દક્ષિણા ઠરાવી અધ્યાપક નિયુક્ત કર્યા. તેનો ખર્ચ લાલા પન્નાલાલ આપતા હતા અને વિદ્યાર્થીઓનાં ભોજન, વસ્ત્રનું ખર્ચ લાલા દુર્ગાપ્રસાદ આપતા હતા.

**જલાલાબાદ :** સ્વામીજી ૧૮૬૯ના જૂનના કોઈ દિવસે કોઈ સૂચના આપ્યા વિના શૃંગીરામપુર આવીને એક દિવસ રોકાયા. ત્યાંથી ૧૯૨૫ જેઠ મહિનામાં જલાલાપુર આવ્યા. અહીં પ્રથમ એક વૃક્ષ નીચે બેઠા. પછી પં. શરણદાસ ઉદાસીની કુટિમાં નિવાસ કર્યો. અહીં પં. હકૂમતરાય નામના વિદ્વાન સાથે શાસ્ત્રાર્થ વિષયક પ્રારંભિક ચર્ચા થઈ, પરંતુ પંડિતજીએ પોતાને માથાનો દુઃખાવો હોવાનું બહાનું બતાવ્યું અને દયાનંદ નાસ્તિક છે, એમ કહીને ટાળવાનો પ્રયત્ન કર્યો.

**કન્નોજ :** સંવત ૧૯૨૫ના અષાઢ મહિનામાં સ્વામીજીએ કન્નોજ આવીને કાલિન્દી નદીના તટ પર ગૌરીશંકર મહાદેવના ચબૂતરામાં નિવાસ કર્યો.

**સત્યપ્રિય પં. હરિશંકર :** અહીં પ્રસિદ્ધ વિદ્વાન પં. હરિશંકર સાથે એક મનોરંજક શાસ્ત્રાર્થ થયો. પ્રારંભમાં સ્વામીજીએ તેમનું નામ પૂછતાં તેમણે ઉત્તરમાં ''પોતાનું અને ગુરુનામ લેવું વર્જિત છે.'' એવો શ્લોક બોલ્યા. સ્વામીજીએ કહ્યું કે, ''જ્યારે તમે સંકલ્પ પાઠ કરો છો ત્યારે નામ લો છો કે નહિ ?'' આથી તેઓએ નિરુત્તર બનીને નામ બતાવ્યું.

મૂર્તિપૂજા પર ચર્ચા ચાલી. પંડિતે મૂર્તિપૂજા નિષેધ પર કોઈ શાસ્ત્રીય વચન બતાવવા કહ્યું. સ્વામીજીએ કહ્યું, ''તમે કોઈ વિધિ વાક્ય બતાવો.'' પંડિતે કહ્યું, **''वेदः स्मृतिः सदाचार.....''** મનુવાક્યથી મૂર્તિપૂજા સદાચાર છે. સ્વામીજીએ કહ્યું, ''મનુપ્રોક્ત સદાચાર પંચમહાયજ્ઞ વગેરે છે, મૂર્તિપૂજા નહિ.''

ફરી મનુના ''રાજા પ્રતિમાની રક્ષા કરે.'' એ વાક્ય પર સ્વામીજીએ પ્રતિમાનો મૂર્તિ નહિ, પરંતુ ''તોલ-માપ'' અર્થ છે તેમ કહ્યું. પંડિતે કહ્યું કે, ''પ્રતિમાથી મૂર્તિનું

પૂર્વમીમાંસામાં પણ ગ્રહણ કરેલ છે." સ્વામીજીએ તેનો પ્રતિવાદ કર્યો તો પંડિતે કહ્યું કે,"જો તેમાં એવો લેખ ન મળે તો હું ચોટી અને જનોઈ ત્યાગીને સંન્યાસી બની જઈશ." પરંતુ ઘરે આવીને તેણે પૂર્વમીમાંસામાં જોયું તો સ્વામીજીનું કથન સત્ય સાબિત થયું.

પં. હરિશંકરે બીજે દિવસે સ્વામીજી પાસે આવીને કહ્યું કે, ''હું હારી ગયો, મને સંન્યાસ આપી દો.'' સ્વામીજીએ કહ્યું, ''સંન્યાસ જ્ઞાન અને વૈરાગ્યથી લેવામાં આવે છે. હાર-જીતની પ્રતિજ્ઞાથી લેવાય નહિ.'' તેમ જ સ્વામીજીએ સર્વની સામે તેની સત્યપ્રિયતા અને ધાર્મિકતાની ખૂબ જ પ્રશંસા કરી કે વર્તમાનમાં આવા પંડિતો દુર્લભ છે.

**હું એકલો પર્યાપ્ત છું :** એક દિવસ પં. ગાર્ગીદીન મિશ્રે પં. હરિશંકરને કહ્યું કે, ''દયાનંદને કહો કે મૂર્તિપૂજાનું ખંડન બંધ કરે, નહિ તો હું તેને મારીશ.'' હરિશંકરે આ વાત સ્વામીજીને કરતાં તેઓએ ઉત્તર આપ્યો કે, ''તમે એનાથી ડરો નહિ. બે -ચાર માણસોને મારી ભગાડવા માટે હું એકલો પર્યાપ્ત છું.''

**પં. પુતઈલાલ ભટ્ટાચાર્ય :** આ પંડિત મૂર્તિપૂજા વેદ વિરુદ્ધ છે તેમ સ્વીકાર કરવા છતાં છોડવા માગતા ન હતા. તેઓએ કહ્યું કે,"મારી પાસે ૫૦ વર્ષોથી મૂર્તિઓનું સિંહાસન છે. હવે તેને હું ગંગામાં એકાએક કેમ પધરાવું ?'' સ્વામીજીએ વિનોદભાવે કહ્યું, ''રાતે મૂર્તિઓના મોઢે મિષ્ટાન્ન ચોપડી દેજો, જેથી (ઉંદરો તેને ઉપાડી જશે) તે સ્વયં પધારી જશે.''

**ગયાદીન :** એક દિવસ પં. ગયાદીન સ્વામીજીને મળવા આવ્યા અને પોતાનું નામ બતાવ્યું. ત્યારે સ્વામીજીએ કહ્યું કે, ''જ્યારે દીન (ધર્મ) ગયા (અર્થાત્ ધર્મ ગયો) ત્યારે તમારી પાસે શું બાકી રહ્યું ? આવું અર્થહીન નામ શા માટે રાખવું જોઈએ ?''

**વિભિન્ન ગાયત્રી :** દેશનું એ દુર્ભાગ્ય છે કે સંપ્રદાય અને વર્ણ-જાતિમાં ગાયત્રી મંત્રો પણ જુદા જુદા બનાવી રાખેલ છે. વૈશ્યોમાં ધનપતિ કુબેરના નામે ગાયત્રી પ્રચલિત છે. એક વૈશ્યને તેના ગુરુએ **तत्पुरुषाय विद्महे कुबेराय धीमहि । तन्नोधनदः प्रचोदयात् ॥** બતાવેલ હતી. સ્વામીજીએ કહ્યું કે ગાયત્રી એક જ છે વર્ણાનુસાર જુદી જુદી નથી, અને તેને ગાયત્રી મંત્રનો ઉપદેશ આપ્યો.

સ્વામીજી કન્નોજમાં ૭-૮ દિવસ નિવાસ કરીને બિઠૂર અને મદારપુર થઈને કાનપુર આવ્યા.

**કાનપુર :** સંવત ૨૦૨૫ના અષાઢ મહિનામાં સ્વામીજીએ કાનપુરમાં ભૈરવમંદિર નજીક દરગાહીલાલ વકીલના ઘાટ પર નિવાસ કર્યો.

**અષ્ટગપ અને સત્ય :** સ્વામીજીના આગમનના સમાચાર વાયુવેગે ફેલાઈ ગયા. સેંકડો મનુષ્યો તેમનાં દર્શન અને શંકા-સમાધાન કરવાં માટે આવવા લાગ્યા. સ્વામીજીએ સંસ્કૃતમાં એક વિજ્ઞાપન પ્રકાશિત કરીને અનેક સ્થાનો પર લગાવ્યાં અને વિતરણ કર્યાં. જેમાં આઠ ગપ્પાં ત્યાજ્ય અને આઠ સત્ય ગ્રાહ્ય બતાવ્યાં, જે નિમ્ન છે :



## આઠ ગપ્પાં

(૧) મનુષ્યકૃત સર્વ ગ્રંથો અને બ્રહ્મવૈવર્ત વગેરે પુરાણો.
(૨) દેવતા બુદ્ધિથી પથ્થર વગેરેની પૂજા.
(૩) શૈવ, શાક્ત અને રામાનુજાદિ વૈષ્ણવ સંપ્રદાયો.
(૪) તંત્ર ગ્રંથ, વામમાર્ગ વગેરે.
(૫) મદિરા, ભાંગ વગેરે માદક દ્રવ્યોનું સેવન.
(૬) પરસ્ત્રીગમન—વ્યભિચાર કરવો.
(૭) ચોરી કરવી.
(૮) છળ, કપટ, અભિમાન અને જૂઠ વગેરે.

## આઠ સત્ય

(૧) ઋગ્વેદાદિ ઈશ્વરકૃત ચાર વેદ અને ઋષિકૃત અન્ય ૨૧ ગ્રંથો.
(૨) બ્રહ્મચર્યાશ્રમમાં રહીને ગુરુની સેવા અને સ્વધર્માનુષ્ઠાનપૂર્વક વેદોનું અધ્યયન.
(૩) વેદોક્ત વર્ણાશ્રમ ધર્મ અને સંધ્યાવંદન, અગ્નિહોત્ર વગેરે કર્મો કરવાં.
(૪) ધર્મશાસ્ત્રમાં વર્ણવેલ ઋતુકાલ વગેરેના નિયમો અનુસાર ગૃહસ્થ-ધર્મનું પાલન, પંચમહાયજ્ઞો અને શ્રૌત-સ્માર્ત કર્મો કરવાં.
(૫) શમ, દમ, તપશ્ચરણનું ધારણ, યમથી લઈને સમાધિ સુધી ઉપાસના કરવી અને સત્સંગપૂર્વક વાનપ્રસ્થનું અનુષ્ઠાન.
(૬) વિચાર, વિવેક, વૈરાગ્ય, પરાવિદ્યાનો અભ્યાસ કરવો અને સંન્યાસ ગ્રહણ કરીને સર્વ કર્મોનાં ફળની ઈચ્છાઓનો ત્યાગ.
(૭) જન્મ-મરણ, હર્ષ-શોક, કામ-ક્રોધ, લોભ-મોહ અને સંગદોષના ત્યાગનું અનુષ્ઠાન.
(૮) અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ ક્લેશોથી તથા તમસ્, રજસ્, સત્ત્વ ગુણોથી નિવૃત્ત થઈને પંચભૂતોથી અતીત બનીને મોક્ષરૂપ સ્વરાજ્યની પ્રાપ્તિ.

**બ્રહ્માનંદ દ્વારા વિષવમન :** સ્વામીજીના આ ઉપદેશ અને વિજ્ઞાપનથી કાનપુરમાં હલચલ મચી ગઈ. બ્રહ્માનંદ નામનો એક સંન્યાસી તેજો-દ્વેષની ભઠ્ઠીમાં સળગવા માંડ્યો. તેણે સ્વામીજીને બદનામ કરવા વાતો ફેલાવા માંડી કે, દયાનંદ નાસ્તિક છે, દેવ નિંદક છે, ઈસાઈઓનો એજન્ટ છે, અંગ્રેજ સરકારે તેને હિન્દુઓને ઈસાઈ બનાવવા મોકલેલ છે. તેની પાસે જવું નહિ, તેનું મોઢું જોવું પણ પાપ છે. તેને ભૈરવઘાટથી કાઢી મૂકવો જોઈએ વગેરે બકવાસ કરતો રહ્યો અને એક દિવસ થોડા પંડિતો લઈને સ્વામીજી પાસે શાસ્ત્રાર્થ માટે આવ્યો. પરંતુ સ્વામીજીએ તેને મૂર્ખ અને અવિદ્વાન કહીને રવાના કરી દીધો.

**મંદિરોમાં વ્યર્થ વ્યય :** પં. ગુરુપ્રસાદ અને પં. પ્રયાગનારાયણ એ બંનેએ કૈલાસ અને વૈકુંઠ નામનાં બે મંદિરો બનાવ્યાં હતાં. એ બંને સ્વામીજીને મળવા આવતા તેઓને સ્વામીજીએ કહ્યું કે, ''મંદિર નિર્માણમાં લાખો રૂપિયા વ્યર્થ વ્યય કરવા કરતાં જો તેનો કલા, કૌશલનાં કારખાનાં ખોલવામાં ખર્ચ કર્યો હોત તો અનેક બેકારોને રોજીરોટી મળત, દેશ અને જાતિનું કલ્યાણ થાત. એટલું જ નહિ પણ તમારી કાન્યકુબ્જ જ્ઞાતિની દરિદ્રતાના કારણે કન્યાઓ ૩૦-૩૦ વર્ષની થવા છતાં કુંવારી છે તેના વિવાહ કરી આપત તો કલ્યાણ થાત.'' આથી બંને પંડિતો સ્વામીજીથી રુષ્ટ થઈને ચાલ્યા ગયા.

**શાસ્ત્રાર્થની ઉત્તેજના :** બ્રહ્માનંદે એ બંને ગૃહસ્થોને ઉત્તેજિત કરીને પં. હલધર ઓઝા અને પં. લક્ષ્મણ શાસ્ત્રીને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર કર્યા. સન્ ૧૮૬૯ના જુલાઈ ૩૧ શનિવારનો દિવસ નક્કી કર્યો અને સહાયક કલેક્ટર શ્રી થેયર્સને સર્વસંમતિથી મધ્યસ્થ નિયુક્ત કર્યા, જે સંસ્કૃતજ્ઞ હતા. ભૈરવઘાટની નીચે સભા રાખવામાં આવી. નગરના શેઠ, અમલદાર, અનેક અંગ્રેજો પણ દર્શકોમાં આવ્યા. ૨૦ થી ૨૫ હજાર મનુષ્યોની ભીડ એકત્ર થઈ.

**શાસ્ત્રાર્થ પ્રારંભ :** દિવસના સાડા ચાર વાગ્યે શાસ્ત્રાર્થનો પ્રારંભ થયો. ફરૂખાબાદમાં પરાજય પામેલા હલધર ઓઝાએ પ્રથમ કહ્યું કે, “સ્વામીજી ! આપે વિજ્ઞાપનમાં જે ગપ્પાં - સત્ય લખેલ છે, તે વ્યાકરણની દૃષ્ટિએ અશુદ્ધ છે.''

**સ્વામીજી :** “આવી સાધારણ વાતો તો સંસ્કૃતના વિદ્યાર્થીઓની પાઠશાળાનો વિષય છે. કાલે મારી પાસે આવજો. પ્રમાણ સહિત ઉત્તર આપીશ. અત્યારે હજારો મનુષ્યો એકત્ર થયા છે ત્યારે મૂર્તિપૂજા વગેરે વિષય પર વાદ થવો જોઈએ.''

**હલધર :** ''આપ મહાભારતને પ્રમાણ માનો છો કે નહિ ?''

**સ્વામીજી :** ''હા, માનુ છું.'' ત્યારે ઓઝાએ એક શ્લોક વાંચીને એકલવ્યે દ્રોણાચાર્યની મૂર્તિ બનાવીને સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. જેથી મૂર્તિપૂજા સિદ્ધ થવાનું કહ્યું.

**સ્વામીજી :** “આથી મૂર્તિપૂજા સિદ્ધ થતી નથી. એક જંગલી બાળકને આદર્શ કેમ માની શકાય ? અને એકલવ્યને અસ્ત્ર-શસ્ત્રમાં પ્રવીણતા મૂર્તિપૂજાના કારણે નહિ, પરંતુ તેના નિરંતર અભ્યાસના કારણે પ્રાપ્ત થયેલ હતી.''

**હલધર :** (થોડી વાર ચૂપ રહીને) “જો વેદમાં મૂર્તિપૂજાનું વિધાન નથી તો નિષેધ પણ ક્યાં છે ?''

**સ્વામીજી :** ''જો કોઈ શેઠ પોતાના નોકરને પશ્ચિમ દિશા તરફ જવાનું કહે તેથી અન્ય દિશાઓનો સ્વયં નિષેધ થઈ જાય છે.'' ત્યાર બાદ સ્વામીજીએ શાસ્ત્રોનાં પ્રમાણોથી સિદ્ધ કર્યું કે ઈશ્વર નિરાકાર છે, તેની મૂર્તિ હોઈ શકે નહિ. ઓઝા પોતાના પક્ષમાં કોઈ પ્રમાણ આપી શક્યા નહિ.



**પં. લક્ષ્મણ શાસ્ત્રીએ** પ્રશ્ન કર્યો કે, ''ઈશ્વર સર્વવ્યાપક હોવાથી મૂર્તિમાં પણ છે તો તેના પૂજનમાં શું દોષ છે ?''

**સ્વામીજી :** “જ્યારે ઈશ્વર સર્વવ્યાપક છે તો મૂર્તિમાં શું વિશેષતા છે કે તેની પૂજા કરવામાં આવે ? અને ચેતનને છોડીને જડ-પૂજનનું કોઈ પણ મહત્ત્વ નથી.''

**થેયર્સના પ્રશ્નો :** આ ઉત્તર સાંભળીને હલધર અને લક્ષ્મણ શાસ્ત્રી મૌન થઈ ગયા. ત્યાર પછી સભાપતિ થેયર્સ સાહેબે સ્વામીજીને પ્રશ્ન કર્યો કે, “આપ કોને માનો છો ?'' સ્વામીજીએ એક ઈશ્વરને માનવાનું કહ્યું. થેયર્સ સાહેબ ફરી પૂછ્યું કે, “અગ્નિમાં ઘીનો હોમ કરીને પૂજા કેમ કરો છો ?'' આના ઉત્તરમાં સ્વામીજીએ જડ અગ્નિની પૂજા નહિ, પરંતુ તેના દ્વારા સૂક્ષ્મ થયેલ પદાર્થો વાયુમંડળને શુદ્ધ કરે છે; તેનું પ્રતિપાદન કર્યું. ત્યારબાદ થેયર્સ સાહેબ ઊભા થઈને ચાલ્યા ગયા.

**અસત્યની આંધી :** સભા વિસર્જન થયા બાદ હલધરના સાથીઓએ તેનો જયજયકાર કર્યો અને તેમને ગાડીમાં બેસાડીને ફેરવ્યા. તેમ જ ગુરુપ્રસાદના કહેવાથી ત્યાંના ‘શોલ-એ-તૂર' પત્રમાં પણ સ્વામીજીની હારના સમાચાર છપાવ્યા. સ્વામીજીના ભક્તોને આની જાણ થતાં તેઓએ સભાપતિ થેયર્સ સાહેબ પાસે જઈને શાસ્ત્રાર્થનો લેખિત નિર્ણય આપવા પ્રાર્થના કરી અને તેઓએ નિમ્નલિખિત સંમતિ પત્ર લખી આપ્યો :

**સભાપતિનો નિર્ણય :** ''મહાશયો ! મારી સંમતિમાં શાસ્ત્રાર્થના સમયે દયાનંદ સરસ્વતી સંન્યાસીનો વિજય થયો હતો. તેઓની યુક્તિઓ વેદાનુકૂળ હતી. જો તમે ઈચ્છો તો હું મારી સંમતિની પુષ્ટિમાં થોડા દિવસોમાં પ્રમાણ પણ આપીશ.''

કાનપુર : ૭—૮—૧૮૬૯ આપનો,
ડબલ્યૂ થેયર્સ

**સત્યનો વિજય :** સ્વામીજીના ભક્તોએ થેયર્સ સાહેબની સંમતિનો વૃત્તાંત વિજ્ઞાપનો તથા સમાચારપત્રો દ્વારા પ્રકાશિત કરી દીધો અને સત્યનો વિજય થયો. આથી પ્રભાવિત થઈને લોકોએ પોતાની મૂર્તિઓને ગંગામાં પધરાવવા માંડી જેથી હલધરે પણ એક જાહેરાત ‘શોલ-એ-તૂર'માં છપાવી કે —

''મૂર્તિઓને જળમાં પ્રવાહિત કરશો નહિ, પરંતુ જે લોકો સ્વામીજીના મતને ગ્રહણ કરે તેઓ મહેરબાની કરીને મૂર્તિઓને કૈલાસ અથવા વૈકુંઠના મંદિરમાં પહોંચાડી દે અથવા અમોને જાણ કરે. અમે લઈ જઈશું.''

(હસ્તાક્ષર) ઓઝા હલધર

સ્વામીજીના વિજયનું આથી વધીને બીજું કયું પ્રમાણ હોઈ શકે છે ?

**યોગાસનરૂઢ :** પં. હૃદયનારાયણ અને પં. કાશીનાથ મુન્સિફે સ્વામીજીને સમાધિ અવસ્થામાં બિલકુલ નિષ્કંપન અને નિસ્પંદ—અડોલ જોયા, તે સમયે તેઓના મુખ પર યોગસાધનાજન્ય દિવ્ય આભા ઝબકતી હતી.

**શાસ્ત્રાર્થ પૂર્વ પલાયન :** એક દિવસ થોડા પંડિતો ષડ્વિંશ બ્રાહ્મણનું વચન 'પ્રતિમાઓ હસે છે, રડે છે, નૃત્ય કરે છે.' વગેરે લઈને સ્વામીજીને પરાસ્ત કરવાની આશાથી આવ્યા. સ્વામીજીએ સહજ ભાવથી પૂછ્યું, ''મૂર્તિપૂજાના સમર્થનમાં કોઈ પ્રમાણ લાવ્યા છો.'' પંડિતોએ કહ્યું, ''હા લાવ્યા છીએ.'' સ્વામીજીએ રોચક ઢંગથી ખંડન કરતાં કહ્યું, ''શું ષડ્વિંશ બ્રાહ્મણનું **''प्रतिमा हसन्ति''** એ જ લાવ્યા હશો ?'' આથી સ્વામીજી એ જાણે છે એમ માની પંડિતો પુસ્તક ખોલ્યા વિના જ શાસ્ત્રાર્થ કર્યા વિના જ પલાયન કરી ગયા.

**જાગતી જ્યોત :** ભૈરવ મૂર્તિ સંબંધી ચમત્કારની વાતો વહેતી હતી કે, મંદિરની નજીક સરકારી શસ્ત્રાગારના સિપાઈએ જ્યારે ભૈરવની પ્રતિમાની સવારીને રોકી તો જાગૃત ભૈરવે તેને માર્યો, જેથી તે પડી ગયો. સ્વામીજીએ આ વાત સાંભળીને કહ્યું, ''ભૈરવ શું મારે, સિપાઈ નિદ્રામાં હશે. જેથી પડી ગયો હશે. જો ભૈરવની મૂર્તિ જાગતી જ્યોત છે તો હું તો તેનું દરરોજ ખંડન કરું છું. મને ઉઠાવીને કેમ ફેંકી દેતા નથી ?'' ત્યાર બાદ થોડા દિવસો પછી ભૈરવની મૂર્તિ ગંગાના પ્રવાહમાં તણાઈ ગઈ, જેથી ચમત્કારની વાતો હવામાં ઓગળી ગઈ.

**ઊંટનો ચારો :** શ્રાવણ મહિનામાં એક દિવસે બ્રાહ્મણો શિવલિંગ પર બિલિપત્ર ચડાવીને આવ્યા. સ્વામીજીએ તે જાણીને કહ્યું કે, ''કોઈ ઊંટને બિલિપત્ર ખવડાવ્યાં હોત તો તેનું પેટ ભરાત, પથ્થર પર ચઢાવવાથી શું ફાયદો ?''

**મૂર્તિ ફેંકી, માળા તોડી :** એક પોલીસ હેડ કોન્સ્ટેબલે સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈને નર્મદેશ્વર મહાદેવની મૂર્તિ ફેંકી દીધી અને રુદ્રાક્ષની માળા તોડી નાખી અને કહ્યું, "આનું પાપ કોને લાગશે ?" સ્વામીજીએ મંદ હાસ્યથી કહ્યું, ''પાપ મને લાગશે તેની ચિંતા ન કરો અને પુણ્ય તમને લાગશે.''

**ગંગાતટ પર સામગાન :** મથુરા નિવાસી પં. મોહનલાલ વિષ્ણુલાલ પંડ્યા એક અધ્યાપક મિત્ર સાથે કાનપુર સ્વામીજીનાં દર્શનાર્થે ગયા હતા. સ્વામીજી ગંગાતટ પર અર્ધ બીડેલ નેત્રો અને પદ્માસનમાં બેસીને મધુર સ્વરથી સામવેદનું ગાન કરી રહ્યા હતા.

**દુષ્ટોનું આક્રમણ :** તે સ્થાને થોડી વારમાં સ્વામીજીને મારવા માટે દુષ્ટોનો સમૂહ લાકડીઓ ઘુમાવતો, ઢેફાં ફેંકવા માંડ્યો. એક માણસ લાકડીનો પ્રહાર કરવા જતો હતો, તેની લાકડી પડાવીને સ્વામીજીએ તેને ગંગામાં ધકેલી દીધો. વળી બાજુના વૃક્ષની ડાળી તોડીને સ્વામીજી મુકાબલો કરવા તૈયાર થયા અને સિંહગર્જનાપૂર્વક કહ્યું, ''મને માત્ર સાધુ ન માનતા. તમારા માટે હું એકલો બસ છું.'' સ્વામીજીનો વજ્રઘોષ સાંભળીને દુષ્ટો ચાલ્યા ગયા.

**સુધાર કાર્ય :** આ સમયમાં સ્વામીજી બાલવિવાહ નિષેધ, વિધવાવિવાહ સમર્થન, અસ્પૃશ્યતા નિવારણ, નારી જાતિનું ઉત્થાન વગેરે સુધાર કાર્ય કરતા હતા.

**કુરાન ખુદા કા કલામ નહિ :** એક દિવસ એક મૌલવીએ વાતચીતમાં કહ્યું કે, ''કુરાન ઈશ્વરીય જ્ઞાન – ખુદા કા કલામ હૈ.'' સ્વામીજીએ કહ્યું કે, "જે ગ્રંથની



શરૂઆતમાં 'પ્રારંભ કરતા હૂં અલ્લાહ કે નામ પર, જો બખ્શનેવાલા ઔર રહમ કરનેવાલા હૈ' જ્યાં આ વાક્ય પ્રયુક્ત થયેલ હોય તેનો રચયિતા ઈશ્વર કેમ હોઈ શકે ?'' સ્વામીજીના અકાટ્ય તર્ક પર મોલવી ચૂપ થઈ ગયો.

**મૂર્તિપૂજા ત્યાજ્ય :** એક મનુષ્યે પૂછ્યું કે, ''મૂર્તિપૂજામાં શું દોષ છે ?'' સ્વામીજીએ કહ્યું, ''વેદોમાં મૂર્તિપૂજા વિધાન નથી. તેમ જ જે લોકો કહે છે કે ભાવનાનો પ્રશ્ન છે તો તે પણ ઠીક નથી, કારણ કે કોઈ દરિદ્ર કે ભિક્ષુક ભાવના કરવાથી ચક્રવર્તી સમ્રાટ બની જતો નથી.''

**તારી પાસે લોટો છે ? :** એક દિવસ એક સાધુએ શિવજી પર જળ ચડાવવા સ્વામીજી પાસે લોટો માગ્યો. સ્વામીજીએ કહ્યું, ''પથ્થર પર જળ ચડાવવા લોટાની શી જરૂર છે? મોઢામાં પાણી ભરીને કોગળો કરી નાખ.'' સ્વામીજીનું આ વાક્ય કઠોર જરૂર છે, પરંતુ મૂર્તિઓ પર કૂતરા વગેરે પશુઓ મળમૂત્ર નથી કરતાં ? તેનો મૂર્તિપૂજકોને ક્યારેય વિચાર પણ આવ્યો છે ખરો ?

**ગંગાપુત્રનું ગાલિપ્રદાન :** ગંગાના યાત્રીઓના દાનથી જીવિકા ચલાવનારને ગંગાપુત્ર (પંડા) કહે છે. એક ગંગાપુત્ર પ્રતિદિન નિયત સમયે સ્વામીજીને ગાળો ભાંડ્યા કરતો, પરંતુ સ્વામીજી તેના પર કોઈ ધ્યાન આપતા નહિ.

સ્વામીજીના ભક્તો ફળ, મિષ્ટાન્ન વગેરે તેઓને આપી જતા. એક દિવસ તે વધી પડેલ. તેથી સ્વામીજી તે કોને આપવાં તેમ વિચાર કરતા હતા. ત્યાં ગંગાપુત્ર આવ્યો. સ્વામીજીએ તેને પ્રેમથી બોલાવીને એ બધું તેને આપીને કહ્યું કે, "તું દરરોજ આવ્યા કર, તને મીઠાઈ વગેરે આપીશ." સ્વામીજીએ તેની ગાળોનો કોઈ નિર્દેશ પણ કર્યો નહિ. જેથી પશ્ચાત્તાપપૂર્વક સ્વામીજીના ચરણોમાં પડીને બોલ્યો કે, ''આપની સજ્જનતાએ મારી દુષ્ટતા પર વિજય મેળવ્યો છે. મને ક્ષમા કરો.'' સ્વામીજીએ કહ્યું, ''ભાઈ ! મેં તારી ગાળોને હૃદયમાં સ્થાન જ આપ્યું નથી. જેથી હવે તેને યાદ કરીશ નહિ.'' એમ કહી સ્વામીજીએ તેને આશીર્વાદ આપ્યા.

**વૈદિક કર્મ વિધાન :** સ્વામીજી માત્ર જડપૂજાનું ખંડન જ કરતા નહિ, પરંતુ સાથે વૈદિક આચરણીય કર્મો વગેરેનું વિધાન પણ કરતા હતા. જેમ કે, સંધ્યા આદિ પંચમહાયજ્ઞ, ગાયત્રી જપ, વેદશાસ્ત્ર આદિનું અધ્યયન એ પ્રત્યેક દ્વિજ માટે કર્તવ્ય છે.

**ચોરી પણ પુરાતન છે :** એક બ્રાહ્મણે સ્વામીજીને પૂછ્યું કે, ''મૂર્તિપૂજા પુરાતન– પ્રાચીન છે, તે કરવામાં શું વાંધો છે ?'' સ્વામીજીએ કહ્યું કે, ચોરી કરવી એ પણ પુરાતન છે. **'पुराणमित्येव न साधु सर्वम्'** – માત્ર પુરાતન હોવાથી બધું આચરણીય હોતું નથી.

**પ્રસ્થાન :** સ્વામીજી કાનપુર લગભગ ત્રણ માસ રહીને કોઈને સૂચના આપ્યા વિના એક દિવસ સવારે ચાલી નીકળ્યા. તેઓ પોતાની પાસે માત્ર એક જ લંગોટ રાખતા હતા. અહીં કોઈ સજ્જને નવો લંગોટ આપેલ. તેથી જૂનો લંગોટ પણ તેઓને ભારરૂપ લાગતા અહીં જ છોડતા ગયા.

• • •

# ખાંડવવન – કાશી શાસ્ત્રાર્થ



સંવત ૧૯૨૫ ભાદરવા વદ ૧ મંગળવાર (૧૮૬૯ સપ્ટેમ્બર ૨૧)ના રોજ સ્વામીજી રામનગર – કાશી આવ્યા. માત્ર લંગોટધારી પરિવ્રાજક દયાનંદે કાશી નરેશના રાજમહેલ સામે એક વૃક્ષ નીચે પોતાનું આસન જમાવ્યું. ધારાવાહિક સંસ્કૃતમાં મૂર્તિપૂજાનું ખંડન કરનાર આ સંન્યાસી પ્રથમ હતા. જેના સમાચાર વીજળીવેગે પ્રસરતા અનેક લોકો તેમની પાસે આવવા માંડ્યા.

**સ્વામીજી સત્ય કહે છે :** એક દિવસ કાશીના શ્રી અવિનાશલાલ મેહરોત્રા, મુન્શી હરવંશલાલ તથા ઉદાસીન સંપ્રદાયના આચાર્ય પં. જ્યોતિસ્વરૂપ સ્વામીજીનાં દર્શને આવ્યા. ત્યારે વૃક્ષ નીચે બેઠેલા સ્વામીજી પંડિતો સાથે મૂર્તિપૂજાની આલોચના કરી રહ્યા હતા. બે કલાક આ વાર્તાલાપ સાંભળીને બાબુ અવિનાશલાલે પં. જ્યોતિસ્વરૂપને પૂછતાં તેણે સ્વામીજીની વાતનું અનુમોદન કર્યું કે, સ્વામીજી જે કહે છે તે સત્ય છે.

**વેદમાં મૂર્તિપૂજા નથી :** કાશી નરેશ ઈશ્વરીપ્રસાદે એક દિવસ સ્વામી નિરંજનાનંદને પૂછ્યું કે, ''વેદમાં મૂર્તિપૂજા અથવા રામલીલા, રાસલીલાનું વર્ણન છે કે નહિ ?'' ઉત્તરમાં સ્વામીએ કહ્યું કે, ''વેદોમાં નથી, પરંતુ પરંપરાથી લોકરીતિ ચાલે છે.'' આ રીતે અનેક વિદ્વાનો જાણતા હોવા છતાં વિરોધ કરવાનું સાહસ કરતા નહિ. પરંતુ સ્વામીજીના આગમનથી તેઓમાં સાહસ આવી ગયું.

સ્વામીજીએ લગભગ એક માસ રામનગરમાં નિવાસ કરીને આસો વદ ૨ શુક્રવાર, ઑક્ટોબર ૨૨ના રોજ કાશી આવીને દુર્ગાકુંડ સ્થિત આનંદબાગમાં નિવાસ કર્યો.

કાશી !

અતીત કાળમાં અવનિના આર્યાવર્તના આંગણામાં વિદ્યાના યશોગાનનું – કીર્તિનું ધામ.

પ્રાચીન ભારતના જ્ઞાનવિજ્ઞાનના ઉજ્જ્વળ, ધવલ, નિર્મળ, પવિત્ર ધર્મશાસ્ત્રોનું વિદ્યાધામ.

પરંતુ,

સાંપ્રત સમયનું કાશી માત્ર બની ગયું તીર્થધામ.

અંધશ્રદ્ધા, અજ્ઞાન, વહેમ અને રૂઢિઓના નામે બની ગયું વેપાર ધામ.

**ખાંડવવન :** ધર્મના નામે અનેક પૌરાણિક માન્યતાઓ, સંપ્રદાયો, મત-પંથના ભયાનક હિંસક પશુઓ, ઝેરી સર્પો, મગરમચ્છો, ઘેઘૂર વૃક્ષો, વિષ વેલાઓ, જાળાં, ઝાંખરાં અને કાંટાઓથી ઘનઘોર, દુર્ગમ અને ભયંકર બની ગયું ખાંડવવન.



આ ખાંડવવન કોઈ ધનુર્ધારી અર્જુનની પ્રતીક્ષા કરી રહ્યું હતું, જે એક બાજુ ગાંડીવના ટંકાર સાથે અગનજ્વાળાથી દાવાનળ પેટાવીને તેનાં તમામ દૂષણોને ભસ્મીભૂત કરી નાખે.

બીજી બાજુ દાવાનળને ઓલવવા ઉમટેલા મેઘતાંડવ ખેલનારા અસુરોના દળને ખૂંદી, તોડી, પછાડીને પરાસ્ત કરી નાખે.

એ આર્ષજ્ઞાનના દિવ્ય યોદ્ધા દયાનંદ હાથમાં વેદનું ધનુષ્ય લઈ, તેમાં અડગ આત્મવિશ્વાસની પણછ બાંધી, અદ્ભુત તર્કના તીરોનો ભાથો લઈને કાશીના પટાંગણ-આનંદબાગમાં ઊતર્યા.

એ એકલ પડછંદ બ્રહ્મચારીએ વેદના ધનુષ્ય ઉપર પોતાની સમર્થ શક્તિઓનું સરસંધાન કરી – ''વેદમાં મૂર્તિપૂજા નથી'' એવો જ્યારે ટંકાર કર્યો ત્યારે રિપુદળો–પૌરાણિક પંડિતો ખળભળી ઊઠ્યા.

એ જ્ઞાનના જોગંદરે પંથવાદના પહાડોને હચમચાવવા માંડ્યા.

એ અલખના અવધૂતે વહેમ, અંધશ્રદ્ધા અને અજ્ઞાનતાનાં જામી ગયેલાં જાળાં, ઝાંખરાંઓને ઉખેડવા માંડ્યાં.

એ એકેશ્વરવાદના અણનમ યોદ્ધાએ, મૂર્તિપૂજા, અવતારવાદ, બહુદેવતાવાદના પૌરાણિક પંથવાદના ગઢનાં કાંગરાઓને ગોથલાવી ભોંયભેગા કરવા માંડ્યા. તેના દુર્ગમ દુર્ગને તર્કની તોપોથી ચકનાચૂર કરી જમીનદોસ્ત કરવા માંડ્યા.

એ શાસ્ત્રાર્થ સમરના શૂરા સેનાનીએ, શાસ્ત્રાર્થની સળગતી શમશેર વીંઝવા પૌરાણિક અંધવિશ્વાસ અને રૂઢિઓના ગઢ કાશીમાં ''મૂર્તિપૂજા વેદ વિરુદ્ધ છે'' તેવી ગર્જનાઓ કરવા માંડી.

કાશીના આનંદબાગમાં વૈદિક ધર્મનો ઝંડો રોપીને એ લંગોટબંધ સંન્યાસી દયાનંદે પંડિતોનો પોતાની સાથે શાસ્ત્રાર્થ કરાવવા કાશી નરેશ ઈશ્વરીપ્રસાદને લલકાર કર્યો, સત્યાસત્યના નિર્ણય માટે શાસ્ત્રાર્થનું કહેણ મોકલ્યું.

**વિદ્યાબળની પરીક્ષા :** કાશી નરેશે પંડિતોને બોલાવ્યા. દયાનંદની સિંહ ગર્જનાઓથી ધ્રુજી ઊઠેલા પંડિતોએ પંદર દિવસની મુદત માગી. તે સમય દરમિયાન પંડિતોએ ગુપ્ત રીતે પોતાના વિદ્યાર્થીઓને દયાનંદ પાસે શંકા-સમાધાન દ્વારા તેમના જ્ઞાન-વિદ્યાબળની પરીક્ષા કરાવવા માંડી.

**જનતામાં વિરુદ્ધ પ્રચાર :** પંદર દિવસોમાં પંડિતોએ દયાનંદ વિરુદ્ધ પ્રચારનો વાયુ ફેલાવ્યો કે, દયાનંદ નામનો એક સાધુ આવ્યો છે. તે ભગવાન વિશ્વનાથને ગાળો આપે છે, તે ઈસાઈ છે. ગોરી સરકારનો એજન્ટ છે. તેને કાઢી મૂકવો જોઈએ. એવી વાહિયાત વાતોની ભંભેરણીથી લોકમાનસ ભરી દીધું.

**ઈશ્વર વિશ્વાસી-નિર્ભય દયાનંદ :** ભક્ત બળદેવપ્રસાદે સ્વામીજી પાસે ભયની લાગણી વ્યક્ત કરી કે, ''મહારાજ ! કાશી ગુંડાઓનું નગર છે. અહીં આપ માત્ર એકલા

છો.'' સ્વામીજીએ પોતાના સ્વભાવ અનુસાર ઈશ્વર પર વિશ્વાસ અને નિર્ભયતાપૂર્વક કહ્યું, **''એક ઈશ્વર છે, એક હું છું, એક ધર્મ છે, બીજું છે કોણ ? પછી ભય શાનો ? સત્યનો સૂર્ય પ્રબળ અજ્ઞાન અને અવિદ્યાના અંધકાર પર એકલો જ વિજયી બને છે. જે પક્ષપાતરહિત સત્યનો ઉપદેશ કરે છે, તેને કોઈ ભય હોતો નથી.''**

**શાસ્ત્રાર્થની તૈયારી :** સંવત ૧૯૨૬ કારતક સુદ ૧૨ મંગળવાર (૧૬ નવેમ્બર, ૧૮૬૯) આનંદ બાગમાં શાસ્ત્રાર્થ સમારંભની તૈયારી થવા માંડી. આ સમયમાં બનારસ નગરમાં બ્રિટિશ શાસન હતું, જ્યારે રાજ્યમાં કાશી નરેશનું શાસન હતું. જેથી કોટવાળ રઘુનાથપ્રસાદે સભાની વ્યવસ્થા તથા બેઠકોની વ્યવસ્થા ગોઠવી હતી. તેમાં સ્વામીજી માટે એક બેઠક વરંડામાં રાખી જેથી કોઈ ઉપદ્રવ થાય તો કમાડ બંધ કરીને સ્વામીજીની રક્ષા કરી શકાય, બીજી બેઠક પ્રતિપક્ષી પંડિતો માટે સામે અને ત્રીજી કાશીનરેશ માટે વચ્ચે રાખી હતી.

સ્વામીજીએ આજે ક્ષૌર કર્મ કરાવી, સ્નાન કરીને શરીર પર મૃતિકા ધારણ કરી, પદ્માસનસ્થ થઈને દીર્ઘકાલ સુધી ઈશ્વરનું ધ્યાન કર્યું અને પછી ભોજન કર્યું. ત્યારબાદ તેઓ શાસ્ત્રાર્થ સ્થાન પર પહોંચ્યા.

**માનવમહેરામણ :** આનંદબાગમાં શાસ્ત્રાર્થની સભાના ડંકા બજ્યા. માનવ મહેરામણ હિલોળે ચડ્યો. ૫૦થી ૬૦ હજારની મેદનીનું હૈયેહૈયું દળાતું હતું. તેમાં પ્રાયઃ મૂર્તિપૂજકો જ હતા અને ભંભેરણીથી ભોળવાયેલા તે લોકો સત્યાસત્યનો નિર્ણય જોવા નહિ પરંતુ પોતાના પૌરાણિક ધર્મને જીતાડવા આવ્યા હતા. પંડિતોની જય પોકારવા અને દયાનંદ પર ઈંટ અને પથ્થરોનો મારો કરવાની તૈયારીથી આવ્યા હતા. સ્વામીજી નિર્ભય, નિશ્ચિંત અને નિઃશંક બેઠા હતા.

**પંડિતોની સમારોહ યાત્રા :** કાશી નરેશે આતંકનું વાતાવરણ ઊભું કરવા અને સ્વામીજી પર પ્રભાવ પાડવા પંડિતોને પાલખીમાં બેસાડીને લાવવાની વ્યવસ્થા કરી. કાશી નરેશની છત્ર, ચામર ઢોળતી પાલખીઓમાં વૃદ્ધ સ્વામી વિશુદ્ધાનંદ, બાલશાસ્ત્રી, માધ્વાચાર્ય, વામનાચાર્ય વગેરે ૪૦ પંડિતોની પલટણ ઊતરવા માંડી. પંડિતોની અક્ષૌહિણી સેના દયાનંદને ડરાવવા આવી પહોંચી. પરંતુ દયાનંદ હવાના ઝોકાથી બુઝનાર દીવો નહોતા. એ તો વેદ દિવાકર હતા.

**ગુંડાઓ અને વિદ્યાર્થીઓ :** કાશીભરના ગુંડાઓ અને પોતાના પંડિત–ગુરુઓના જય જયકાર કરવા, દેકારો કે શોરબકોર મચાવવા વિદ્યાર્થીઓની ટુકડીઓ આવી પહોંચી.

**ત્રિપક્ષી સેના :** કાશી નરેશ પણ આવી પહોંચ્યા. આ રીતે બનીઠનીને, સાજ સજીને, મદમાતી, ડોલતી અને ખૂબ ઘોંઘાટિયા જયજયકારના નાદથી આકાશને ગુંજાવતી ત્રિપક્ષી સેના આવી પહોંચી. ગુંડાગીરીથી શાસ્ત્રાર્થ જીતવાનું નક્કી કર્યા મુજબ આવતાંની સાથે જ પૌરાણિક પક્ષે સભાની અને બેઠકની વ્યવસ્થા તોડી નાખી. કોટવાળનો પ્રયત્ન વ્યર્થ ગયો.



**સ્વામી જ્યોતિસ્વરૂપ :** કાશીમાં સ્વામીજીના કોઈ સમર્થક અને સહાયક ન હતા. પરંતુ જ્યોતિસ્વરૂપ સ્વામીજીથી પ્રભાવિત થઈ એમનું અનુમોદન કરતા હતા. તેઓને સભામાં આવતા પ્રથમ રોકવામાં આવ્યા. કોટવાળની દરમિયાનગીરીથી અંદર આવ્યા અને તેમને સ્વામીજીએ બાજુમાં બેસાડ્યા.

**સિંહ અને વાઘનો ડર :** પંડિતો પ્રથમથી જ સિંહ દયાનંદથી ભયભીત હતા અને તેની બાજુમાં જ્યોતિસ્વરૂપ વાઘને જોઈને કંપી ઊઠ્યા. તેઓએ કાશી–નરેશને ઈશારો કર્યો. તેથી કાશી નરેશે જ્યોતિસ્વરૂપનો હાથ પકડીને તેમને સ્વામીજી પાસેથી ઉઠાડી દીધા. કોટવાળ રઘુનાથપ્રસાદે વાંધો લીધો છતાં કાંઈ વળ્યું નહિ. આ રીતે સ્વામી દયાનંદને ચારે તરફથી ઘેરીને તેઓની પાસે કોઈ હિતૈષીને બેસવા ન દીધા. રસ્તાઓ રોકી લીધા અને એકલા દયાનંદને ઘેરીને ૫૦ હજાર વિરોધીઓ પૌરાણિક ધર્મનો જયજયકાર બોલાવવા લાગ્યા.

**શાસ્ત્રાર્થ પ્રારંભ :** શાસ્ત્રાર્થનો પ્રારંભ થયો. આ માત્ર કહેવાનો શાસ્ત્રાર્થ હતો, પરંતુ વાસ્તવમાં વર્ષાઋતુમાં પૂરથી વહેતાં અસંખ્ય પ્રચંડ નદી–નાળાંઓની એક કાળમીંઢ શિલા સાથે ટક્કર હતી.

**શાસ્ત્રાર્થનો સમરાંગણ મંડાણો :** એકબાજુ વેદજ્ઞાનનું શસ્ત્ર, સત્યની ઢાલ અને પરમપિતાના અટ્ટલ વિશ્વાસની સહાય લઈને વેદજ્ઞાનના અણનમ યોદ્ધા દયાનંદ એકલવીર મહારથીના રૂપમાં હતા.

બીજી બાજુ, જુગ જૂના અંધશ્રદ્ધા અને રૂઢિઓના કાટથી ૪૦ જણા ખેંચે તો પણ નીકળે નહિ તેવી વિદ્યાની બુઠ્ઠી તલવારો, સોનાના ટુકડાઓથી સત્યને ઢાંકતો અને પરમાત્માના સ્થાને જડપૂજાના ઓથે જીવતો પૌરાણિક પંડિતોનો કાફલો ઊભો હતો.

કાશી નરેશ ન્યાયનું નાટક ભજવવા વચ્ચે બેઠા હતા. આ રીતે રાજબળ, ધનબળ અને જનબળની વચ્ચે પરિવ્રાજક દયાનંદ એકલા હતા.

શાસ્ત્રાર્થની રણભેરી વાગી. શાસ્ત્રોની શરણાઈઓના સૂર વહેવા માંડ્યા. સામ-સામી વાણીની તલવારો તાલ લેવા માંડી. તર્કનાં તીરો વછૂટવા માંડ્યાં. જબાનની ઝપાઝપી બોલવા માંડી. સામસામા શબ્દબાણોનો વરસાદ વરસવા માંડ્યો. શાસ્ત્ર સરિતાના બંને કાંઠામાંથી પડછંદા ગાજવા માંડ્યા.

શાસ્ત્રાર્થ સમરના શૂરા સેનાની, એકલવીર વેદ ધનુર્ધારી દયાનંદ પૌરાણિક પંડિતોના શબ્દબાણોને પોતાના લક્ષ્યવેધી અમોઘ તર્કને બાણોથી અધવચ્ચેથી જ કાપીને તેનાં કવચોને ભેદીને આરપાર વીંધતા હતા.

શાસ્ત્રાર્થ કાશી નરેશના સંકેતથી સર્વપ્રથમ પં. તારાચરણ તર્કરત્ન અને સ્વામીજીના વાદથી પ્રારંભ થયો.

**સ્વામીજી :** ''તમે વેદને પ્રમાણ માનો છો ?''

**તારાચરણ :** ''હા.''

**સ્વામીજી :** ''વેદોમાં મૂર્તિપૂજાનું કોઈ પ્રમાણ હોય તો બતાવો.''

**તારાચરણ :** ''શું વેદ સિવાય બીજું કોઈ પ્રમાણ ન માની શકાય ?'' સ્વામીજીએ કોઈ ઉત્તર ન આપી પ્રથમ પુછવામાં આવેલો પ્રશ્ન ફરી વાર પૂછ્યો.

**તારાચરણ :** ''તમે મનુસ્મૃતિને વેદમૂલક માનો છો ?''

**સ્વામીજી :** ''સામવેદના બ્રાહ્મણમાં કહ્યું છે કે, મનુએ જે કંઈ કહ્યું છે તે ઔષધિઓની પણ ઔષધિ છે.''

તારાચરણ ચૂપ થઈ ગયા. સ્વામી વિશુદ્ધાનંદ તેમની મદદે આવીને બોલ્યા કે, **''रचनानुपपत्तेश्च नानुमानम्''** આ વેદાન્તસૂત્રને વેદમૂલક સિદ્ધ કરો.''

**સ્વામીજી :** ''આ પ્રશ્ન શાસ્ત્રાર્થથી વિષયાન્તર અર્થાત્ પ્રકરણથી બહારનો છે.''

**વિશુદ્ધાનંદ :** ''પ્રકરણથી બહારનો છે તો શું થયું ? જો તમને તેનું સમાધાન આવડતું હોય તો કહી દો.''

**સ્વામીજી :** ''એનો પૂર્વાપરનો સંબંધ જોઈને સમાધાન કરી શકાય.''

**વિશુદ્ધાનંદ :** (ગર્વથી) ''જો તમને કાંઈ યાદ ન હતું તો કાશીમાં શાસ્ત્રાર્થ કરવા શા માટે આવ્યા છો ?''

**સ્વામીજી :** ''શું તમને બધું કંઠસ્થ છે ?''

**વિશુદ્ધાનંદ :** (અહંકારપૂર્વક) ''હા, મને બધું કંઠસ્થ છે.''

**સ્વામીજી :** ''ઠીક, ત્યારે ધર્મનાં લક્ષણો બતાવશો ?''

વિશુદ્ધાનંદનો અહંકાર ભાંગીને ભૂકો થઈ ગયો. તેમને મનુનો **ધૃતિ ક્ષમા...** શ્લોક યાદ ન હતો. તેઓ ચૂપ થઈ ગયા, જેથી પં. બાલશાસ્ત્રી તેમની મદદે આવીને બોલ્યા કે, ''મેં સંપૂર્ણ ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે. મને પૂછો.''

**સ્વામીજી :** ''તમે અધર્મનાં લક્ષણો બતાવશો ?''

બાલશાસ્ત્રીજીએ કદી એ વિચાર્યું પણ ન હતું કે કોઈ અધર્મનાં લક્ષણો પણ પૂછી શકે છે. આથી તેઓ પણ ચૂપ થઈ ગયા. આવી રીતે સ્વામીજીએ એક જ દાવમાં ત્રણે પ્રતિદ્વંદ્વીઓને જમીનદોસ્ત કરી દીધા.

આ રીતે પ્રશ્નોત્તર થતા રહ્યા. તેમાં પંડિતોએ એમ પણ જણાવ્યું કે, વેદમાં પ્રતિમા શબ્દ આવેલ છે અને **''उद्‌बुध्य स्वाग्ने''** મંત્રમાં જે **''पूर्त''** શબ્દ આવે છે તે મૂર્તિપૂજાનો સૂચક છે.

સ્વામીજીએ કહ્યું કે, ઈશ્વરની પ્રતિમાનો વેદમાં નિષેધ છે અને **'पूर्त'** પદ નદી–તળાવનો વાચક છે. તે સમાધાન કરીને સ્વામીજીએ વેદમાં મૂર્તિપૂજાનું પ્રમાણ બતાવવા વારંવાર કહ્યું, પરંતુ બધા પંડિતો નિરુત્તર રહ્યા.



શાસ્ત્રાર્થના મૂર્તિપૂજાના વિષયમાંથી ઠેકડા મારીને પુરાણોના વિષયોમાં ઘૂમરીઓ મારતા પંડિતોએ લુચ્ચાઈ કરવા માંડી. દુઃખી અને નિરાશ પંડિતોની સેનામાંથી માધવાચાર્ય આગળ આવ્યા. કોઈ ગ્રંથનાં બે પાનાં સ્વામીજી સામે રાખીને કહ્યું કે આ વેદનાં પાનાં છે. તેમાં લખ્યું છે કે , ''યજ્ઞની સમાપ્તિ પર દશમા દિવસે યજમાન પુરાણોનું શ્રવણ કરે. બતાવો પુરાણ કોનું વિશેષણ છે?''

**સ્વામીજી :** ''તમે વાંચીને સંભળાવો.''

**વિશુદ્ધાનંદે** પાનાં સ્વામીજીના હાથમાં મૂકીને કહ્યું, ''હું ચશ્મા વિના વાંચી શકતો નથી. જેથી તમે વાંચો.'' સ્વામીજીએ પાનાં હાથમાં લીધાં. તેના અક્ષરો અસ્પષ્ટ હતા. સાંજ પડીને રાત્રિનો અંધકાર હતો. ફાનસનો પ્રકાશ ઝાંખો હતો. તે પાનાંને હાથમાં લીધાં. ૪-૫ સેકન્ડ થઈ હતી ત્યાં જ વિશુદ્ધાનંદે ધૂર્તતાપૂર્વક ઊભા થઈને 'અમારે વિલંબ થાય છે' તેમ બોલીને ''હર હર વિશ્વેશ્વર''ના અવાજ સાથે સ્વામીજીની પીઠ પર હાથ રાખીને ''દયાનંદ તમે હારી ગયા'' કહીને જોરથી તાળી વગાડી.

પંડિતોનો ઈશારો થતા કાશી નરેશે પણ લુચ્ચાઈ કરવાનું નક્કી કર્યા મુજબ ઊભા થઈને તાળી વગાડવાની હલકાઈ આદરી.

**હિમાલય પર વર્ષા :** કાશી નરેશના ઈશારાથી જનસમૂહ દેકારો કરતો ઊભો થઈ ગયો અને ધમાચકડી મચાવવા માંડ્યો. તથા જે કંઈ હાથ આવ્યું તે કાંકરા, પથ્થર, ઈંટો, લાકડાં, જોડા વગેરેનો વરસાદ વરસાવવા માંડ્યો. સ્વામી દયાનંદ હિમાલયની માફક અટલ ઊભા રહ્યા. સમંદરની સમાન શાંત, ધીર અને ગંભીર રહ્યા. જેમ વર્ષાઋતુના પવનના વાવાઝોડાના ઝપાટાથી પહાડ પરનાં ઝાડનાં પાંદડાં, કાંકરા વગેરે નીચે ખરી પડે, તેમ હિમાલય સમા અડગ, અટલ, અવિચળ અવધૂત દયાનંદ ઉપરથી ઈંટ અને પથ્થર વગેરે ખરી પડ્યાં. પોતાના દેશબાંધવોએ કરેલી એ વર્ષાને પુષ્પવૃષ્ટિ માનીને સ્વામીજી હસતે મુખડે વધાવતા રહ્યા. જેથી ફ્રેન્ચ લેખક પોલ રિચાર્ડ લખે છે કે –

''સ્વામી દયાનંદ નિઃસંદેહ એક ઋષિ હતા. તેમણે પોતાના વિરોધીઓ તરફથી ફેંકાયેલાં ઈંટ, પથ્થરોને શાંતિપૂર્વક સહન કરી લીધાં. તેમણે પોતાના મહાન ભૂત અને મહાન ભવિષ્યને મેળવી લીધાં... ઋષિનો આદેશ છે કે, આર્યાવર્ત ! ઊઠ જાગ, સમય પાકી ગયો છે. નવયુગમાં પ્રવેશ કર, આગળ વધ.''

**કોટવાળની પ્રામાણિકતા :** શ્રી રઘુનાથપ્રસાદ મૂર્તિપૂજક હોવા છતાં તેને પ્રામાણિકપણે ફરજ બજાવીને ખડકીની અંદરનાં કમાડ બંધ કરીને સ્વામીજીની રક્ષા કરી. તેમ જ સભાના પ્રારંભમાં તેમણે કરેલી વ્યવસ્થા અને અંતમાં કરેલા અસભ્ય વ્યવહાર માટે કાશીનરેશને પણ સ્પષ્ટ શબ્દોમાં સંભળાવ્યું હતું. વળી, સ્વામીના શરીરની ગુંડાઓથી રક્ષા કરીને તેમણે પોતાના નામને પણ સ્વામીજીના જીવન સાથે અમર કરી દીધું.

**દયાનંદની સ્થિતપ્રજ્ઞતા :** એક વેદાન્તી સાધુ પં. ઈશ્વરસિંહ કાશીની ધૂર્ત મંડળી દ્વારા દયાનંદ પર થયેલા અપમાનની પ્રતિક્રિયા જોવા તેમના સ્થાને ગયા. તેણે જોયું તો સ્વામીજીના મુખમંડલ પર વિષાદની કોઈ રેખા ન હતી અને તેઓ પ્રશાંત ભાવથી

પોતાના આસન પર સ્થિતિપ્રજ્ઞ બેઠા હતા. જેથી તેઓ બોલી ઊઠ્યા કે, ''અત્યાર સુધી તો હું આપને વેદોના અદ્વિતીય વિદ્વાન જ સમજતો હતો, પરંતુ આપ તો વીતરાગ અને સ્થિતપ્રજ્ઞ મહાત્મા પણ છો.''

**પંડિતોનો પ્રપંચ :** કાશીના પંડિતોનું શહેરમાં સરઘસ ફેરવ્યું. ન્યાય, વિવેક અને સત્યને સર્વથા તિલાંજલિ આપીને દયાનંદના પરાજયની ઘોષણા કરી. જાહેરખબરો લગાડી દેવામાં આવી. **''દયાનંદ પરાભૂતિ''** અને **''દુર્જનમુખ મર્દન''** નામની બે પુસ્તિકાઓ પણ પ્રકટ કરી. ત્યારબાદ ''દૂષણમાલિકા'' નામની પુસ્તિકા દ્વારા પણ કાદવ ઉછાળવાનો પ્રયત્ન કર્યો. સ્વામીજીનો ઉપદેશ સાંભળવા પર પ્રતિબંધ લગાવવાના અનેક પ્રયત્નો કર્યા, પરંતુ એ સફળ થયા નહિ.

**નિષ્પક્ષ સંમતિ :** શાસ્ત્રાર્થ સભામાં અનેક લોકો નિષ્પક્ષ પણ હતા. તેઓએ તથા પક્ષપાતરહિત સમાચારપત્રોએ સ્વામી દયાનંદના વિજયના સમાચાર પણ પ્રકટ કર્યા. જેમ કે-

પં. સત્યવ્રત સામશ્રમી જે બંને પક્ષો તરફથી શાસ્ત્રાર્થ લખવા માટે નિમાયા હતા, તેઓએ પોતાની **'પ્રત્નકમ્રનન્દિની'** નામની પત્રિકામાં સ્વામીજીની સફળતાની ઘોષણા કરી. **'રોહેલખંડ'** સમાચારપત્રે સ્વામી દયાનંદે કાશીના પંડિતોને જીતી લીધાનું લખ્યું. **'જ્ઞાનપ્રદાયિની'**માં પ્રકટ કરવામાં આવ્યું કે, એમા સંદેહ નથી કે પંડિત લોકો મૂર્તિપૂજાની આજ્ઞા વેદોમાં બતાવી શક્યા નહિ. **હિન્દુ પેટ્રિયટે** લખ્યું કે, પંડિતો પોતાના જ્ઞાનનું અતિ અભિમાન રાખતા હતા, પરંતુ તેઓની જબરી હાર થઈ. આ ઉપરાંત અનેક પત્રિકાઓ અને વ્યક્તિઓએ દયાનંદના વિજયના સમાચારો નિષ્પક્ષ સંમતિપૂર્વક પ્રકટ કર્યા.

**શાસ્ત્રાર્થની ફલશ્રુતિ :** સ્વામીજીના ઉપદેશ સાંભળવાનો પ્રતિબંધ કરનારાં વિજ્ઞાપનો નિષ્ફળ નીવડ્યાં. હવાનું ઝોકું ભ્રમરોને ફૂલ પાસે જઈ તેની સુગંધ લેવા જતા રોકી શક્યું નહિ.

લોકો પહેલાં કરતાં પણ અધિક ઉત્સુકતાથી સ્વામીજીનો સદ્દુપદેશ સાંભળવા જવા લાગ્યા. સ્વામીજીની ધાક ચોતરફ જામી ગઈ. એ પોલાદી ઢાલ સાથે અથડાઈને પંડિતોનાં પ્રપંચી તીરો બુઠ્ઠા થઈ ગયાં. ત્યાં તણખલાની શું તાકાત કે તેની સામે ટક્કર ઝીલી શકે. દેશ-દેશાન્તરમાં આ શાસ્ત્રાર્થના સમાચાર વાયુવેગે પ્રસરી ગયા અને સાથે સ્વામીજીની વિદ્વતાની કીર્તિના યશોગાનની સુગંધ ફેલાવતા રહ્યા.

**ગઢના ફુરચા :** પૌરાણિક રૂઢિઓના ગઢ સાથે દયાનંદની ટક્કરના ભયંકર અવાજથી દિશાઓ ડોલી ઊઠી. તેના પડઘા દેશભરમાં ગુંજી ઊઠ્યાં. દેશભરની જનતાએ આશ્ચર્ય સાથે જોયું કે સદીઓની બદીઓથી ઊભો કરેલો કુરૂઢિઓનો દુર્ગમ દુર્ગ કડડભૂસ કરીને જમીનદોસ્ત થઈને, ભીષણ અવાજ સાથે વિશ્વનાથપુરીની જલધારામાં વિલીન થઈ રહ્યો છે. સ્વાર્થ ધ્રૂજી ઊઠ્યો. પૌરાણિક કાળી ઘોર મેઘલી રાત પછી વેદભાનુએ પૂર્વ દિશામાં દર્શન દીધાં. ભારતના નભોમંડળમાં સંધ્યાના



રંગ ખીલ્યા, તેનાં સોનલવર્ણાં કિરણોનો પ્રકાશ અવનિના પટ પર પથરાવા માંડ્યો, સત્યનો પ્રકાશ ચમકવા માંડ્યો. અંધકાર હડી દેતો ભાગવા માંડ્યો.

## કાશી શાસ્ત્રાર્થની તેજધારાઓ

*ઓ આચાર્ય કુલકમલ દિવાકર !*
*ઓ શાસ્ત્રાર્થ સમરના શૂરા સેનાની !*
*કાશીના સ્થૂલ પૂજકોના ગઢમાં*
*શાસ્ત્રાર્થના સમરાંગણમાં*
*તને ડરાવવા –*
*ગુંડાઓનાં દળ ઊતર્યાં*
*તને હરાવવા –*
*પંડિતોની પલટણ ચડી*
*પણ એ શૃંગાલોની લાયરીમાં –*
*સિંહ ગર્જના હોય ક્યાંથી ?*
*એ કાગોના કલરવમાં –*
*ગરુડ ઘોષણા સંભળાય ક્યાંથી ?*
*એ દેડકાઓના ડ્રાંઉં-ડ્રાંઉંમાં –*
*શેષનાગનો ફુત્કાર મળે ક્યાંથી ?*
*તું બન્યો વીર વનરાજ :*
*તારી ડણકના પડઘાથી*
*હાંફી ગયા પોપગજો*
*નાસી ગયા પાખંડી શૃંગાલો.*
*ઓ ચેતન્ય પૂજકના ચંદ !*
*જડ પથ્થર પૂજનના*
*અજ્ઞાન-અંધતમના*
*ઘોર કાજળ થરને*
***''ન તસ્ય પ્રતિમા અસ્તિ''**ના*
*સળગાવી શ્રુતિના હુતાશમાં*
*ચેતન આણ સ્થાપવા*
*તેં કર્યું સત્યનું રાજ*
*ધન્ય તારી હિંમત*
*શાસ્ત્રાર્થની તું કિંમત*
*વૈદિક કરી હકૂમત.*

*જય-જય જ્યોતિ જ્વલંત*
*જય જય જગવંદ્ય.*
*આર્યત્વ જનક દયાનંદ !* ***(લેખકની “દયાનંદ સ્તવન” પુસ્તિકામાંથી)***

**પુનઃ પુનઃ શાસ્ત્રાર્થ ચેલેન્જ :** સ્વામીજીનું બાદમાં એકાધિક (કુલ સાત) વાર કાશીમાં આગમન થયું અને દરેક સમયે મૂર્તિપૂજાને વેદોક્ત સિદ્ધ કરવા તેમણે કાશીના પંડિતોને ચેલેન્જ આપી. પરંતુ પોતાના મિથ્યા વિજયનો ઢોલ પીટનાર કોઈ ‘‘માઈનો લાલ’’ ક્યારેય સામે ફરક્યો નહિ. આ અંગે સ્વામીજી આત્મકથનમાં સ્વયં કહે છે કે,

*‘‘હું જ્યારે જ્યારે કાશી જાઉં છું, ત્યારે ત્યારે કોઈને વેદમાં (મૂર્તિપૂજાનું) વચન મળી આવે તો (મારી પાસે) લાવે, તેવું વિજ્ઞાપન પ્રકાશિત કરું છું, પરંતુ આજ સુધી કોઈ (પંડિતે) વેદમાંથી એવું વચન કાઢી આપ્યું નથી.’’*

**– પૂના પ્રવચન**

**કાશી નરેશનો પશ્ચાત્તાપ :** જ્યારે સ્વામીજી બીજી વાર કાશી આવ્યા ત્યારે તેઓ એક પ્રસિદ્ધ ધર્મ સુધારક અને સમાજ સંશોધક રૂપમાં કીર્તિમાન બની ચૂક્યા હતા. આથી કાશી નરેશે સ્વામીજીને પોતાનાં રાજમહેલમાં સત્કારપૂર્વક આમંત્રિત કર્યા અને શાસ્ત્રાર્થ સમયે પોતાના અનુચિત વ્યવહાર બદલ ક્ષમાયાચના કરી. દયાના સાગર દયાનંદે ક્ષમાદાન આપી તેમના વિષાદને દૂર કર્યો.

**પં. રામમિશ્ર શાસ્ત્રીનો ઘમંડ :** કાશીના આ શાસ્ત્રીને પોતાની પંડિતાઈનું અભિમાન હતું. તે કહેતા ફરતા કે જો દયાનંદ મારી સાથે શાસ્ત્રાર્થ કરે તો હું તેને મૂર્તિપૂજાનું ખંડન કરવાનું છોડાવી દઉં. પરંતુ મુશ્કેલી એ છે કે તે નાસ્તિકનું મોઢું જોવું એ પાપ છે. એક દિવસ તે રામમિશ્ર શાસ્ત્રી રાત્રિના સમયે સ્વામીજી પાસે આવીને બોલ્યા કે, ‘‘હું મારી સાથે એક છરી લાવ્યો છું. જે બંને વચ્ચે રાખીશ અને જે શાસ્ત્રાર્થમાં હારે તેનું નાક કાપવામાં આવશે.’’

સ્વામીજીએ મંદ હાસ્ય સાથે કહ્યું, ‘‘પંડિતજી ! એક મારી પણ શરત છે કે એક નહિ બે છરી રાખવી અને હારી જાય તેની જીભ પણ કાપી નાખવી. કારણ કે નાક તો બિચારું નિર્દોષ છે, જ્યારે વાદવિવાદમાં બોલવાનું કામ તો જીભ જ કરે છે.’’

રામમિશ્ર ઉદ્દંડતાપૂર્વક થોડી વાર બોલતા રહ્યા. પરંતુ સ્વામીજી પૂર્ણ શિષ્ટતા અને સૌજન્યપૂર્વક પ્રત્યુત્તર આપતા રહ્યા. જેથી મિશ્ર મહાશય ચૂપ બનીને સ્વયં ગચ્છતિ કરી ગયા.

**મુસ્લિમો દ્વારા પ્રાણહરણની કોશિશ :** કાશીમાં સ્વામીજી ઈસ્લામ મતની ત્રુટિઓ કહેતા હોવાથી કેટલાક મુસ્લિમો નારાજ થયા. એક દિવસ સ્વામીજી ગંગાતટ પર



એકલા આસન લગાવીને બેઠા હતા, ત્યારે મુસલમાનોની એક ટુકડી આવી. તેમાંથી બે તાકાતવાન વ્યક્તિઓએ સ્વામીજીના બંને પડખામાં હાથ નાખી તેમને ઉપાડી લીધા. તેઓ તેમને ગંગામાં ફેંકીને જળસમાધિ દેવા ઇચ્છતા હતા. પરંતુ સ્વામીજીએ પોતાના બંને હાથોથી પેલાના હાથોને જોરથી દબાવીને બગલમાં ફસાવી દીધા અને બંને ગુંડાઓ સાથે છલાંગ મારીને પાણીમાં કૂદી પડ્યા. પછી થોડી ડૂબકીઓ ખવડાવીને દયાળુ દયાનંદે તેમને છોડી દીધા. તેઓ બંને મુશ્કેલીથી બહાર આવ્યા અને પોતાના સાથીઓ સાથે હાથમાં પથ્થર લઈને સ્વામીજી માથું બહાર કાઢે તો તેના પર પ્રહાર કરીને મારી નાખવા ઊભા રહ્યા. પરંતુ સ્વામીજી તેની મલિનતા પામી ગયા હતા, જેથી પ્રાણાયામથી શ્વાસ રોકીને તેઓ પાણીમાં જ રહ્યા. અંધારું થતાં બદમાશો સ્વામીજી ડૂબી ગયા છે એમ માનીને ચાલ્યા ગયા. ત્યારબાદ સ્વામીજી બહાર નીકળીને સ્વસ્થાન પર ચાલ્યા ગયા.

**વિષાકત ભોજન અને પાન :** એક દિવસ એક મનુષ્ય ભક્તિભાવ બતાવીને સ્વામીજી માટે ભોજન લાવ્યો, પરંતુ સ્વામીજીએ ભોજન કરી લીધું હતું તેથી સ્વીકાર ન કર્યો. કપટી મનુષ્યે ભોજન નહિ તો પાન ગ્રહણ કરવા કહ્યું. સ્વામીજીએ પાન લઈને બીડું ખોલીને જોતાં જ પેલો વંચક ત્યાંથી જલદીથી ભાગી નીકળ્યો. ભોજન અને પાન બંને વિષમિશ્રિત હતાં.

**ભયંકર હુંકારનાદ :** કાશીમાં સ્વામીજીને શારીરિક ક્ષતિ પહોંચાડવા ગુંડાઓ તેમની પાછળ ફરતા હતા. એક દિવસ સ્વામીજી મસ્તીથી ચાલ્યા જતા હતા. પાછળ જોયું તો એક હૃષ્ટપુષ્ટ ગુંડો લાઠી લઈને પાછળ આવી રહ્યો હતો. પરંતુ સ્વામીજીએ એવો હુંકારનાદ કર્યો કે તે ડરીને ભાગી ગયો.

**નાસ્તિક મતનું સમાધાન :** બનારસ કૉલેજમાં અભ્યાસ કરતા ભરતપુર નરેશ, રીંવાના રાજા તથા તિરવાના શાસક વિદેશી પાદરી રુડોલ્ફ હાર્નલીની સાથે એક વાર સ્વામીજીને મળવા આવ્યા અને નાસ્તિકતાના સમર્થનમાં વાતચીત કરી. સ્વામીજીએ અનેક યુક્તિઓ દ્વારા ઈશ્વરની સત્તા સિદ્ધ કરી બતાવી અને આગન્તુકોનું સમાધાન કર્યું.

**એક વિચાર :** પ્રિય પાઠક વૃંદ ! વિચાર કરો કે, દયાનંદ પણ રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદની માફક હિન્દુ ધર્મની સમસ્ત પ્રચલિત રૂઢિઓને અપનાવીને શું સસ્તી લોકપ્રિયતા ન મેળવી શકત ? અંધશ્રદ્ધા અને મૂઢતાપૂર્ણ માન્યતાઓના મિનારાઓ પર પ્રહાર કરીને શા માટે જાનની બાજી ખેલી ? પરંતુ ના, દયાનંદ અન્ય ધર્માચાર્યોથી તદ્દન ભિન્ન પ્રકૃતિના હતા. અસત્ય, અન્યાય અને અજ્ઞાનનો સ્વીકાર તેઓના રક્તમાં જ ન હતો.

• • •

# વિરાટ પગલાં—પ્રયાગથી કલકત્તા—પ્રયાગ



કાશીના શાસ્ત્રાર્થે સ્વામીજીને દેશભરમાં પ્રખ્યાત કર્યા. સુધારાના કાર્યની આ ત્રીજી અવસ્થા હતી. તેમનું ક્ષેત્ર વિસ્તૃત બન્યું હતું. તેમના આંદોલનની કલકત્તા, મુંબઈ વગેરે શહેરોમાં ચારે તરફ ચર્ચા થવા લાગી. દેશની અવદશાથી સુધારક મહાનુભાવો ચિંતિત હતા. તેઓ પણ પોતાના નગરમાં સ્વામીજીને પધારવા નિમંત્રણ આપવા માંડ્યા.

**કાર્યક્ષેત્રનો વિસ્તાર :** સ્વામીજીની કીર્તિની સાથે તેઓનું દૃષ્ટિક્ષેત્ર પણ વિશાળ બનવા લાગ્યું. જેથી તેને અનુરૂપ ધીરે ધીરે કાર્ય પદ્ધતિમાં પરિવર્તન કરવા માંડ્યું. જે પ્રથમ પોતાના સ્થાનમાં બેસી ઉપદેશ અથવા શાસ્ત્રાર્થ કરતા હતા, તેને બદલે સભાઓ ભરીને પ્રવચનો કરવા લાગ્યા. માત્ર સંસ્કૃતમાં પ્રવચનોના બદલે આર્ષભાષા–હિન્દીનો પણ પ્રયોગ શરૂ કર્યો. માત્ર કોપીનભેર રહેવાને બદલે વસ્ત્રપરિધાન કરીને સભામાં જવા માંડ્યા.

આ પરિવર્તન ધીરે ધીરે કાર્યના વિસ્તાર માટે લોકોપયોગી અને સાધનરૂપ બન્યું. અનેક સુધારક મહાનુભાવોનો અનેક સ્થાનોમાં મેળાપ થયો. તેઓની સાથેના વિચાર વિનિમય કરતા નવા વિચારોને સ્થાન આપ્યું અને તેને કાર્યરૂપમાં મૂક્યા. સુધારાની કાર્યશક્તિ નિર્માણરૂપમાં પ્રગટ થવા માંડી અને અંતમાં દયાનંદ મહાન કાર્યના કેન્દ્રરૂપ બની ઋષિ સ્વરૂપમાં પ્રગટ થયા. આ શિખર પર પહોંચવાની ઉત્સરણિના પગથિયાનો નિર્દેશ આપણે કાશીનરેશના પશ્ચાત્તાપથી પૂર્વ પ્રકરણમાં જોઈ ગયા છીએ. સ્વામીજીએ લગભગ ચાર માસ કાશીમાં નિવાસ કરીને સન ૧૮૭૦ જાન્યુઆરી ૨૯ના રોજ પ્રયાગ જવા પ્રસ્થાન કર્યું.

**પ્રયાગ :** સંવત ૧૯૨૬ મહા સુદ ૫, શનિવાર (૫ ફેબ્રુઆરી, ૧૮૭૦)ના રોજ સ્વામીજી મિરજાપુર થઈને પ્રયાગ આવ્યા અને વાસુકિ મંદિરમાં ઉતારો કર્યો. આ સમયે પ્રયાગમાં માઘી કુંભનો મેળો હતો. તેઓના આગમનના સમાચાર સર્વત્ર ફેલાઈ ગયા. અનેક લોકો સ્વામીજીને મળવા અને ધર્મોપદેશ શ્રવણ કરવા આવવા લાગ્યા. તેમાં સેંકડો સાધુ-સન્તો પણ આવતા હતા. સાધુઓ નવીન વેદાન્ત પર – નિષ્ક્રિયતાવાદ પર વાદવિવાદ કરતા હતા. એક દિવસ એક સાધુનો સ્વામીજી સાથે પ્રવૃત્તિ અને નિવૃત્તિ-માર્ગ પર વાર્તાલાપ થયો.

**પ્રવૃત્તિ અને નિવૃત્તિ માર્ગ :** સ્વામીજીએ એક દિવસ એ વિષય પર પ્રવચનમાં કહ્યું, ‘‘એકાન્તિક નિવૃત્તિ માર્ગ મનુષ્યની ઉન્નતિમાં અવરોધક છે. જનસમાજને સાંસારિક કર્તવ્યોથી વિમુખ કરવાનો ઉપદેશ આપવો અને તથાકથિત નિવૃત્તિ માર્ગી સ્વયં ઘરે-ઘરે ભીખ માગીને પેટ ભરે છે; શું આ વિડંબના નથી ? વૈદિક ધર્મ



મનુષ્યોને ભાગ્યવાદી, અકર્મણ્ય અને પલાયનવાદી બનાવવાનો ઉપદેશ આપતો નથી. પરંતુ કર્મનિષ્ઠા, પુરુષાર્થ અને મુશ્કેલીઓની સામે ઝઝૂમવું એ વાસ્તવમાં જીવન છે. ક્રિયાત્મક જીવન એ જ જીવન છે. વેદવિહિત કર્મો કરવાં એ જ પ્રવૃત્તિ માર્ગ છે અને નિષેધ કર્મોનો ત્યાગ કરવો એ જ નિવૃત્તિ માર્ગ છે. લોકકલ્યાણ માટે પોતાનાં સુખોનો ત્યાગ કરવો અને જીવન અર્પિત કરી દેવું એ સર્વોત્તમ ત્યાગ છે.’’

**દેશની દરિદ્રતા :** એક દિવસ સાંજે સ્વામીજી ગંગાતટ પર બેસીને સૃષ્ટિને નિહાળી રહ્યા હતા. ત્યારે એક સ્ત્રીએ પોતાના મૃત બાળકના શબને લઈને પાણીમાં પ્રવેશ કર્યો. થોડા ઊંડા જળમાં જઈને કફનનું કપડું ઉતારી લીધું અને કરુણ આક્રંદ સાથે શબને પ્રવાહમાં વહેતું મૂકી દીધું.

સ્વામીજીએ આ દૃશ્ય જોયું. તેઓનું હૃદય ચિરાઈ ગયું. માતા પોતાના કલેજાના ટુકડા સમા બાળકના કફનને પણ લઈને, ધોઈને-સૂકવીને રૂદન કરતી ઘરે જાય છે. દેશની આ દારુણ દરિદ્રતા જોઈને સ્વામીજીનાં નેત્રના ખૂણા ભીના થઈ ગયા અને મનમાં વિચાર ઊઠ્યો કે હવે તો મારે ગરીબોની જ ભાષામાં મારા જ્ઞાનનો પ્રચાર કરીને તેમનાં દુઃખો ફેડવાના પ્રયત્નો કરવા રહ્યા.

**ઈસાઈ થતા બચાવ્યા :** પ્રયાગમાં એ દિવસોમાં કેટલાક લોકો ઈસાઈ મત સ્વીકાર કરવા તૈયાર થયા હતા. તેઓને સ્વામીજીએ ઉપદેશ આપીને સંશય દૂર કરતાં તેઓ ઈસાઈ બનતા બચી ગયા. સ્વામીજીએ સ્વઆત્મકથનમાં એક પ્રસંગનું વર્ણન કરતાં કહ્યું છે કે –

*‘‘પ્રયાગમાં મને મારી નાખવા માટે મારા આવ્યા. પરંતુ માધવપ્રસાદ નામનો એક ભદ્રપુરુષ હતો, જેણે મને બચાવી લીધો.*

*એ માધવપ્રસાદ ઈસાઈ મત સ્વીકાર કરવા તૈયાર થયો હતો અને તેણે બધા પંડિતોને નોટિસ આપી હતી કે આપણા આર્યધર્મ વિષયમાં મને ત્રણ મહિનાની અંદર કોઈ ખાતરી–વિશ્વાસ નહિ કરાવી આપે તો હું ઈસાઈ મત સ્વીકારી લઈશ. મેં તેને આર્યધર્મ વિષે ખાતરી કરાવી આપી, જેથી તે ઈસાઈ થતો બચી ગયો.’’*

**દુરાચારીની કાયાપલટ :** એક માધવચંદ્ર ચક્રવર્તી નામનો મનુષ્ય મદ્ય, માંસ, વ્યભિચાર વગેરેથી દુરાચારી હતો અને વિચારથી હિન્દુ ધર્મને તિલાંજલિ આપીને નાસ્તિક બની ગયો હતો. તેણે પોતાના તર્ક પર ઘમંડ હતો અને તેણે ઈશ્વરની સત્તાના ખંડનમાં ૧૦૧ પ્રશ્નો લખી રાખ્યા હતા. તેનો કોઈ ઉત્તર આપી શકતા નહિ. તે પ્રશ્નો તેણે સ્વામીજી સમક્ષ રાખ્યા. સ્વામીજી માટે તેના ઉત્તર આપવા સામાન્ય હતા. તેનું સમાધાન આપ્યું. આથી તેનું જીવન પરિવર્તન પામ્યું. દુરાચારને છોડીને તે સ્વામીજીની પ્રેરણાથી સંધ્યા-અગ્નિહોત્ર વગેરે કરવા લાગ્યો. મહાપુરુષનો સંગ દુરાચારીને કેવો પ્રેરણાદાયી બને છે તેનું આ ઉદાહરણ છે.

**બંને ગુરુભાઈ શાસ્ત્રાર્થથી વિમુખ :** સ્વામી વિશુદ્ધાનંદ અને હાથરસના પં. હરજસરાય બંને ગુરુભાઈ હતા. તેઓ પ્રયાગ કુંભ પર આવેલા અને પોતાની બડાઈ કરતા હતા. સ્વામીજીએ તેમને શાસ્ત્રાર્થ માટે આમંત્રણ મોકલ્યું, પરંતુ એ વાણીશૂરા પંડિતો આવ્યા જ નહિ.

**અન્ય મહાનુભાવોનો મેળાપ :** આ કુંભ અવસર પર આવેલા **શ્રી દેવેન્દ્રનાથ ટાગોરે** સ્વામીજીને મળીને કલકત્તા પધારવા અનુરોધ કર્યો.

સ્વામીજીના પૂર્વ પરિચિત મિત્ર કાશી નિવાસી પં. જ્યોતિસ્વરૂપનો પણ મેળાપ થયો અને તેમની સાથે વાર્તાલાપ કર્યો.

**માજી હરિકુંવરી વડનાગરી :** કાશીના વરુણા સંગમ પર ગુફાનિવાસી ગુજરાતી વિદુષી માતા હરિકુંવરીનો પણ મેળાપ થયો અને તેઓ સ્વામીજી સાથે શાસ્ત્ર ચર્ચા કરી આનંદિત થયા.

**મસ્તકશૃંગાર નહિ આત્મશૃંગાર કરો :** એક દિવસ બે ચક્રાંકિત વૈષ્ણવ સંપ્રદાયી ધર્મચર્ચા માટે આવ્યા. તેનાં તિલક વગેરેને જોઈને સ્વામીજીએ કહ્યું, ''મસ્તકશૃંગારના બદલે ઈશ્વરોપાસના દ્વારા આત્મશૃંગાર કરો. આવાં તિલક વગેરેના આડંબર કરવા એ મહાત્માઓનું કામ નથી. ખેદની વાત છે કે લોકોને આવાં ચિહ્નો કરવામાં રુચિ છે, પરંતુ યોગાભ્યાસમાં રુચિ નથી.''

**પં. મોતીરામ :** આ મિરજાપુરના સંસ્કૃતજ્ઞ વિદ્વાને સ્વામીજી સાથે મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા, તેના વિનિયોગમાં પૌરાણિકો દ્વારા પ્રયુક્ત થતા વેદમંત્રો વગેરેની ચર્ચા કરી. સ્વામીજીએ નવગ્રહ પૂજનના તે વેદમંત્રોના વાસ્તવિક અર્થોની વ્યાખ્યા કરીને તે પુરાણ પ્રતિપાદક કર્મકાંડોની અવૈદિકતા સિદ્ધ કરી બતાવી.

**મિરજાપુર :** સંવત ૧૮૨૬ ફાગણ મહિનામાં સ્વામીજી મિરજાપુર આવ્યા અને મૂર્તિપૂજા વગેરે કુરીતિઓનું ખંડન કરવા લાગ્યા. સ્વામીજીની સિંહ ગર્જનાથી વિરોધીઓ કંપી ઊઠ્યા અને તેમના પ્રાણહરણના ઉપાયો કરવા લાગ્યા.

**પુરશ્ચરણનો પ્રપંચ :** આ સમયે એક તાન્ત્રિક ઓઝા ત્યાં આવેલ અને તેણે જાહેર કર્યું કે મારી પાસે એક સિદ્ધ યંત્ર અને મંત્ર છે. જો કોઈ પુરશ્ચરણ કરાવે તો દયાનંદનું એકવીસમે દિવસે મૃત્યુ થાય તેમ છે. એક શેઠે તેનું ખર્ચ આપવા સ્વીકાર કરતા પુરશ્ચરણનો ઓઝાએ પ્રારંભ કર્યો અને ત્રીજા દિવસે પેલા શેઠને દૈવયોગથી ગળામાં ફોલ્લો નીકળીને વધતો ગયો. ખાન-પાન-વાણીમાં પણ શેઠને કષ્ટ પડવા માંડ્યું.

પુરશ્ચરણની સમાપ્તિનો દિવસ નજીક આવતા ઓઝા શેઠ પાસે આવ્યા અને બલિદાનની સામગ્રી માગીને કહ્યું કે, ''પ્રયોગ સમાપ્ત થતાં બલિ આપતાં જ દયાનંદનું શિર ધડથી કપાઈને ભૂમિ પર પડી જશે.''

શેઠે વેદનાપૂર્વક કહ્યું કે, ''ઓઝા મહાશય, દયાનંદનું શિર તો પડતાં પડશે પણ મારું માથું તો પડી જ રહ્યું છે. મહેરબાની કરીને પુરશ્ચરણ બંધ કરો.'' આ રીતે પ્રયોગ વચ્ચે જ છોડી દીધો. અંધશ્રદ્ધાની અવધિ અને દુર્દશા આથી વધુ બીજી શી હોઈ શકે ? કોઈના મોત માટેની ધાર્મિક વિધિ હતભાગી હિન્દુ જાતિની નસોમાં ફરી રહી છે.

**છોટુગિરિની દુષ્ટતા :** મિરજાપુરના બુઢ્ઢા મહાદેવના પૂજારી છોટુગિરિ સ્વામીજીના ખંડન કાર્યથી અત્યંત રુષ્ટ હતો. એક દિવસ એ ઉદ્દંડ વ્યક્તિ પોતાના સાથીઓ સાથે સ્વામીજીની સમીપ આવીને બોલ્યો, ''બચ્ચા ! હું તારો ગુરુ છું, તું શિવલિંગ અર્ચનનું ખંડન કરે છે તેની મજા આજ તને ચખાડીશ.''

સ્વામીજી આવી લુખ્ખી ધમકીઓથી થોડા ડરનાર હતા. તેઓએ દુષ્ટ પૂજારીને લલકાર્યો કે, ''તારા જેવાની ધમકીઓથી જો હું ડરતો હોત તો દેશવ્યાપી પ્રચારકાર્ય કરી શકત નહિ.'' અને તેમણે પોતાના સેવકોને કહ્યું, ''બહારથી દરવાજા બંધ કરો. હું એકલો જ આને સીધો કરી નાખીશ.''

સ્વામીજીનું રૌદ્ર રૂપ જોઈને છોટુગિરિનો પરસેવો છૂટી ગયો અને તેનો ઘમંડ ચકનાચૂર થઈ ગયો. તરત જ વીલે મોઢે તે ચાલ્યો ગયો.

ત્યાર બાદ છોટુગિરિએ બે ગુંડાઓને તૈયાર કરીને સ્વામીજીને મારવા માટે મોકલ્યા, પરંતુ તે બંને સ્વામીજીના પ્રચંડ હુંકાર માત્રથી ભયભીત થઈને ચાલ્યા ગયા.

**કુલ્લૂક–ઉલ્લૂક :** પં. ગજાધરે મનુસ્મૃતિના ટીકાકાર કુલ્લૂક માટે 'ચક્રી' શબ્દનો અર્થ ઘાંચી–તેલી કરેલ હોવાનું પૂછતાં સ્વામીજીએ હસીને કહ્યું કે, ''કુલ્લૂક તો ઉલ્લૂક છે. ઘાંચી પાસે તો ઘાણી હોય છે. પરંતુ કુંભાર પાસે ચક્ર હોવાથી તેને ચક્રી કહે છે.''

**બાબા બાલકૃષ્ણ :** આ બાબા પ્રથમ સ્વામીજીના પ્રશંસક હતા, પરંતુ તેઓએ મહાભારતની નવીન ટીકા લખી હતી. તેમાં સ્વામીજીએ વ્યાકરણ દોષ બતાવીને તેઓ ચર્ચા માટે આવે તેમ જણાવ્યું. આથી બાબા નારાજ થયા અને આવ્યા પણ નહિ.

**પં. ગોવિંદ ભટ્ટ અને પં. જયશ્રી :** એક દિવસ અનેક દર્શકોની હાજરીમાં આ બંને પંડિતો શાસ્ત્રાર્થ માટે આવ્યા. પં. ગોવિદ ભટ્ટને ભાગવતનું ખૂબ અભિમાન હતું. જેથી પ્રથમ ભાગવત વિષય પર વાદ ચાલ્યો, પરંતુ વચ્ચે મૂર્તિપૂજા વિષય પર ચર્ચા ચાલતાં પં. જયશ્રીએ પ્રમાણ માંગીને વાદ પ્રારંભ કર્યો. સ્વામીજીએ **'न तस्य प्रतिमाऽस्ति'** (યજુર્વેદ : ૩૨.૩) મંત્ર દ્વારા મૂર્તિપૂજાનું ખંડન કર્યું અને વાર્તાલાપ ચાલી રહ્યો હતો ત્યારે કોઈએ વચ્ચે તાલી વગાડી. શાસ્ત્રાર્થની ગંભીરતાને આ રીતે સમાપ્ત કરવાની ચેષ્ટાથી સ્વામીજીએ આવેશમાં આવીને તાલી વગાડનારને ઝપટમાં લીધો. પં. સરયૂપ્રસાદ શુક્લે વચ્ચે પડીને મામલો શાંત કર્યો અને સાંજ પડતાં સંધ્યોપાસનાનો સમય થતાં શાસ્ત્રાર્થ પૂર્ણ કર્યો.

**પાદરી સાથે વાર્તાલાપ :** એક દિવસ પાદરી મૈથર મળવા આવ્યા અને વાર્તાલાપમાં સ્વામીજીને કહ્યું કે, ''જો વેદોની વર્તમાન ટીકાઓ ઠીક નથી, તો પછી આપ સ્વયં ટીકા કેમ નથી લખતા ?'' સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, ''વેદો પર ટીકા લખવી એ સાધારણ કામ નથી. તે માટે પ્રતિભા, વિદ્વત્તા, તપઃપૂત પ્રજ્ઞા અને યોગસિદ્ધ પ્રાતિભ જ્ઞાનની અપેક્ષા રહે છે. આવી યોગ્યતા ધરાવતી વ્યક્તિ જ વેદભાષ્ય કરી શકે છે.'' સ્વામીજી સ્વયં આ પ્રકારની યોગ્યતા ધીરે ધીરે પ્રાપ્ત કરી રહ્યા હતા.

**આંગ્લ ભાષા :** મિરજાપુરમાં સ્વામીજીએ એક બંગાલી સજ્જન બનવારીલાલને અંગ્રેજી ભાષા શીખવા તથા મેક્ષમૂલરકૃત વેદોની અંગ્રેજી ટીકાનો અનુવાદ સંભળાવવા માટે વેતન આપીને નિયુક્ત કરેલ હતા.

**વૈદિક પાઠશાળાની સ્થાપના :** સંવત ૧૯૨૬ના ચૈત્ર માસમાં સ્વામીજીએ મિરજાપુરમાં ચૌધરી ગુરુચરણની આર્થિક સહાયતા તથા તેઓ પ્રદત એક મકાનમાં પાઠશાળા પ્રારંભ કરી હતી અને તેમાં સ્વામીજીએ પોતાના સહપાઠી પં. યુગલકિશોર અને પં. બલદેવપ્રસાદને અધ્યાપક નિયુક્ત કર્યા હતા.

**કાશી :** સંવત ૧૯૨૬ ચૈત્ર સુદમાં સ્વામીજી ત્રીજીવાર કાશી આવ્યા. મૂર્તિપૂજા વગેરે અવૈદિક પાખંડોનું ખંડન કરતાં, શાસ્ત્રાર્થ માટે ચેલેન્જ આપતા રહ્યા. પરંતુ કોઈ સામે આવ્યા નહિ.

**અદ્વૈતમત ખંડન :** સ્વામી શંકરાચાર્ય પ્રવર્તિત નવીન વેદાન્ત — બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા — અર્થાત્ માયાવાદના કારણે સામાન્ય જનતામાં અકર્મણ્યતા, આળસ અને પ્રમાદના કારણે ઉદાસીનતાનો ભાવ ઉત્પન્ન થાય છે. જેથી સ્વામીજીએ તેના પ્રતિકારમાં **'અદ્વૈતવાદ ખંડન'** નામની પુસ્તિકા લખીને પ્રકાશિત કરી. સ્વામીજી હવે વૈદિક સિદ્ધાન્ત જીવ, ઈશ્વર અને પ્રકૃતિના ત્રૈતવાદનો સ્વીકાર કરતા હતા.

**કાસગંજ :** કાશીથી પ્રસ્થાન કરીને સોરો થઈને સ્વામીજી સંવત્ ૧૯૨૬ જેઠ મહિનામાં કાસગંજ આવ્યા. ત્યાં પં. સુખાનંદ, અયોધ્યાપ્રસાદ તથા અનેક મનુષ્યોએ સ્વામીજીને બગીમાં બેસાડીને શોભાયાત્રા કાઢીને સન્માન કર્યું.

**વૈદિક પાઠશાળાની સ્થાપના :** કાસગંજમાં પાઠશાળાની સ્થાપના કરવામાં આવી અને ફરુકાબાદથી ત્યાંની પાઠશાળાના અધ્યાપક પં. દુલારામને તેડાવીને અધ્યાપન કાર્ય સોંપવામાં આવ્યું. તેમાં નિમ્ન નિયમો રાખવામાં આવ્યા.

(૧) વિદ્યાર્થીને સંધ્યા શિખવાડીને પ્રવેશ આપવો.

(૨) વેદ, અષ્ટાધ્યાયી, મહાભાષ્ય અને મનુસ્મૃતિ ભણાવવાં.

(૩) જો કોઈ વિદ્યાર્થી સૂર્યોદય પહેલાં ઊઠીને સંધ્યા ન કરે તો તેને તે દિવસે સાયંકાલ સંધ્યા કર્યા પછી જ ભોજન આપવું.

(૪) ભોજન બહારથી આવેલા વિદ્યાર્થીઓને આપવામાં આવશે. સ્થાનિકને અહીં ભોજન આપવામાં આવશે નહિ.



(૫) એક જગ્યાએ હવનકુંડ બનાવીને સવાર-સાંજ વિદ્યાર્થીઓએ અગ્નિહોત્ર કરવાનો રહેશે.

**વિદ્યાર્થીને ઉપદેશ :** સ્વામીજી પોતાની સાથે રહેનાર સેવકો અને વિદ્યાર્થીઓને સૂક્ષ્મ પાપથી બચવાની શિક્ષા આપતા હતા. એક દિવસ સ્વામીજી પાસેના બાગમાં સ્નાન કરવા જતા હતા. વિદ્યાર્થી રામપ્રસાદ તેની સાથે પાછળ હતો. તેણે રસ્તામાં એક પાકી કેરી પડેલી જોઈને ઉઠાવી લીધી. સ્વામીજીએ તેને કહ્યું, ''રામપ્રસાદ આ બાગ તારો નથી. જેથી કોઈની વસ્તુ લઈને તેં ચોરી કરી છે.'' પોતાના સ્થાન પર આવીને સ્વામીજીએ તેને એક રૂપિયો દંડ કર્યો.

**સાંઢ દમન :** સ્વામી દયાનંદમાં બ્રહ્મચર્યની કઠોર સાધના અને યોગાભ્યાસથી અતુલ બળ હતું. એક દિવસ બજારમાં એક માતેલો સાંઢ લોકોની પાછળ દોડતો, કેટલાયને કચડતો ધસ્યો આવતો હતો. લોકો ઓટલા પર ચડી ગયા અને સ્વામીજીને ખસી જાઓ, ઉપર ચડી જાઓ એવો પોકાર કરવા લાગ્યા. પરંતુ સ્વામીજી જરા પણ થડક્યા વિના સીધા સાંઢની સામે ચાલ્યા ગયા એટલે સાંઢ પોતાની મેળે રસ્તો છોડીને ગરીબ ગાયની માફક ચાલ્યો ગયો. લોકોએ આવીને પૂછ્યું કે, ''સ્વામીજી સાંઢ શિંગડે ચડાવત તો ?''

સ્વામીજીએ મંદ હાસ્યથી કહ્યું, ''તો એમાં બીજું શું કરત ? શિંગડાં પકડીને તેને દૂર ધકેલી દેત !''

**અનૂપ શહેર :** સંવત ૧૯૨૬ આસો માસમાં સ્વામીજી આજુબાજુનાં ગામોમાં ભ્રમણ કરતા અનૂપ શહેર આવ્યા.

**રામલીલા ખંડન :** આ સમયે ત્યાં રામલીલા ચાલી રહી હતી. સ્વામીજીએ તેનું ખંડન કરતાં તે બંધ થઈ ગઈ. જેથી તેના આયોજક નાયબ મામલતદાર કલ્યાણસિંહ નારાજ થયા અને સ્વામીજીને નીચા દેખાડવા માટે રામઘાટ નિવાસી કૃષ્ણાનંદને શાસ્ત્રાર્થ માટે લાવ્યા. આ કૃષ્ણાનંદ પ્રથમ રામઘાટમાં સ્વામીજીથી હાર પામી ચૂક્યા હતા. શાસ્ત્રાર્થ સ્થાન અને દિવસ નક્કી કરવા છતાં કૃષ્ણાનંદનું શાસ્ત્રાર્થ સમરમાં ઊતરવાનું સાહસ થયું નહિ.

**મુસ્લિમ તહસીલદાર :** અનૂપશહરના સૈયદ મહમદ સ્વામીજીના નિષ્કલંક જીવન, ઉદારતા અને જનોપકારક કાર્યોથી તેના ભક્ત બની ગયા હતા.

**પાનમાં ઝેર :** મૂર્તિપૂજાના ખંડનથી રોષે ભરાયેલા એક બ્રાહ્મણ પૂજારીએ વિષયુક્ત પાન સ્વામીજીને ખવડાવ્યું. તે મુખમાં જતાં સ્વામીજી પામી ગયા અને ન્યોલી ક્રિયા દ્વારા કાઢી નાખીને સ્વસ્થ થઈ ગયા. પરંતુ સૈયદ મહમદને ખબર પડતાં તેઓ અપરાધીને પકડીને સ્વામીજી પાસે લાવ્યા. તેમની ધારણા હતી કે સ્વામીજી મારા પર પ્રસન્ન થશે અને તેના પર કેસ કરવા કહ્યું, પરંતુ કરુણાસાગર દયાનંદે કહ્યું કે, **''હું સંસારના**

**લોકોને કેદ કરવા નહિ, પરંતુ અજ્ઞાન, અવિદ્યા અને અંધકારના કારાવાસમાંથી મુક્ત કરવા આવ્યો છું."** અપરાધીને છોડી મૂક્યો – **"क्षमा वीरस्य भूषणम्"** સાર્થક કર્યું દયાનંદે.

**વાળંદની રોટી :** એક દિવસ એક વાળંદ પોતાના ઘરેથી સ્વામીજી માટે ભોજન બનાવીને લાવ્યો. સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો. ઉપસ્થિત લોકોએ કહ્યું કે, "આ તો વાળંદની રોટી છે." સ્વામીજીએ વિનોદપૂર્વક કહ્યું, "આ વાળંદની ક્યાં છે ? આ તો ઘઉંની રોટી છે." ઊંચનીચના ભેદ અને અસ્પૃશ્યતાના એ યુગમાં દયાનંદનું સુધાર કાર્ય અનુપમ હતું.

**સૂર્યને અર્ઘ્ય :** એક દિવસ ગંગા નજીક લોકો સૂર્યને જલનું અર્ઘ્ય આપતા જોઈને સ્વામીજીએ વિનોદભાવથી કહ્યું, "અરે ભોળા ભાઈઓ ! પાણીમાં પાણી નાખવાથી શો ફાયદો ? જો કોઈ વૃક્ષના મૂળમાં પાણી નાખો તો લાભ પણ થાય."

**છલેસર :** અનૂપશહરથી રામઘાટ અને ચાસી થઈને સંવત ૧૯૨૭ કારતક વદ ૪ શનિવાર (૧૨ નવેમ્બર, ૧૮૭૦)ના રોજ સ્વામીજી છલેસર આવ્યા.

**સ્વાગત સમારોહ :** ઠાકોર મુકુંદસિંહ તથા સેંકડો મનુષ્યોએ સ્વામીજીનું સ્વાગત કર્યું અને સ્વામીજીને પાલકીમાં બેસવા માટે પ્રાર્થના કરી. પરંતુ સ્વામીજી ભક્તસમૂહની સાથે જ ચાલીને આવ્યા. એક બાગમાં ઉતારાની વ્યવસ્થા કરવામાં આવી. પ્રતિદિન સાંજે ઉપદેશ થતો રહ્યો અને પૌરાણિક પંડિતો સાથે શાસ્ત્રાર્થ અને શંકા-સમાધાનનો કાર્યક્રમ પણ રહ્યો.

**પિતાપુત્રનો મનમેળાપ :** ઠાકોર મુકુંદસિંહ સ્વામીજીના પરમ ભક્ત હતા. તેમણે સ્વામીજીની પાસેથી યજ્ઞોપવીત પણ ધારણ કરેલ હતું. તેમને પોતાના પુત્ર ચંદનસિંહ સાથે મનમેળ ન હતો. સ્વામીજીએ તે પિતા-પુત્રને સમજાવીને મનમેળાપ કરાવ્યો.

**મકાઈની રોટી :** એક દિવસ એક ખેડૂત મકાઈના મોટા રોટલા લઈને આવ્યો અને અત્યંત શ્રદ્ધાભાવથી સ્વીકાર કરવા આગ્રહ કરવા લાગ્યો. 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવના રાખનાર સ્વામીજીએ તેનો પ્રેમથી સ્વીકાર કર્યો. ખેડૂતે ગદ્ગદિત થઈને પ્રસન્નતા પ્રકટ કરી.

છલેસરથી સ્વામીજી ગંગાતટ પર યાત્રા કરતા **રામઘાટ** આવ્યા અને ત્યાંથી **ફર્રૂખાબાદ** આવીને પૂર્વ સ્થાપિત પાઠશાળાનું નિરીક્ષણ કર્યું. ત્યાંથી ફરી ચોથી વાર કાશી આવ્યા. આ સ્થાનોમાં ઉપદેશ, પ્રચાર વગેરે કરીને કલકત્તા જવાનો વિચાર કર્યો, કારણ કે તે સમયે એ ભારતની રાજધાની હતી અને બંગાળના સુધારકોની પ્રવૃત્તિઓનું કેન્દ્ર હતું.

**મુગલસરાય :** સંવત ૧૯૨૮ ચૈત્ર સુદ ૮ મંગળવાર (૧૬ એપ્રિલ, ૧૮૭૨)ના રોજ સ્વામીજી મુગલસરાય આવ્યા. અહીં પાદરી લાલબિહારી સાથે પાપ ક્ષમા થવા વિશે વાર્તાલાપ થતાં સ્વામીજીએ પાપનું ફળ અવશ્ય ભોગવવું પડે છે, તેનું પ્રતિપાદન કર્યું. તેમ જ ભક્ષ્યાભક્ષ્ય વિષય પર પણ ચર્ચા કરી.



**ડુમરાવ :** મુગલસરાય દશ દિવસ રોકાઈને સ્વામીજી ચૈત્ર વદ ૪ શનિવારના રોજ ડુમરાવ પધાર્યા. અહીં જિજ્ઞાસુઓનો મૂર્તિપૂજા પર વાર્તાલાપ થતાં વેદોમાં તેનું વિધાન નથી, તેમ સ્પષ્ટ સમજાવ્યું.

**પં. દુર્ગાદત્ત સાથે શાસ્ત્રાર્થ :** આ પંડિત શિવપંથી હતા અને નર્મદેશ્વર મહાદેવની પાષાણ લિંગાકૃતિ સદા પોતાની સાથે રાખતા હતા. શાસ્ત્રાર્થના સમયે પણ તે સાથે લાવેલ અને એક ખુરશી પર પોતાની પાસે રાખેલ. જેથી સ્વામીજીએ પૂછ્યું કે, "આ શું છે ?" દુર્ગાદત્તે કહ્યું, "નર્મદેશ્વર મહાદેવ છે." સ્વામીજીએ કહ્યું, "આવા મહાદેવ તો નર્મદા તટ પર અસંખ્ય પડ્યા છે." મૂર્તિ પ્રકરણને છોડીને દુર્ગાદત્તે દ્વૈતાદ્વૈત પર સંવાદ કરવા માંડ્યો. સ્વામીજીએ તેના **'एकमेवाद्वितीयं'** વાક્યની તાત્ત્વિક ચર્ચા કરીને શંકરાચાર્યના એ મતનું ખંડન કર્યું.

ફરી મૂર્તિપૂજા પર વાત આવતાં સ્વામીજીએ વેદોનું પ્રમાણ માંગતાં દુર્ગાદત્તે **"त्र्यम्बकं यजामहे"** અને **"ब्राह्मणोऽस्यमुखमासीद्"** મંત્રો રજૂ કર્યા. સ્વામીજીએ તેની વાસ્તવિક વ્યાખ્યા કરીને મૂર્તિપૂજાનો દૂરનો પણ સંબંધ નથી તેમ પ્રતિપાદન કર્યું. આ પ્રસંગમાં જાબાલોપનિષદ વિશે ચર્ચા થતા સ્વામીજીએ વ્યંગપૂર્વક કહ્યું કે, "તેમાં વાગ્ જાલ પાથરીને વેદવિરુદ્ધ વાતો હોવાથી તે 'જાલઉપનિષદ્' છે." અંતમાં પં. દુર્ગાદત્તનું વિદ્યાભિમાન ભાંગીને ભૂકો થઈ ગયું અને વેદોમાં મૂર્તિપૂજાનું વિધાન નથી તેમ સ્વીકાર કરીને તેઓ ચાલ્યા ગયા. પરંતુ આ અતિ ઘમંડી અને આત્મશ્લાઘી પંડિત પાછળથી અનર્ગલ પ્રલાપ કરતા રહ્યા.

**આરા :** ડુમરાવથી સ્વામીજી શ્રાવણવદમાં આરા આવ્યા. અહીં પં. રુદ્રદત્ત અને પં. ચંદ્રદત્ત સાથે મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ થયો. પંડિતોએ માત્ર પુરાણોનાં પ્રમાણો આપ્યાં. સ્વામીજીએ વેદનાં પ્રમાણ માગ્યાં તે આપી શક્યા નહિ અને સ્વામીજીએ પુરાણોનું ખંડન કરતાં એ પંડિતો ક્ષુબ્ધ ભાવથી સભાત્યાગ કરીને ચાલ્યા ગયા.

આરામાં સ્વામીજીનાં બે પ્રવચનો રાજકીય વિદ્યાલયના પ્રાંગણમાં થયાં. જેમાં વૈદિક ધર્મનું સ્વરૂપ બતાવ્યું અને પ્રચલિત પૌરાણિક મતોની આલોચના કરવામાં આવી.

**પટણા :** સંવત ૧૯૨૮ ભાદરવા સુદ ૩, શુક્રવાર (૬ સપ્ટેમ્બર, ૧૮૭૨)ના રોજ સ્વામીજીએ પટણા આવીને મહારાજા ભૂપસિંહના એશબાગમાં નિવાસ કર્યો.

**પં. રામજીવન ભટ્ટ :** આ પંડિત એક દિવસ પોતાના પ્રચારક સાઠ મનુષ્યો સાથે સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યા, પરંતુ નિરુત્તર બનીને ચાલ્યા ગયા.

**મૃત્યુ પછી જીવની ગતિ :** છોટેલાલ નામની એક વ્યક્તિએ સ્વામીજીને પૂછ્યું કે, "મૃત્યુ પછી જીવ ક્યાં જાય છે ?" સ્વામીજીએ યજુર્વેદ અનુસાર તેનું સમાધાન આપ્યું અને સ્વર્ગ-નરકની મિથ્યા કલ્પનાની આલોચના કરી.

**વિનોદભાવ :** સ્વામીજી વિનોદભાવથી દુર્ગાપાઠને મુર્ગાપાઠ, કૌમુદીને કુમતિ

અને મનુસ્મૃતિના ટીકાકાર કુલ્લૂકને ઉલ્લૂક કહેતા ત્યારે શ્રોતાઓ પણ હસી પડતા.

**સંસારત્યાગ અસંભવ :** વકીલ શ્રી ગુરુપ્રસાદે એક દિવસ શંકા કરી કે, ''ભગવન્ ! સંસારાશ્રમનો અર્થાત્ પુત્ર, પત્ની, પરિવાર, ઘર વગેરેનો ત્યાગ યોગ્ય છે કે નહિ ?''

સ્વામીજીએ સમાધાન કર્યું કે, ''સંસારમાં તો ખાવું, પીવું, સૂવું, જાગવું, શ્વાસોચ્છ્વાસ લેવા, વિદ્યાધ્યયન કરવું વગેરે સર્વ કર્મોનો પણ સમાવેશ થાય છે. જેથી તેનો ત્યાગ કરવો તો અસંભવ છે.''

**જોડા અને ચાખડીનો સંવાદ :** એક દિવસ એક મૈથિલ પંડિત (પ્રસિદ્ધ સાહિત્યકાર પં. અંબિકાદત્ત વ્યાસ) સ્વામીજી સાથે સંસ્કૃતમાં વાર્તાલાપ કરતા રહ્યા. પ્રસંગવશ સ્વામીજીએ ભાગવતનું ખંડન કર્યું. આથી પંડિતે કહ્યું કે, ''સ્વામીજી, ખંડન કરવું સરળ છે, પરંતુ ભાગવતના અઢાર હજાર શ્લોકો રચવાનું સામર્થ્ય આજ સુધી કોઈ વિદ્વાનમાં થયું નથી.''

સ્વામીજીએ મંદ હાસ્યપૂર્વક કહ્યું, ''ભાગવતમાં જેવા કલ્પિત કથાના અઢાર હજાર શ્લોકો છે, તેવા કલ્પિત આડત્રીસ હજાર શ્લોકો જોડા અને ચાખડીના સંવાદરૂપે હું તમોને લખાવું છું. તમે લખવાનું શરૂ કરો.'' ત્યારબાદ સ્વામીજીના મુખમાંથી વાક્ વૈખરી મકરંદની માફક નિસૃત થવા લાગી. પંડિતે હજી દશ જ શ્લોક લખ્યા ત્યાં તો તેના વચન માધુર્ય અને પદવિન્યાસના લાલિત્ય પર તેઓ એવા તો મોહિત થઈ ગયા કે સ્વામીજીનાં ચરણ પકડીને તેઓની રચનાત્મક શક્તિની ખૂબ ખૂબ પ્રશંસા કરીને ચાલ્યા ગયા.

**હું બાબા આદમના યુગનો છું :** સંવત ૧૯૨૮ આસો સુદ ગુરુવાર (૩ ઓક્ટોબર, ૧૮૭૨)ના રોજ સ્વામીજીએ પટણાથી મુંગેર તરફ રેલવેમાર્ગ દ્વારા પ્રસ્થાન કર્યું. રસ્તામાં એક મનોરંજક ઘટના બની. જમાલપુર જંક્શન પર બીજી ટ્રેન બદલવા માટે થોડી વાર રોકાવાનું થયું. સ્વામીજી પ્લેટફૉર્મ પર ફરતા હતા. તે સમયે એક અંગ્રેજ ઍન્જિનિયર પોતાની પત્ની સાથે ઊભો હતો. કોપીનધારી પરમહંસને જોઈ તેની પત્નીને ખરાબ લાગ્યું. તેના પતિએ સ્ટેશન માસ્તરને આજ્ઞા કરી કે, ''એ નગ્ન ફકીરને ત્યાંથી હટાવો.'' સ્ટેશન માસ્તર સ્વામીજીને જાણતો હતો. તેણે આવીને વિનયપૂર્વક કહ્યું કે, ''સ્વામીજી ગાડીને હજી વાર છે. આપ વિશ્રામાલયમાં જઈને ખુરશી પર આરામ કરો.''

સ્વામીજી સમજી ગયા; બોલ્યા કે, ''જેણે તમને મારી પાસે મોકલ્યા છે, તેને જઈને કહો કે, હું એ યુગનો મનુષ્ય છું કે જેમાં તમારા બાબા આદમ અને બીબી હવ્વા એડનના બગીચામાં તદ્દન નગ્ન શરીરે ફરતાં હતાં.''

સ્વામીજીએ લટાર મારવાનું ચાલુ રાખ્યું. સ્ટેશન માસ્તરે જઈને ગોરા ઍન્જિનિયરને



કહ્યું કે, ''આ કોઈ ભીખ માંગતો સાધુ નથી કે જેને હું હટાવી દઉં. આ તો પ્રસિદ્ધ સુધારક સ્વામી દયાનંદ છે.'' આ સાંભળીને ગોરા વ્યક્તિને પોતાની ભૂલ સમજમાં આવી અને સ્વામીજી પાસે આવીને તેણે ભાવભર્યા શબ્દો ઉચ્ચાર્યા કે, ''આપનાં દર્શનની ઘણા સમયથી ઈચ્છા હતી તે આજ પૂર્ણ થઈ.'' અને મુંગેરની ગાડી ચાલતી થઈ ત્યાં સુધી વાર્તાલાપ કરતા રહ્યા.

**મુંગેર :** સન્ ૪ ઓક્ટોબર ૧૮૭૨ના રોજ શુક્રવારે સ્વામીજીએ મુંગેર પહોંચીને ગંગાતટવર્તી એક આશ્રમમાં નિવાસ કર્યો.

**મૌની સાધુ :** ત્રીજા દિવસે એક મૌની સાધુ સ્વામીજી પાસે આવ્યો. સ્વામીજીએ તેને કહ્યું, ''જો તું મૂર્ખ હોય તો મૌન રહેવું ઠીક છે. પરંતુ જો પઠિત હો તો બોલવું હિતકર છે.'' જેથી તેણે મૌન છોડી દીધું અને વાર્તાલાપ કરીને ચાલ્યો ગયો.

**અનાર્ષગ્રંથ ગંગામાં પધરાવ્યાં :** એક દિવસ સ્વામીજીએ શિષ્ય રાજનાથને **'આદિત્ય હૃદય'** પુસ્તકનો પાઠ કરતાં જોયો. તેમ જ એવાં અનાર્ષ પુસ્તકો જોઈને તેને ગંગામાં ફેંકી આવવા કહ્યું અને ત્યાર પછી તે આર્ષગ્રંથોનું અધ્યયન કરતો રહ્યો.

**ભાગલપુર :** આસો વદ ૪ રવિવારના રોજ સ્વામીજી ભાગલપુર પધાર્યા. અહીં એક અગ્રવાલ ગૃહસ્થ નિઃસંતાન હતા અને પુત્ર કામનાથી સાધુ-સંતોની સેવા કરતા હતા. તેઓ બે દિવસ સ્વામીજી માટે ભોજન લાવતા રહ્યા. ત્રીજા દિવસે સ્વામીજીને ખબર પડતાં સ્પષ્ટ કહ્યું કે, ''મને તમારા સ્વાર્થનું ભોજન નથી જોઈતું. યાદ રાખો, વરદાન આપવાથી કોઈને પુત્રપ્રાપ્તિ થઈ શકતી નથી.''

**મૃતક શ્રાદ્ધ ખંડન :** એક દિવસ સરકારી હાઈસ્કૂલના આચાર્ય નિવારણચંદ્ર મુખરજીના આગ્રહથી સ્વામીજીએ તેમના વિદ્યાલયમાં **'કર્તવ્યાકર્તવ્ય'** પર પ્રવચન આપ્યું. સાથે જીવિત માતાપિતાની સેવા એ શ્રાદ્ધ છે અને મૃતકોનું શ્રાદ્ધ તેઆને મળતું નથી તેમ પ્રતિપાદન કર્યું.

**મહારાજા બર્દવાન :** (પ્રાચીન નામ વર્ધમાન) આ મહારાજાએ ચાર નૈયાયિક પંડિતો સાથે સ્વામીજીને મળીને વિચારવિમર્શ કર્યો હતો.

**બ્રાહ્મણ-ઈસાઈનો પશ્ચાત્તાપ :** એક દિવસ પાદરીઓ સાથે ધર્મ ચર્ચા ચાલતી હતી. ત્યારે એક બ્રાહ્મણમાંથી ઈસાઈ બનેલ યુવકે સંતાપ અને પશ્ચાત્તાપ સાથે કહ્યું, ''આપ જેવા મહાત્મા મને મળ્યા હોત તો હું ઈસાઈ ન બન્યો હોત. હું સ્કૂલમા ભણતો હતો ત્યારે પાદરીનહિન્દુ ધર્મ પર કટાક્ષ સાંભળીને ઘરે આવતો અને પંડિતોને પૂછતાં તેના કોઈ ઉત્તર ન મળતાં હું ઈસાઈ બની ગયો છું.'' બંગાળમાં ઈસાઈ પાદરીઓએ જે જાળ બિછાવી હતી તેના કારણે કેટલાક લબ્ધપ્રતિષ્ઠત બંગાળી વિદ્વાનો પણ ધર્મપરિવર્તન કરીને ઈસાઈ બન્યા હતા. એ સમયમાં **સ્વામી દયાનંદ સિવાય અન્ય કોઈ સમાજસુધારકે**

આ ધર્માન્તરણની સમસ્યા પર ધ્યાન આપ્યું ન હતું.

**ધર્મના પતનની પરાકાષ્ઠા :** એક દિવસ પર્વના કારણે ગંગા પાર મેળો હતો. સ્વામીજીએ એક સ્થાન પર પ્રવચન આપીને મેળામાંથી પસાર થતાં એક હૃદય વિદારક દૃશ્ય જોયું કે, લોકો પોતાની પુત્રીઓ પંડાઓને દાનમાં આપી રહ્યા હતા. સ્વામીજી માટે એક ભક્ત નંદન ઓઝા ભોજન લાવતો. તે દિવસે ભોજન મૂકીને ચાલ્યો ગયો અને સવારે જોયું તો સ્વામીજીએ ભોજન કર્યું ન હતું. કારણ પૂછતાં સ્વામીજીએ સંતાપ સાથે કહ્યું કે, ''ધર્મજીવી પંડાઓની ધૂર્તતા, ધર્મના નામ પર ભોળા લોકોની મૂર્ખતા અને સ્વધર્મના પતનની પરાકાષ્ઠા પર રાત્રે ચિંતન કરતાં કરતાં મને એટલી વેદના થઈ કે ભોજન કરવાનું યાદ જ ન રહ્યું.''

પ્રિય પાઠકવૃંદ ! સાંસારિકતાથી સર્વથા અનાસક્ત, વિતરાગ, પરિવ્રાજક સંન્યાસી દયાનંદ ધર્મના નામ પર પોતાના જાતિબંધુઓના પતનની પરાકાષ્ઠાથી કેટલા દુઃખી થતા હતા તેનું આથી વધીને બીજું શું ઉદાહરણ હોઈ શકે ?

**કલકત્તા :** સંવત ૧૯૨૯ માગસર વદ ૨, સોમવાર (૧૬ ડિસેમ્બર, ૧૮૭૨)ના રોજ કલકત્તા આવીને રાજા સૌરીન્દ્ર મોહન ઠાકુરના પ્રમાદે કાનન બાગમાં ઊતર્યા.

**પં. હેમચંદ્ર ચક્રવર્તી :** તેઓ આદિ બ્રહ્મસમાજના ઉપદેશક હતા. તેમણે સ્વામીજીના કલકતા નિવાસનું તિથિવાર વિવરણ લખેલ છે. તેઓ સ્વામીજી પાસે યોગાભ્યાસ શીખતા રહ્યા અને તેમની પાસે ઉપનિષદનું અધ્યયન પણ કર્યું. તેમ જ તેમના ઉત્સાહની વૃદ્ધિ થતાં તેઓ સ્વામીજીના કલકત્તા પ્રસ્થાન પછી કાનપુર અને ફર્રૂખાબાદ પણ સાથે ગયા અને અધ્યયન કરતા રહ્યા.

શ્રી ચક્રવર્તીજીએ સ્વામીજી પાસે વાર્તાલાપ દ્વારા અનેક શંકાઓનું સમાધાન પ્રાપ્ત કર્યું. તેમાં જાતિભેદ, વર્ણવ્યવસ્થા, ઈશ્વરનું નિરાકારત્વ, ઈશ્વર પ્રાપ્તિ, યોગાનુષ્ઠાન વગેરે વિષયોનું સ્વામીજીએ સમાધાન કર્યું. તદુપરાંત મહર્ષિ કપિલ પ્રણીત સાંખ્યદર્શન અનીશ્વરવાદી નથી એ પુરવાર કરવા તેનાં સૂત્રોની વ્યાખ્યા સમજાવી અને ષડ્દર્શન પરસ્પર વિરોધી નહિ, પરંતુ એકબીજાનાં પૂરક છે તેમ જણાવ્યું.

**યજ્ઞોપવીત :** એ સમયે શ્રી કેશવચંદ્ર સેને યજ્ઞોપવીતના વિરુદ્ધમાં આંદોલન ચાલુ કર્યું હતું. શ્રી ચક્રવર્તીએ યજ્ઞોપવીત પહેરવું જોઈએ કે નહિ ? આ વિષયમાં પૂછતાં સ્વામીજીએ કહ્યું કે, ''અવશ્ય પહેરવું જોઈએ. તેનો મૂર્તિપૂજા અને જાતિ સાથે કોઈ સંબંધ નથી.'' આથી ચક્રવર્તીએ પોતાની જનોઈ ઉતારી નહિ, અને તે માટે આજન્મ સ્વામીજીના કૃતજ્ઞ રહ્યા કે, તેઓએ મને પતિત થતાં બચાવ્યો.

**બ્રહ્મસમાજ :** રાજા રામમોહનરાય સ્થાપિત બ્રહ્મસમાજમાં વિભિન્ન નેતાઓમાં મતભેદ હતો. એક વર્ગ શ્રી દેવેન્દ્રનાથ ટાગોર (રવીન્દ્રનાથના પિતા)નો હતો, જે મૂળ સ્થાપનાને વળગી રહ્યો હતો; અને બીજો કેશવચંદ્ર સેનનો તેથી વિપરીત પશ્ચિમી શિક્ષાથી પ્રભાવિત અને વિદેશી વિચારધારાથી દીક્ષિત નવીન વર્ગ હતો. (આના



વિસ્તાર માટે લેખકનું 'મહાભારતથી મહર્ષિ દયાનંદ' પુસ્તક દૃષ્ટવ્ય છે.)

**શ્રી કેશવચંદ્ર સેન :** જે સમયે સ્વામીજી કલકત્તા આવ્યા, ત્યારે શ્રી કેશવચંદ્રસેન બહારગામ ગયા હતા. જ્યારે સ્વામીજીને પ્રથમ વાર મળ્યા ત્યારે પોતાનો પરિચય ન આપતાં વાર્તાલાપમાં તેમણે સ્વામીજીને કહ્યું કે, ''આપ ક્યારેય કેશવચંદ્રસેનને મળ્યા છો ?''

**સ્વામીજી :** ''હા, મળ્યો છું.''

**કેશવચંદ્ર :** ''ક્યારે મળ્યા છો ?''

**સ્વામીજી :** ''અત્યારે, આપ જ કેશવચંદ્ર સેન છો.''

**કેશવચંદ્ર :** ''આપે મને કેમ ઓળખ્યો ?''

**સ્વામીજી :** ''જેવી વાતચીત તમે કરી રહ્યા છો તેવી બીજાથી થઈ શકે નહિ.'' કેશવબાબુ સ્વામીજીની પુરુષ પરીક્ષાની અપૂર્વ યોગ્યતાથી ખૂબ પ્રસન્ન થયા અને તે સમયથી સ્વામીજી પ્રત્યે હૃદયમાં પ્રેમ અને આદરનો ભાવ ઉત્પન્ન થઈ ગયો.

**વૈદિક ધર્મ કેમ સાચો છે ? :** કેશવબાબુએ એક દિવસ સ્વામીજીને પ્રશ્ન કર્યો. વર્તમાનમાં ત્રણ મોટા ધર્મ છે તેમાં કુરાન, બાઈબલ અને વેદમાં કોને સાચો ધર્મ માનવો ? સ્વામીજીએ વેદની સત્યતામાં છ યુક્તિઓ આપી અને જણાવ્યું કે કુરાન, બાઈબલમાં અનેક પ્રકારના ઝઘડા, કથા અને કહાણીઓ છે. પરંતુ વેદ નિર્દોષ હોવાથી તે સાચો ધર્મ છે.

**અનભિજ્ઞતા પર શોક :** સ્વામીજીની યુક્તિઓ અને અપરિમિત પ્રતિભા જોઈને એક વાર શ્રી કેશવબાબુએ કહ્યું કે, ''શોક છે કે આપના જેવા વેદોના અદ્વિતીય વિદ્વાન અંગ્રેજી નથી જાણતા, નહિ તો ઈંગ્લેન્ડ જતાં મારા સાથી બનત.'' સ્વામીજીએ પણ હસીને કહ્યું કે, ''બ્રહ્મસમાજના નેતા સંસ્કૃત નથી જાણતા અને જેને લોકો સમજતા નથી તે ભાષામાં ઉપદેશ આપે છે; તેનો મને પણ અફસોસ છે.''

**ભાષા અંગે સલાહ :** એક દિવસ કેશવચંદ્રે સ્વામીજીને કહ્યું કે આપ સંસ્કૃતમાં જ વાતચીત – ઉપદેશ કરો છો તે લોકો જાણતા ન હોવાથી પંડિતો તેને જુદું સમજાવી દે છે. આથી આપ દેશભાષામાં પ્રવચન કરો. એ લાભપ્રદ રહેશે. સ્વામીજીએ આ પરામર્શનો સ્વીકાર કરીને પછી આર્ય–હિન્દી ભાષાનો પ્રયોગ શરૂ કર્યો.

**વસ્ત્રધારણ અંગે સલાહ :** શ્રી સેન મહાશયે સ્વામીજીને એ પણ નિવેદન કર્યું કે આપ સભા વગેરેમાં જાઓ છો તો પૂરાં વસ્ત્ર ધારણ કરો એ યોગ્ય છે. સ્વામીજીએ ત્યારબાદ તેનો પણ સ્વીકાર કરીને કોપીનને બદલે પૂરાં કપડાં પહેરવાનો પ્રારંભ કર્યો.

**શ્રી દેવેન્દ્રનાથ ટાગોર :** સ્વામીજીને કલકત્તા આમંત્રિત કરનાર મુખ્ય દેવેન્દ્રનાથ ટાગોર હતા. તેઓ બ્રહ્મસમાજના માઘોત્સવ (૨૧ જાન્યુઆરી ૧૮૭૩)માં સ્વામીજીને વિશેષ અતિથિરૂપે પોતાના રાજમહેલ સમાન નિવાસમાં સન્માનપૂર્વક લાવ્યા.

સ્વામીજીએ અનેક બ્રાહ્મનેતાઓની હાજરીમાં પ્રવચન કર્યું અને વેદોની પ્રામાણિકતા પર વિચાર-વિમર્શ કર્યો. સાંજ થતાં સ્વામીજીને રોકવા માટે આગ્રહ કર્યો, પરંતુ એકાંતસેવી સ્વામીજી સ્વનિવાસ સ્થાને ગયા. દેવેન્દ્રનાથ ટાગોરના પુત્ર મહાકવિ રવીન્દ્રનાથ ટાગોરે (ત્યારે અગિયાર વર્ષના બાળક હતા) તેનું વર્ણન નિમ્ન શબ્દોમાં કરેલ છે :

*"સ્વામીજી બ્રહ્મસમાજના માઘોત્સવમાં અમારા ઘરે આવ્યા હતા. તે સમયે બ્રહ્મસમાજના બધા નેતાઓ અમારા ઘરે હાજર હતા. મારા પિતાએ સ્વામીજીને ખૂબ જ સત્કાર-સ્વાગતપૂર્વક ઉપરના માળના રૂમમાં બેસાડ્યા હતા. સ્વામીજીનાં ઉજ્જ્વળ નેત્ર, હાસ્ય વેરતું મુખ, તેજોમય વાર્તાલાપ, સરલ અને મધુર આચરણથી સર્વ લોકો મુગ્ધ બની ગયા હતા. અમે બધા ભાઈઓએ તેઓના ચરણ સ્પર્શ કરીને પ્રણામ કર્યાં, તેઓએ અમને આશીર્વાદ આપ્યા. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, અક્ષયકુમારદત્ત, રાજનારાયણ વસુ અને હેમચંદ્ર ચક્રવર્તી વગેરેનો તેઓની સાથે વેદ અને બ્રહ્મસમાજ વિષયમાં વાર્તાલાપ થયો. પિતાજીના આદેશ અનુસાર અમે ભાઈઓ (રવીન્દ્રનાથ અગિયાર ભાઈઓમાં સર્વથી નાના હતા.) એ મળીને વેદો અને ઉપનિષદોના મંત્રોનું ગાન કરીને સ્વામીજીને સંભળાવ્યું. સ્વામીજી તેથી અત્યધિક પ્રસન્ન થયા. સ્વામીજીએ અમારા ઘરે માત્ર એક ગ્લાસ દૂધ જ પીધું હતું."*

**કલકત્તા યાત્રાની ફલશ્રુતિ :** કલકત્તામાં સ્વામીજીએ લગભગ સાડા ત્રણ મહિના નિવાસ કર્યો. તેનું વિસ્તારથી વર્ણન પ્રાપ્ત થાય છે. પરંતુ તે ગ્રંથ ગૌરવ ભયથી અત્રે સંભવ નથી. સંક્ષેપમાં કલકત્તા એ સમયે ભારતની રાજધાની હતી. વાઈસરૉયનો નિવાસ હતો, જેથી તેનું પ્રાધાન્ય હતું.

કલકત્તામાં તે સમયે શિક્ષાનો પ્રસાર, નવીન વિચારોનો પ્રચાર, બ્રહ્મસમાજ દ્વારા ધર્મ આંદોલન અને સામાજિક દૂષણો સામે સુધારનું યુદ્ધ ચાલી રહ્યું હતું. તેમાં અનેક અગ્રગણ્ય શિક્ષાશાસ્ત્રીઓ, વિદ્વાનો, બ્રહ્મસમાજના વિભિન્ન વિચારધારા ધરાવતા નેતાઓ, ઉપદેશકો વગેરેનો સ્વામીજીને પરિચય થયો. તેઓની સાથે વાર્તાલાપો, ચર્ચાઓ અને વિચારોનું આદાન-પ્રદાન થયું. પ્રસિદ્ધ બંગ મહાનુભાવોનું ઈસાઈ ધર્મમાં પરિવર્તન, સામાન્ય જનતામાં ઈસાઈયત તરફ ઝુકાવ, પશ્ચિમની વિચારધારાનો પ્રવાહ પણ વહી રહ્યો હતો.

સ્વામીજીએ કલકત્તા પ્રવાસથી ત્યાંના પ્રબુદ્ધ સમાજસુધારકો, વિભિન્ન વિચારો તથા ભિન્ન-ભિન્ન કાર્યપ્રણાલીનો પરિચય મળ્યો. સ્વામીજીના ધાર્મિક અને દાર્શનિક સિદ્ધાન્તોએ અત્યાર સુધીમાં સ્થિરતા પ્રાપ્ત કરી લીધી હતી. પરંતુ પોતાના દ્વારા ચલાવવામાં આવતો ધર્મ આંદોલન અને સમાજસુધારણા આગળ કેવી રીતે ચલાવવી, તેની કાર્યપદ્ધતિ કેવા પ્રકારની રાખવી અને તેને કેવું સ્થિર સ્વરૂપ આપવું, વગેરે સંબંધી વિચારણા કરવાનો અવસર તેમને કલકત્તા યાત્રાના ફળ સ્વરૂપે પ્રાપ્ત થયો.



**હુગલી :** સંવત ૧૯૨૯ ચૈત્ર સુદ ૪-મંગળવાર (૧ એપ્રિલ, ૧૮૭૩)ના રોજ સ્વામીજી પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી ભૂદેવ મુખોપાધ્યાયની સાથે હુગલી આવ્યા અને વૃન્દાવનચંદ્ર મંડલના બાગમાં નિવાસ કર્યો.

**પાદલી લાલબિહારી :** હુગલી કૉલેજના પ્રિન્સિપાલ ઈસાઈ રેવરંડ લાલબિહારી સ્વામીજીને મળવા આવ્યા અને વર્ણાશ્રમ પર વાર્તાલાપ કર્યો. સ્વામીજીના ઉત્તરોથી પ્રસન્ન થઈને બોલ્યા કે, "હું અજ્ઞાનવશ વૈદિક સિદ્ધાન્તોને ખોટા ધારતો હતો."

**પં. તારાચરણ તર્કરત્ન :** સ્વામીજીના પ્રસિદ્ધ કાશી શાસ્ત્રાર્થ સમયે આ પંડિત પરાજય પામ્યા હતા, જેથી સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવાથી બચતા રહેતા હતા. પરંતુ પોતાનું અભિમાન વ્યક્ત કરતા રહેતા હોવાથી અન્યોના કહેવાથી શાસ્ત્રાર્થ માટે ફરી આવ્યા અને મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ કરતાં અંતમાં તેઓ સ્વયં બોલ્યા કે, **'ઉપાસનામાત્રમેવ ભ્રમમૂલમ્'** સર્વ પ્રકારની પૂજા-ઉપાસના ભ્રમમૂલક છે. જેથી સ્વામીજીએ કહ્યું કે, "આપના કહેવાથી જ પ્રતિમાપૂજનનું ખંડન થઈ ગયું." આ રીતે પરાજય પામ્યા અને એ પણ સ્વીકાર કર્યો કે, "હું મૂર્તિપૂજાને મિથ્યા જાણું છું. પરંતુ જો હું એમ કહું તો મને કાશી નરેશ તરફથી મળતી વૃત્તિ બંધ થઈ જાય. આથી હું જીવનનિર્વાહ માટે સત્ય બોલી શકતો નથી." આ રીતે કાશી શાસ્ત્રાર્થ સમયના આ પ્રધાન પ્રવક્તાએ મૂર્તિપૂજા જીવિકા સાથે જોડાયેલી હોવાનો સ્વીકાર કર્યો.

**છપરા :** સ્વામીજી હુગલીથી બર્દવાન, ભાગલપુર (૧૭ એપ્રિલ) પટણા (૧૮ મે) થઈને ૧૯૨૯ વૈશાખ વદ ૧૪, રવિવાર (૨૫ મે ૧૮૭૩)ના રોજ **છપરા** પધાર્યા.

**વચ્ચે પડદો રાખીને શાસ્ત્રાર્થ :** પં. જગન્નાથની વિદ્વતાની નગરમાં ધાક હતી. તેને પૌરાણિક મંડળીએ શાસ્ત્રાર્થ માટે ઉત્તેજિત કર્યા. પરંતુ જગન્નાથે કહ્યું, "દયાનંદ નાસ્તિક છે. તેનું મોઢું જોવું પાપ છે." સ્વામીજીના કહેવાથી વચ્ચે પડદો રાખીને શાસ્ત્રાર્થ માટે આવ્યા. પૌરાણિક મંડળી ગુંડાઓને સાથે લાવેલ હતી. જગન્નાથ સાથે વાદ શરૂ થતાં તે અંતે ચૂપ થઈ ગયા. જેથી પંડિતોએ શોરબકોર કરી તોફાન મચાવીને સભા ભંગ કરીને ચાલ્યા ગયા.

**વિભિન્ન નગરોમાં પ્રવાસ :** છપરાથી સ્વામીજીએ **આરા** (૧૮૭૩ જૂન ૧૧ બુધવાર), **ડુમરાવ** (૨૬ જુલાઈ, શનિવાર), **મિરજાપુર** (૮ ઓગસ્ટ-શુક્રવાર), ત્યાંથી પ્રયાગ થઈને **કાનપુર** (૨૦ ઓક્ટોબર) **લખનૌ** (૧૦ નવેમ્બર) આવીને વિભિન્ન નગરોમાં ઉપદેશ અને શાસ્ત્રાર્થ કરીને પ્રચાર કર્યો.

**ફરૂખાબાદ :** લખનૌથી સ્વામીજી કાનપુર આવીને તે જ દિવસે સાંજે રવાના થઈને સંવત્ ૧૯૩૦ માગશર સુદ ૧ શુક્રવાર (૨૧ નવેમ્બર ૧૮૭૩)ના રોજ ઘોડાગાડીમાં પં. હેમચંદ્ર ચક્રવર્તી સાથે યાત્રા કરીને ફરૂખાબાદ પહોંચ્યા. અત્રે સ્વામીજી પૂર્વ યાત્રા સમયે સ્થાપિત પાઠશાળામાં ઊતર્યા.

**ગો-રક્ષાનો ઉપદેશ :** એ સમયે રાજકીય હાઈસ્કૂલના શિલાન્યાસ માટે પશ્ચિમોત્તર

પ્રદેશના ગવર્નર જ્યોર સાહેબ અને પ્રાન્તીય શિક્ષણ નિર્દેશક કેમ્પસન આવેલા. તેઓની સાથેના વાર્તાલાપમાં સ્વામીજીએ દેશહિતના વિષયો પર ચર્ચા કરી અને વિશેષ રૂપમાં જ્યારે ઇંગ્લૅન્ડ જવાનો પ્રસંગ બને ત્યારે ભારતના મંત્રીને મળીને ગોવધ બંધ કરવાની પ્રેરણા આપશો તેમ અનુરોધ કર્યો. જ્યોર સાહેબે આ દિશામાં પ્રયત્ન કરવાનું આશ્વાસન આપ્યું.

**આજીવિકા પ્રલોભન :** એક દિવસ પં. હેમચંદ્ર ચક્રવર્તીએ સ્વામીજીને પૂછ્યું કે, ''ભગવન્ ! મોટા-મોટા ધુરંધર વિદ્વાનો આપની સાથે શાસ્ત્રાર્થ કરવા આવે છે અને મૂર્તિપૂજાનું સમર્થન કરે છે. શું તે બધા ભ્રાન્તિમાં છે ?'' સ્વામીજીએ સ્પષ્ટ કહ્યું કે, ''સત્યાસત્યનો વિવેક તો થોડા લોકોને હોય છે. મોટા ભાગના મૂર્તિપૂજાને પોતાની આજીવિકાનું સાધન માનીને તેનો ત્યાગ કરી શકતા નથી.''

ફરૂખાબાદથી પ્રસ્થાન કરીને સ્વામીજી **કાસગંજ** (૧૦ ડિસેમ્બર) દશ દિવસ રોકાઈને **છલેસર** (૨૦ ડિસેમ્બર) આવીને ત્યાંથી હાથી પર સવારી કરીને (૨૬ ડિસેમ્બર) **અલીગઢ** આવ્યા.

**અલીગઢ :** અહીં સ્વામીજીનું ખૂબ જ પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક ડેપ્યુટી કલેક્ટર શ્રી રાજા જયકિશનદાસે આતિથ્ય કર્યું. શ્રી રાજાએ સ્વામીજીને ઉપદેશ ઉપરાંત પોતાની પ્રવચન-સામગ્રીને તથા ઉપદેશોને લેખબદ્ધ કરવાનો અનુરોધ કર્યો અને તેના પ્રકાશનની વ્યવસ્થા અને વ્યય આપવાનું વચન પણ આપ્યું. જેના પરિણામ સ્વરૂપ ભવિષ્યમાં **'સત્યાર્થપ્રકાશ'** નામના જગપ્રસિદ્ધ ગ્રંથના 'પ્રથમ સંસ્કરણ'નું પ્રકાશન થયું, જેનું આગળ વર્ણન કરવામાં આવશે.

**સ્વદેશીના પ્રયોગનો ઉપદેશ :** એક દિવસ ઠાકોર ભૂપાલસિંહ તેના પુત્ર ઉધોસિંહ સાથે મળવા આવ્યા. ઉધોસિંહને વિદેશી વસ્ત્રો પરિધાન કરેલા જોઈને સ્વામીજીએ તેમને સ્વદેશી વસ્તુઓના પ્રયોગ કરવાનો ઉપદેશ આપ્યો. આ હતો દયાનંદનો સ્વદેશ પ્રેમ.

**સામગાન :** એક દિવસ ઠાકોર મુકુંદસિંહની પ્રાર્થનાથી સ્વામીજીએ સામગાન સંભળાવ્યું. આ સાંભળીને ઉધોસિંહ તથા બધા ખૂબ જ પ્રસન્ન થયા કે આ મધુર સ્વર અને અદ્ભુત ગાન ક્યારેય સાંભળવા મળ્યું નથી.

**વૃક્ષ પર બેઠેલ કાગડો મહાન નથી :** એક દિવસ એક પંડિત ઊંચે ચબૂતરા પર બેસીને શાસ્ત્રચર્ચા કરવા લાગ્યો. લોકોએ તેને નીચે આવીને બેસવા સમજાવ્યો, પરંતુ તે માન્યો નહિ. સ્વામીજીને તેથી કોઈ ખરાબ ન લાગ્યું અને કહ્યું કે, ''ઉપર બેસવાથી કોઈ વ્યક્તિ મહાન નથી બની જતી. આ વૃક્ષ પર બેઠેલ કાગડો તો પંડિતથી પણ ઊંચે બેઠો છે.''

**શિવજીનાં નેત્રો :** એક દિવસ નગરના ગણમાન્ય લોકો ઉપદેશ શ્રવણ કરતા હતા ત્યારે એક ભાંગ-ચરસ સેવી લાલઘૂમ આંખ સાથે સ્વામીજી પાસે આવ્યો. સ્વામીજીએ તેની ડોકમાં રુદ્રાક્ષની માળા જોઈને કહ્યું કે, ''અરે સાધુજી ! તમે તો શિવજીની આંખો



કાઢી લાવ્યા છો !'' મૂર્ખ સાધુ સ્વામીજીના આ વિનોદને સમજી શક્યો નહિ.

**સર સૈયદ અહમદ ખાં :** મુસ્લિમ સુધારક અને બાદમાં 'સર' ઉપાધિ પ્રાપ્ત સૈયદ અહમદ ખાં એક દિવસ સ્વામીજીને મળવા આવ્યા અને પ્રશ્ન કર્યો કે, ''મહારાજ ! આપની દેશોદ્ધાર, સ્વદેશ ઉન્નતિ, એકેશ્વરવાદની વાતો તો ખૂબ જ પ્રશંસનીય છે. પરંતુ હવનમાં અલ્પ માત્રામાં ઘૃત-સામગ્રીથી વાયુમંડળ શુદ્ધ થવાની વાતનો ઘૂંટડો ગળે ઊતરતો નથી.''

સ્વામીજીએ સામે પ્રશ્ન કર્યો, ''મહાશયજી ! આપના ઘરે દરરોજ કેટલા માણસોની રસોઈ થાય છે ?''

''પચાસ-સાઠની.''

''તેના માટે કેટલી દાળ ઓરો છો ?''

''છ, સાત શેર.''

''એટલી દાળમાં હિંગ કેટલી નાખો છો ?''

''વધારેમાં વધારે રૂપિયા ભાર.''

''એમ કેમ ? આટલી બધી દાળને સ્વલ્પમાત્રામાં હિંગ કેમ સુવાસિત કરી શકે ?''

''બેશક, એ તો કરે જ છે ને.''

''તો પછી સૈયદસાહેબ ! સ્વલ્પ હિંગની માફક થોડી ઘૃત-સામગ્રીથી વાયુ સુગંધિત કેમ ન થાય ? અર્થાત્ અગ્નિમાં થોડી માત્રામાં નાખેલ દ્રવ્ય પણ સૂક્ષ્મરૂપ ધારણ કરીને વાયુમંડળની શુદ્ધિ કરે છે.''

સૈયદસાહેબનો સંશય દૂર થયો અને સ્વામીજીની યુક્તિથી તેઓ પ્રસન્ન થયા.

**પ્રસ્થાન :** અલીગઢથી હાથરસ (૨૨ જાન્યુઆરી, ૧૮૭૪) જઈને પાંચ દિવસ રોકાઈને સ્વામીજીએ મથુરા થઈને વૃંદાવન પ્રસ્થાન કર્યું.

**વૃંદાવન :** સંવત ૧૯૩૦ ફાગણ સુદ ૧૧ શુક્રવાર (૨૭ ફેબ્રુઆરી, ૧૮૭૪)ના રોજ સ્વામીજીએ વૃંદાવન આવીને રાધાબાગમાં નિવાસ કર્યો. એ સમયે ત્યાં બ્રહ્મોત્સવ અર્થાત્ રથયાત્રાનો મેળો હોવાથી હજારો મનુષ્યો એકત્ર થયા હતા. સ્વામીજીએ નિર્ભિકતાથી મૂર્તિપૂજા, તિલક, છાપ વગેરેનું ખંડન કરવાનો પ્રારંભ કર્યો. જેથી પૌરાણિક સાગરમાં હલચલ મચી ગઈ.

**રંગાચાર્ય :** આ બરૌલીના રાવ કર્ણસિંહના ગુરુ હતા અને જ્યારે સ્વામીજીના પ્રચારથી લોકો રંગાચાર્ય પાસે પહોંચ્યા. અને એટલામાં સ્વામીજીએ પણ રંગાચાર્યને પત્ર મોકલીને શાસ્ત્રાર્થ માટે આમંત્રણ આપ્યું.

રંગાચાર્યે કાશીના શાસ્ત્રાર્થની ચર્ચા સાંભળી હતી. જેમાં કહેવાતા દિગ્ગજ પંડિતો શાસ્ત્રાર્થ મહારથી દયાનંદ સામે પરાજય પામ્યા હતા. ત્યાં રંગાચાર્યનું શું ગજું હતું ?

રંગાચાર્યે પ્રથમ ઉત્તર આપ્યો કે અત્યારે મેળો ચાલી રહ્યો છે, જેથી સમય નથી. મેળાની સમાપ્તિ પછી પણ પોતે બીમાર હોવાનું બહાનું બતાવીને શાસ્ત્રાર્થ માટે આવ્યા નહિ.

રંગાચાર્યે એક સજ્જનને ત્યાં સુધી કહ્યું કે, ''મને શાસ્ત્રાર્થથી શો લાભ ? જો દયાનંદ હારી જાય તો તે સાધુનું શું બગડવાનું હતું ? પરંતુ હું હારી જાઉં તો મારી પ્રતિષ્ઠા તો નષ્ટ થઈ જાય.''

રંગાચાર્ય શાસ્ત્રાર્થ માટે મેદાનમાં ન આવ્યા, પરંતુ તેના ચેલાઓ નીચતા દાખવીને સ્વામીજીને ભયભીત કરવાના પ્રયત્નો કરતા રહ્યા. પરંતુ સ્વામીજીએ નિર્ભય બનીને કૃષ્ણભક્તિ તથા વૈષ્ણવોની આસ્થાના આ દુર્ગમ દુર્ગ પર કૂચ કરીને વિજય વૈજયન્તી ફરકાવીને મથુરા પ્રસ્થાન કર્યું.

**મથુરા :** સંવત ૧૯૩૦ ફાગણ વદ ૧૧, શનિવાર (૧૪ માર્ચ ૧૮૭૪)ના રોજ સ્વામીજીએ મથુરા આવીને ગોસ્વામી પુરુષોત્તમદાસના બળદેવ બાગમાં નિવાસ કર્યો. આ એ જ મથુરા નગર છે જ્યાં લગભગ તેર વર્ષ પૂર્વે દયાનંદ એક શિષ્યના રૂપમાં આવ્યા હતા અને પ્રજ્ઞાચક્ષુ ગુરુદેવ વિરજાનંદનાં ચરણોમાં બેસીને તેઓએ વૈદિક અને આર્ષ શાસ્ત્રોનાં રહસ્યોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને દેશોદ્ધારની ગુરુ દક્ષિણા આપીને ગયા હતા.

આજ એ જ દયાનંદ ફરી મથુરા આવ્યા છે. આજે એ શિષ્યરૂપમાં નહિ, પણ ગુરુ છે. આજે તેમણે વિખ્યાત ધર્માચાર્ય અને શાસ્ત્રોના અપૂર્વ વ્યાખ્યાતાના રૂપે પદાર્પણ કર્યું છે. આજ એમના નામના ડંકા બજી રહ્યા છે. તેમનું નામ સાંભળીને પૌરાણિક ગઢના પાયા હચમચી ઊઠે છે. ગઢ રક્ષકોના કલેજાં થરથરી ઊઠે છે. એના હૃદય થડકારા ચૂકી જાય છે અને દયાનંદના શાસ્ત્રાર્થની રણહાકથી ગઢના કાંગરાઓ ખરીને જમીનદોસ્ત થઈને ચકનાચૂર થઈ જાય છે. પુરાણપોપ સેનાપતિઓ અને ગઢ રક્ષકો છુપાઈને પલાયન કરી જાય છે.

**ચોબાઓનું આક્રમણ :** સ્વામીજીના આગમન પૂર્વે મથુરાના પંડિતો શાસ્ત્રાર્થની ડિંગ મારતા હતા, પરંતુ સામે આવવાનું કોઈએ સાહસ ન કર્યું. એક દિવસ ઉત્તેજના સાથે ચારસો-પાંચસો ચોબાઓ-પંડાઓ મોટી-મોટી લાઠીઓ લઈને સ્વામીજીના નિવાસસ્થાને મારવા માટે આવ્યા અને ગાળો વરસાવવા માંડ્યા. પરંતુ સ્વામીજીને તેનો કોઈ ડર ન હતો, પરંતુ એટલામાં સ્વામીજીના કર્ણવાસ નિવાસી ક્ષત્રિય અનુયાયીઓ આવ્યા, જેથી ચોબાઓ ગાળો ભાંડતા ત્યાંથી પલાયન કરી ગયા.

**કલાલ અને કસાઈ :** મુનીમ માંગીલાલ સ્વામીજીનો ભયંકર દ્વેષ કરતો હતો. તે સ્વામીજીની ઉજ્જ્વળ, ધવલ, પવિત્ર, નિર્મળ કીર્તિને લાંછન લગાડવા તૈયાર થયો. એક દિવસ સ્વામીજી લક્ષ્મીદાસ શેઠના મકાન પર પ્રવચન આપી રહ્યા હતા. ત્યારે એક કસાઈ અને એક કલાલે (દારૂના દુકાનદારે) આવીને દેકારો મચાવીને કહ્યું કે, ''સ્વામીજી ! પ્રવચન પછી આપજો, પહેલાં અમારો હિસાબ તો ચૂકતે કરી દો.''



સ્વામીજી તેમની ધૃષ્ટતા સમજી ગયા અને પ્રવચન પૂર્ણ થયા બાદ પ્રચંડ શક્તિશાળી સ્વામીજીએ એક હાથથી એકની અને બીજા હાથની બીજાની બોચી પકડીને કહ્યું, ''બોલો તમારો કેટલો હિસાબ બાકી છે ?'' તે બંને જણા ગભરાયા કે આ બાબા હવે માથાં ભટકાવીને કચુંબર કરી નાંખશે, જેથી હાથ જોડીને ક્ષમા માગીને માંગીલાલ મુનીમે અમને આમ કહેવા મોકલ્યા હતા તેમ સ્વીકાર કર્યો. દયાના દેવ અને ક્ષમાવીર દયાનંદે બંનેને છોડી દીધા.

**દુષ્ટોનું ષડ્યંત્ર :** એક દિવસ સ્વામીજીના પ્રવચન સ્થાન પર દુષ્ટ લોકોએ ષડયંત્ર રચીને એક વેશ્યાને સ્વામીજીને કલંકિત કરવા માટે મોકલી. પરંતુ તેણે જયારે સભામાં આવીને સ્વામીજીનું પવિત્ર, પ્રશાન્ત અને તેજસ્વી મુખમંડલ જોયું તો તેના મનની મલિનતા એકાએક દબાઈ ગઈ અને સ્વામીજી પ્રત્યે શ્રદ્ધા તથા ભક્તિભાવ ઉત્પન્ન થયા અને તે બોલી, ''મારા મનમાં આ મહાત્માને કલંકિત કરવાની ભાવના હતી. મારાથી મહાપાપ થયું છે.'' આમ વ્યથિત થઈને તે સ્વામીજી પાસે આવીને જમીન પર શિર નમાવીને ક્ષમા માંગવા માંડી. તેણે દુષ્ટ મનુષ્યો દ્વારા મને મોકલવામાં આવી હતી, તેમ જણાવીને રડી-રડીને પોતાનો પાલવ ભીંજવી દીધો. સ્વામીજીએ તેને આશ્વાસન આપીને કહ્યું, ''દેવી ! જાવ, ઈશ્વર કરે, તમારી આ સમયની આ સુમતિ સદા સ્થિર રહે.''

**મુરસાન :** સંવત ૧૯૩૦ ચૈત્ર સુદ ૨, શુક્રવાર (૨૦ માર્ચ ૧૮૭૪)ના રોજ મુરસાનના રાજા ટીકમસિંહ પોતાની બગી લઈને સ્વામીજીને તેડવા આવ્યા. અહીં ઠાકોર ગુરુપ્રસાદે પં. અંગદ શાસ્ત્રીની મદદથી યજુર્વેદના મહીધર ભાષ્યનો હિન્દી અનુવાદ કરેલ. તે સંબંધી ચર્ચા કરવા ટીકમસિંહે તેઓને જણાવેલ. પરંતુ ગુરુપ્રસાદ ૫૦૦-૬૦૦ માણસો સાથે આવ્યા અને સ્વામીજીને મળવાના બદલે તેમના નિવાસ બહાર ઊભા રહીને આવેશ અને ઉત્તેજનાપૂર્વક સ્વપ્રશંસા કરતા રહ્યા, પરંતુ સ્વામીજી સામે ગ્રંથની ચર્ચા કરવાનું સાહસ ન કર્યું.

રાજા ટીકમસિંહ પોતાની ફેટન ગાડીમાં બેસાડીને સ્વામીજીને હાથરસ જંક્શન પહોંચાડ્યા. ત્યાંથી રેલવે દ્વારા પ્રયાગ થઈને સન ૧૮૭૪ના મે માસમાં સ્વામીજી કાશી પહોંચ્યા.

**કાશી :** સ્વામીજીનું આ પાંચમીવાર કાશી આગમન હતું. આ સમયે સ્વામીજી વસ્ત્ર પરિધાન કરતા હતા અન તેમણે હિન્દી ભાષામાં પ્રવચન આપવાનો પ્રારંભ પણ કરી દીધો હતો.

**સત્યાર્થપ્રકાશ :** અલીગઢમાં રાજા જયકિશનદાસના અનુરોધ પર થયેલ વાતચીત મુજબ રાજાએ ચંદ્રશેખર નામક એક લહિયાની વ્યવસ્થા કરી અને ૧૨ જૂન, ૧૮૭૪ના રોજ લખાવવાનો પ્રારંભ કરી લગભગ અઢી મહિનામાં 'સત્યાર્થપ્રકાશ' ગ્રંથ પૂર્ણ કર્યો, જે ૧૮૭૫માં પ્રથમ સંસ્કરણ રૂપે રાજાસાહેબે પોતાના વ્યયથી પ્રકાશિત કર્યો.

પરંતુ આ ગ્રંથ સ્વામીજીની દેખરેખ નીચે છપાયો ન હતો. તેમ જ લહિયા ચંદ્રશેખરે દુષ્ટતાપૂર્વક સ્વામીજીની માન્યતાથી વિરુદ્ધ મૃતક શ્રાદ્ધ, યજ્ઞમાં પશુ હિંસા, માંસભક્ષણ વગેરે અવૈદિક સિદ્ધાન્ત પ્રવિષ્ટ કરેલ હતા, જેની સ્વામીજીને ખબર પડતાં વિજ્ઞાપન દ્વારા સ્પષ્ટતા કરી હતી અને બાદમાં પુનઃ ગ્રંથલેખન કરીને શુદ્ધ કરીને તેને માન્ય કરેલ હતો.

**વાર્તાલાપ અને પ્રવચન :** એક દિવસ પાદરી હૂપર સાથે સ્વામીજીનો 'ઈસાઈ મત' પર વાર્તાલાપ થયો. સર સૈયદ અહમદ ખાં તે સમયે કાશીમાં સબ મેજિસ્ટ્રેટ હતા. તેમના નિવાસ સાથે સ્વામીજીનું 'વેદોનું અપૌરુષેયત્વ' પર પ્રવચન થયું.

**અન્ય શંકા-સમાધાન :** અન્ય શહેરોની માફક અહીં પણ સ્વામીજી પાસે જિજ્ઞાસુઓ આવીને સમાધાન પ્રાપ્ત કરતા હતા. તેમાં એક મુસ્લિમ યુવકે માંસાહાર સંબંધી તથા અન્ય એક મુસ્લિમે પુનર્જન્મ વિષયમાં શંકાઓ કરતાં સ્વામીજીએ તેમનું સમાધાન કર્યું.

**કાક ભાષા :** સ્વામીજી સરળ સંસ્કૃતમાં ઉપદેશ કરતા. તેથી એક નૈયાયિક પંડિતે સ્વામીજીને સંસ્કૃત આવડતું નથી તેમ કહીને નવ્ય ન્યાયમાં શાસ્ત્રાર્થ કરવા કહ્યું. પંડિતને અભિમાન હતું કે સ્વામીજી એ ભાષામાં પરાજય પામશે. પરંતુ સ્વામીજીએ તેના સ્વલ્પ સમયમાં છક્કા છોડાવી દીધા. ત્યાં હાજર રહેલા શ્રોતાઓને સ્વામીજીએ પૂછ્યું કે,''તમે આમાં કાંઈ સમજ્યા ?'' શ્રોતાઓએ ના પાડી. જેથી સ્વામીજીએ કહ્યું કે, ''બે કાગડા લડે તો તેની ભાષા કોઈ સમજી શકે નહિ, તેવી નવ્ય ન્યાયની ભાષા હોવાથી હું તેને 'કાકભાષા' કહું છું અને હું બધા સમજી શકે તે માટે સરળ સંસ્કૃતનો પ્રયોગ કરું છું.''

**પં. આર્યમુનિ :** આ મહામહોપાધ્યાય અદ્વૈત રંગમાં રંગાયેલ હતા અને તેમને પોતાના પાંડિત્યનું અભિમાન હતું. જેથી સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરતા અતિ અલ્પ સમય પણ ટકી શક્યા નહિ. સ્વામીજીએ આ યુવકને વિદ્વાન બનવાના આશીર્વાદ આપ્યા. જે સાર્થક થયા અને તેઓએ સ્વામીજીના શિષ્ય બની અનેક શાસ્ત્રાર્થો કર્યા અને વિપુલ માત્રામાં વૈદિક સાહિત્ય નિર્માણ કર્યું.

**પ્રયાગ :** સંવત ૧૯૩૦ અધિક અષાઢ વદ ૨ બુધવાર (૧ જુલાઈ, ૧૮૭૪)ના રોજ સ્વામીજી પ્રયાગ આવ્યા. અહીં અનેક લોકો ઉપદેશ સાંભળવા આવવા લાગ્યા.

**પં. કાશીનાથ :** પ્રયાગની મ્યોર કૉલેજના પ્રાધ્યાપક પં. કાશીનાથ, વિદ્યાર્થીઓ અને ઈસાઈ પં. નીલકંઠ શાસ્ત્રી સ્વામીજીને મળવા આવ્યા. પં. નીલકંઠે પ્રો. મેક્ષમૂલરના વેદાર્થ સંબંધી ચર્ચા કરતાં સ્વામીજીએ મેક્ષમૂલરના વેદભાષ્યને ભ્રમમૂલક સિદ્ધ કર્યું અને ઈસાઈમતની આલોચના કરી.

**કોલાહલ :** પં. કાશીનાથ શાસ્ત્રીએ સ્વામીજીને અવજ્ઞાપૂર્વક કહ્યું, ''આપે કયા મતલબથી દેશભરમાં કોલાહલ મચાવી રાખ્યો છે ?'' સ્વામીજીએ શાંતભાવથી



ઉત્તર આપ્યો કે, ''પંથવાદી પંડિતોએ લોકોને દગાથી પોતાની જાળમાં ફસાવી રાખ્યા છે. જડપૂજનથી મનુષ્યોની બુદ્ધિ પણ જડ બની ગઈ છે. લોકોમાં સત્યાસત્ય જાણવાનો વિવેક પણ મંદ પડ્યો છે. જેથી સત્ય સિદ્ધાંતોના પ્રચાર માટે હું દેશભરમાં 'કોલાહલ' કરી રહ્યો છું.''

**પુનર્જન્મ સમર્થન :** મ્યોર કૉલેજના વિદ્યાર્થીઓની સ્વામીજી સાથે જીવોના આવાગમન અને પુનર્જન્મ વિષયો પર ચર્ચા થઈ. તેમાં વિદ્યાર્થીઓની ધારણા હતી કે ઋગ્વેદમાં પુનર્જન્મનો ઉલ્લેખ નથી. તેનું સ્વામીજીએ ખંડન કર્યું અને તે વિષયો પર યુક્તિ અને પ્રમાણસર સમાધાન આપ્યું.

**ગર્દભ-તાપિની ઉપનિષદ્ :** પૌરાણિકોએ રામતાપિની, ગોપાલતાપિની વગેરે અનાર્ષ ઉપનિષદોની રચના કરી છે. સ્વામીજીએ મનોરંજક શૈલીમાં એક ગર્દભ-તાપિની ઉપનિષદ્‌ની રચના કરી હતી. ક્યારેક શ્રોતાઓ સમક્ષ તેનાં વચનો સંભળાવીને વિનોદ કરતા હતા. અફસોસ કે એ પુસ્તકની એક પણ પ્રતિલિપિ પ્રાપ્ત નથી.

**વિષાક્ત મીઠાઈ :** એક દિવસ પછી એક બ્રાહ્મણ મીઠાઈ લઈને આવ્યો. તેણે સ્વામીજીને નમોનારાયણ કહીને મીઠાઈ ભેટ કરીને ખાવા માટે પ્રાર્થના કરી. સ્વામીજીએ તેને કહ્યું, ''લો, થોડી મીઠાઈ તમે પણ ખાવ.'' પરંતુ તેણે લીધી નહિ. ત્યારે સ્વામીજીએ તેને ધમકાવીને કહ્યું તોપણ તેણે લીધી નહિ, અને તે ધ્રુજવા લાગ્યો. સ્વામીજીએ કહ્યું, ''આ મનુષ્ય મારા માટે ઝેરયુક્ત મિષ્ટાન્ન લાવ્યો છે.'' પં. સુંદરલાલ તેને પોલીસ પાસે પકડાવવા ઈચ્છતા હતા. પરંતુ સ્વામીજીએ કહ્યું, ''જુઓ, તે પોતાના પાપના કારણે કેટલો ધ્રૂજી રહ્યો છે. તેને દંડ મળી ગયો છે.'' સ્વામીજીએ તેને ક્ષમાદાન આપ્યું. ત્યાર બાદ પં. સુંદરલાલે કૂતરાને થોડી મીઠાઈ ખવડાવતા તે કૂતરો મૃત્યુ પામ્યો. સ્વામીજીના પ્રાણહરણ માટે આવા અનેક બનાવો બન્યા હતા.

**જબલપુર :** સ્વામીજી સન ૧૮૭૪ ઑક્ટોબરમાં જબલપુર આવ્યા. અહીં તેઓનું એક પ્રવચન થયું. તેમણે સ્વજીવન વિશે થોડું વૃત્તાંત પણ બતાવ્યું.

**સ્વામીજીનો ફોટો :** પં. કૃષ્ણરાવના ઘરે સ્વામીજીનો એક ફોટો પાડવામાં આવ્યો હતો, જેની પ્રતિકૃતિ હાલમાં સંસદભવનની ગેલેરીમાં લગાવવામાં આવેલ છે.

**નાસિક :** જબલપુરથી સ્વામીજીએ નાસિક આવીને ચાર દિવસ રોકાઈને બે પ્રવચનો કર્યાં. અહીં શાસ્ત્રાર્થનું આયોજન કરવામાં આવેલ, પરંતુ કોઈ પંડિતો આવ્યા નહિ. આનું મુંબઈના 'ઇન્દુપ્રકાશ' સમાચારપત્રમાં વિસ્તારથી વિવરણ પ્રકટ કરવામાં આવ્યું હતું.

• • •

# મુંબઈ-ગુજરાતમાં દુંદુભિનાદ



જુગ જૂના કાળની થપ્પડો વચ્ચે અનેક ઝંઝાવાતોને પોતાની છાતી પર ઝીલીને અણનમ ઊભેલા હિમાલયની ગિરિમાળાઓની વચ્ચેથી ગંગોત્રી રૂપે ગંગાનો પ્રારંભ થયો છે. ગંગોત્રીનો પ્રવાહ નિર્મળ, પવિત્ર અને મોતી જેવા પાણીની છોળો ઊછાળતો સબળ, પ્રબળ ધોધ બની માર-માર કરતો આગળ ધપતો રહે છે. તેમ દયાનંદની જ્ઞાન ગંગાનો પ્રવાહ હરદ્વારથી પ્રારંભ થઈને અનેક સ્થળોમાં ધોધ વરસાવતો આગળ ધસમસી રહ્યો છે.

એ ભાગીરથીના પ્રવાહને અનેક ખડકો ટક્કર મારીને રોકવાનો પ્રયાસ કરે છે, પરંતુ તે આગળ ધપતો રહે છે, તેમ દયાનંદની જ્ઞાન-સરિતાના પ્રવાહને સ્વધર્મી અને વિધર્મીઓના અનેક કાળમીંઢ અને ગંઠાયેલા ખડકો આડા પડીને રોકવા મથી રહ્યા છે. પરંતુ એ ધસમસતો પ્રવાહ તેને ગોથલાવીને માર-માર કરતો આગળ ધપી રહ્યો છે અને મુંબઈમાં મહાસાગરના રૂપમાં દર્શન આપે છે.

સ્વામી દયાનંદે સુધાર-નવજાગરણના કાર્યનો પ્રારંભ તેની પ્રથમ અવસ્થામાં વૈષ્ણવ સંપ્રદાયના ખંડનથી કર્યો હતો. ધીરે-ધીરે તેનો પ્રવાહ પૌરાણિક મતો પર ફરી વળ્યો, તે સુધાર આંદોલનની બીજી અવસ્થા હતી. ત્યારબાદના અનેક પ્રચાર-પ્રવાસના અનુભવો અને જ્ઞાનની વિસ્તરતી જતી ક્ષિતિજથી વૈદિક સિદ્ધાંતો દઢ-મૂળ બનીને સંપૂર્ણ રૂપમાં પ્રકટ થઈ રહ્યા છે. તેની દુંદુભિનો નાદ બજી રહ્યો છે.

## મુંબઈ

સંવત ૧૯૩૦ આસો વદ ૧ સોમવાર (૨૬ ઓક્ટોબર, ૧૮૭૪)ના રોજ સ્વામીજી મુંબઈ પધાર્યા. કાશી શાસ્ત્રાર્થ સમયે સંયોગવશાત્ મુંબઈના કેટલાક મહાનુભાવો ઉપસ્થિત હતા. ત્યારે તેઓએ સ્વામીજીને મુંબઈ પધારવા આમંત્રણ પાઠવેલ. તદનુસાર સ્વામીજી મુંબઈ આવતાં અનેક મહાનુભાવોએ રેલવે સ્ટેશન પર સ્વામીજીનું સ્વાગત કરીને વાલકેશ્વર સ્થિત ગૌશાળામાં તેમના ઉતારાની વ્યવસ્થા કરી.

**વિજ્ઞાપન :** પં. સેવકલાલ કૃષ્ણદાસે સ્વામીજીના આગમનથી એક માસ પૂર્વ કાશી શાસ્ત્રાર્થનું સંક્ષિપ્ત વિવરણ 'આર્યમિત્ર' નામના ગુજરાતી પત્રમાં પ્રકાશિત કરેલ હતું. તેમ જ સ્વામીજીના આગમન બાદ પણ વિજ્ઞાપન દ્વારા જાણ કરવામાં આવતાં અનેક મનુષ્યો ધર્મચર્ચા અને ઉપદેશ ગ્રહણ કરવા આવવા લાગ્યા.

**મહારાજ લાયબલ કેસ :** વલ્લભ સંપ્રદાય — પુષ્ટિમાર્ગીય ધર્મગુરુ ગોસાંઈ મહારાજો 'બ્રહ્મસંબંધ' આપીને શિષ્યો બનાવતા હતા અને તેઓનાં તન-મન-ધન



પોતાને અર્પણ કરાવતા હતા. તેમાં ધન ઉપરાંત તન અર્થાત્ પોતાના શિષ્યો-ભક્તોની નવપરણીતા પત્નીઓને પોતાની શય્યાશાયિની બનાવતા હતા. ધર્મના નામે આ વ્યભિચાર અને દુરાચારની ધિક્કારપાત્ર પ્રવૃત્તિ પરાકાષ્ઠા પર પહોંચી હતી. આથી ખિન્ન થઈને તે જ સંપ્રદાયના એક અનુયાયી શ્રી કરસનદાસ મૂળજીએ પોતાના 'સત્યપ્રકાશ' નામક પત્રમાં મહારાજની આ દુરાચાર લીલા પ્રકટ કરવા માંડી હતી.

આથી રોષે ભરાયેલા પુષ્ટિમાર્ગીય જદુનાથ મહારાજે તેના પર (૧૮૬૧)માં કેસ કર્યો હતો. લાંબા સમય સુધી ચાલેલા આ કેસમાં સાક્ષીઓ દ્વારા મહારાજની વ્યભિચાર લીલા સાબિત થતાં કરસનદાસના પક્ષમાં ચુકાદો આવેલ હતો અને મહારાજની ખૂબ બદનામી થઈ હતી. (આ કેસનું વિવરણ ''મહારાજ લાયબલ કેસ'' નામથી પ્રકાશન પામેલ. તેની એક પ્રત આ પંક્તિ લેખક પાસે પણ હતી.)

**વલ્લભમત ખંડન :** સ્વામીજી વલ્લભ સંપ્રદાયની આ જુગુપ્સાપ્રેરક ગુપ્ત લીલાઓથી વ્યથિત થયા અને તેથી તેમણે તેનું ખંડન કરવાનો આરંભ કર્યો. સ્વામીજીના પ્રબળ ખંડનથી તે ધર્માંધોમાં હલચલ મચી ગઈ અને તેઓ સ્વામીજીના દુશ્મન બની ગયા.

**પ્રાણહરણના નિષ્ફળ પ્રયાસો :** (૧) ગોસ્વામી જીવણજી મહારાજે સ્વામીજીના રસોઈયા બળદેવને બોલાવીને પ્રલોભન આપ્યું કે, જો તું ઝેર આપીને સ્વામીજીને મારી નાખે, તો તને ૧૦૦૦/– રૂપિયા આપીશ અને તેની ચિઠ્ઠી લખી આપી, તેમ જ પાંચ રૂપિયા રોકડા અને પાંચ શેર મીઠાઈ તે સમયે આપી. પરંતુ કોઈ હિતૈષી દ્વારા સ્વામીજીને આ ષડ્યંત્રની જાણ થઈ ગઈ.

બળદેવ આવતાં જ સ્વામીજીએ તેને પૂછ્યું કે, ''તું ગોસાંઈ પાસે ગયો હતો ?'' બળદેવે ચરણ પકડીને કબૂલ કરતાં કહ્યું કે, ''હું પ્રલોભનમાં આવી ગયો હતો. પરંતુ હવે પાપનો ભાગી બનવા માગતો નથી.'' સ્વામીજીએ કહ્યું, ''મને મારી નાખવા અનેક ષડ્યંત્રો રચાયાં છે. છતાં હું ઈશ્વરી વિધાનથી હજી બચી ગયો છું.''

**(૨) એક અન્ય પ્રયાસ :** પ્રથમ પ્રયાસમાં સફળતા ન મળતાં એ દુષ્ટ પંથવાદીઓએ ઘાતકોને તૈયાર કર્યા. સ્વામીજી દરરોજ સમુદ્રતટ પર ફરવા જતા ત્યારે એ ઘાતક ગુંડાઓ પાછળ ફરતા રહેતા. આથી સ્વામીજી તેને જાણી ગયા અને ધમકાવતા તે ગુંડાઓ ડરીને ચાલ્યા ગયા. ત્યાર બાદ પણ સ્વામીજી નિર્ભય બનીને ભ્રમણ કરતા હતા.

**(૩) એક વધુ તપાસ :** વલ્લભ સંપ્રદાયના મહારાજો લંપટલીલા સાથે હિંસામાં પણ આગળ હતા. તેઓએ સ્વામીજીના પ્રાણહરણ માટે બે ગુંડાઓ તૈયાર કર્યા. એક દિવસ રાતે સ્વામીજીના રૂમમાં ઘૂસી આવ્યા, પરંતુ તે સમયે પં. સેવકલાલ ત્યાં હાજર હોવાથી તેમને પકડી લીધા અને ધમકાવતા તેમણે કબૂલ કર્યું કે સ્વામીજીની

હત્યા માટે અમને બસો રૂપિયા આપ્યા છે.

**સતર્કતા :** સ્વામીજીની ચકોર દૃષ્ટિ બધે ફરી વળતી. એક શેઠ તરફથી સ્વામીજીને ભોજન વગેરેની સામગ્રી એક દુકાનથી મળી રહે તેની વ્યવસ્થા કરી હતી. તે સ્વામીજીના સેવકો લઈ આવતા. એક વાર તપાસ કરતા તેઓ જરૂર કરતા ખૂબ જ વધારે લાવીને, વેચી દેતા જાણવામાં આવતા સ્વામીજીએ તે નોકરોને રજા આપી દીધી.

**ચોવીસ પ્રશ્નો :** જ્યારે વલ્લભ મતના મહારાજાઓએ કરેલાં સ્વામીજીના પ્રાણ હરણનાં ષડ્યંત્રો સફળ ન થયાં ત્યારે શાસ્ત્રાર્થમાં સ્વામીને પરાજિત કરવાના મનસૂબા રચવા માંડ્યા અને સ્વામીજીના જ્ઞાનની પરીક્ષા કરવા ચોવીસ પ્રશ્નો ગુપ્ત નામે લખીને મોકલ્યા. સ્વામીજીએ તેના ઉત્તર સ્વામી પૂર્ણાનંદ નામના સંન્યાસી ભક્ત દ્વારા મોકલ્યા અને શાસ્ત્રાર્થ માટે આહ્વાન કરીને પોતાને માન્ય પ્રામાણિક આર્ષ ગ્રંથોની એક સૂચિ પણ મોકલાવી.

**પં. બેચરશાસ્ત્રી :** સ્વામીજીનું પ્રથમ પ્રવચન ફરામજી કાસવજી હોલમાં થયું. તેમાં તેમણે મૂર્તિપૂજાનું ખંડન અને પુષ્ટિમાર્ગ—વલ્લભ સંપ્રદાયની તીવ્ર આલોચના કરી. આ સભામાં મતવાદીઓએ પં. બેચરશાસ્ત્રીને શાસ્ત્રાર્થ માટે મોકલ્યા હતા, પરંતુ વાસ્તવમાં શાસ્ત્રાર્થનો પ્રારંભ થાય તે પહેલાં જ અનિષ્ટકારી લોકોએ શોરબકોર સાથે હુલ્લડ મચાવતાં સભા ભંગ કરવામાં આવી.

**પં. ગટ્ટુલાલ :** વલ્લભ મતાનુયાયીઓ અનેક તરકીબોમાં ફાવ્યા નહિ. અંતમાં તેઓએ પં. ગટ્ટુલાલ નામના એક પ્રજ્ઞાચક્ષુ વિદ્વાનને શાસ્ત્રાર્થ માટે તૈયાર કર્યા. પ્રથમ શાસ્ત્રાર્થના નિયમો નક્કી કરવામાં સમય પસાર થયો. સ્વામીજીનું પ્રવચન ૫ ડિસેમ્બર, ૧૮૭૪ના રોજ ફરામજી કાસવજી હોલમાં જાહેર કરવામાં આવેલ મુજબ નિશ્ચિત હતું. તેમ જાણવા છતાં તે જ દિવસે અને તે જ સમયે વૈષ્ણવોએ લાલબાગમાં સભા ભરી અને તે જ જાહેર કર્યું કે સ્વામીજી આ સભામાં ન આવે તો તેને પરાજિત માનવામાં આવશે. સ્વામીજીને પોતાની નિર્ધારિત સભામાં જવું જરૂરી હોવાથી જઈ શક્યા નહિ.

પં. ગટ્ટુલાલે મૂર્તિપૂજાના સમર્થનમાં પ્રવચન આપવાનો પ્રારંભ કર્યો. ત્યાં હાજર પં. જનાર્દન ગોપાલ સૉલિસિટર અને પં. કાલિદાસે પ્રવચનની વચમાં જ ગટ્ટુલાલને પૂછ્યું, ''બાલકૃષ્ણની મૂર્તિ બનાવવાનું વિધાન વેદોમાં ક્યાં છે ? જો હોય તો બતાવો ?'' આથી ગટ્ટુલાલ નિરુત્તર થઈ ગયા. આ પ્રમાણે શાસ્ત્રાર્થ થયો નહિ, તેમ છતાં સ્વામીજીનો પરાજય થયાનો જુઠ્ઠો પ્રચાર કરીને વિરોધીએ આત્મસંતોષ મેળવ્યો. પરંતુ સ્વામીજીના શિષ્ય ગિરધરલાલ કોઠારીએ જાહેરાત પ્રગટ કરીને ભ્રમ નિવારણ કર્યું.

**ગ્રંથ લેખન-પ્રકાશન :** સત્યાર્થપ્રકાશ (પ્રથમ સંસ્કરણ)નું પ્રકાશન તો કાશીમાં



થયેલ હતું. મુંબઈમાં ઉપદેશ ઉપરાંત સ્વામીજીએ **'પંચમહાયજ્ઞ વિધિ', 'સંસ્કારવિધિ'** અને **'આર્યાભિવિનય'**નું લેખન-પ્રકાશન કરીને આર્યોનાં દૈનિક કર્મ અને ઉપાસના પર પ્રકાશ પાડ્યો. તદ્દુપરાંત **'વેદાન્તિધ્વાન્ત નિવારણ'**થી નવ્યવેદાન્ત ખંડન, **'વેદવિરુદ્ધ મતખંડન'**થી પુષ્ટિમાર્ગની આલોચના અને **'શિક્ષાપત્રી ધ્વાન્તનિવારણ'**થી સ્વામીનારાયણ મતના ખંડનમાં પુસ્તકો પ્રકાશિત કર્યાં.

**વેદભાષ્યનો નમૂનો :** સ્વામીજી વેદભાષ્ય લખવા વિચારી રહ્યા હતા. જેથી તેઓએ ૧૯૩૧ કારતક મહિનામાં ઋગ્વેદના પ્રથમ મંત્રના ભૌતિક અને પારમાર્થિક બે રીતે અર્થ કરીને ગુજરાતી અને મરાઠી અનુવાદ સહિત પ્રકાશિત કર્યા. તેના નમૂનાની પ્રત કાશીના પં. બાલશાસ્ત્રી અને સ્વામી વિશુદ્ધાનંદને મોકલી, પરંતુ તેઓએ કોઈ સમાલોચના મોકલી નહિ. આ ઉપરાંત બુલંદશહરના કલેક્ટર શ્રી એફ. એસ. ગ્રાઉસ તથા બનારસ સંસ્કૃત કૉલેજના પ્રિન્સિપાલ શ્રી ગ્રિફિથ સાહેબને પણ મોકલેલ. તેઓએ વિરુદ્ધ સંમતિ આપી હતી.

વેદભાષ્યનો આ નમૂનાની એક પણ પ્રત કોઈ સ્થળે અથવા પરોપકારિણી સભામાં પણ ઉપલબ્ધ નથી.

**પં. કૃષ્ણરામ ઈચ્છારામ :** આ ગુજરાતી પંડિતે સ્વામીજી સાથે રહીને લેખનકાર્યમાં સહાય કરવાની અને અધ્યયન કરવાની ઈચ્છા વ્યક્ત કરી. સ્વામીજીએ તેને પોતાની પાસે રાખી લીધા. સ્વામીજી તેમને અધ્યયન કરાવતા, પરંતુ હજી તેમના હૃદયમાં નવીન વેદાન્ત-અદ્વૈતવાદના વિચારો દૃઢ હતા. જેથી સ્વામીજીએ તેમની પાસે **'વેદાન્તિ-ધ્વાન્ત નિવારણ'** નામનો લઘુગ્રંથ લખાવ્યો, જે બે દિવસમાં સમાપ્ત થતાં જ પં. કૃષ્ણરામના અદ્વૈત વેદાન્તના વિચારો ધુમાડો બનીને ઊડી ગયા.

**ખાખી બળદેવનો ઉદ્ધાર :** પ્રયાગથી સાથે આવેલ રસોઈયો બળદેવ થોડા દિવસ પછી સ્વામીજી પાસેથી ચાલ્યો ગયો. એ દિવસોમાં વાલકેશ્વરમાં પર્ણકુટિમાં એક બળદેવ ખાખી રહેતો હતો, જે કાન્યકુબ્જ બ્રાહ્મણ હતો. આ બ્રહ્મચારી ખાખી શિર પર જટાજૂટ, શરીર પર ભભૂતી, શરીરે હૃષ્ટપુષ્ટ, સુગઠિત અને બળવાન હતો. તે સ્વામીજીનાં પ્રવચનો રસ્તા વચ્ચે ઊભા રહીને સાંભળતો. તેનો એવો જાદુ થયો કે તેણે પોતાની જટા મુંડાવી નાખી, મૂર્તિને તળાવમાં ફેંકી દીધી અને પોતાની કુટિ છોડીને સ્વામીજી સાથે રહેવા લાગ્યો. સ્વામીજીના ભ્રમણમાં (પ્રવાસમાં) પણ સાથે રહીને ઢાલ બની રહ્યો.

**મથુરા પંથ :** આ ગોસાંઈ જીવણજી મહારાજનો ચેલો સ્વામીજીના ઉપદેશથી એટલો પ્રભાવિત થયો કે તેણે કંઠી તોડી નાખી, પુષ્ટિમાર્ગને છોડી દીધો અને તેણે

બીજાઓને પણ પોતાના સાથી બનાવી લીધા.

## જન્મભૂમિ ગુજરાતમાં

સંવત ૧૯૦૩માં કોઈ અજ્ઞાત સંધ્યાના સમયે ટંકારા ગામનો એક બ્રાહ્મણ યુવક મૂળશંકર પરિવારનો મોહ છોડીને વૈરાગ્ય પથનો પથિક બનીને નીકળી ગયો હતો. તે એક વાર ફરી પોતાની માતૃભૂમિ પ્રદેશનાં દર્શન કરવા આવી રહ્યો છે. પરંતુ ગૃહત્યાગ સમયે તે સર્વથા અપરિચિત અને અખ્યાત હતો. આજે તે સર્વથા નવીનરૂપમાં અર્થાત્ યુગપ્રવર્તક, રાષ્ટ્રપુરુષ અને આદર્શ સમાજસુધારક સ્વામી દયાનંદ રૂપમાં કીર્તિમાન બનીને ગુજરાતની ધરતી પર પુનિત પગલાં પાડી રહ્યો છે.

## સુરત

સંવત ૧૯૩૧ કારતક વદ ૮, મંગળવાર (૧ ડિસેમ્બર, ૧૮૭૪)ના રોજ સ્વામીજી સુરત પહોંચ્યા. તેઓની સાથે પં. કૃષ્ણરામ અને બલદેવ (પૂર્વોક્ત ખાખી) હતા. તેઓના નિવાસની પ્રથમ વ્યવસ્થા ડેપ્યુટી કલેક્ટર રાવબહાદુર જગજીવનદાસના બાગમાં કરવામાં આવી, પરંતુ તે સ્થાન તાપી નદીના કિનારે નજીકમાં ઘાટ હોવાથી સ્ત્રીઓનાં ટોળેટોળાં સ્નાન કરવા આવતાં-જતાં આ કોલાહલથી બચવા મુકામ બદલીને કતારગામના રસ્તે શેઠ નગીનદાસના બંગલામાં નિવાસ કર્યો.

**ખીચડી પર નિર્વાહ :** 'કાશીનું મરણ અને સુરતનું જમણ' એ કહેવત એ સમયે પણ પ્રસિદ્ધ હતી. પરંતુ સ્વામીજીના શિષ્યો શેઠીયાઓ અને રાજાઓ છે, જેથી ભોજનની વ્યવસ્થા તેમણે કરી હશે - તેમ માનીને કોઈએ ભોજનની વ્યવસ્થા કરી નહિ.

પં. કૃષ્ણરામ વ્યવહારકુશળ હતા. તેઓ બાંધી મુઠ્ઠી રાખીને દરરોજ સાદામાં સાદું ખીચડીનું ભોજન બનાવી લેતા. અંતમાં તેઓની પાસેના ત્રણ-ચાર રૂપિયા પૂરા થયા, ત્યારે થોડા મુંઝાયા. કોને વાત કરવી ? કોની પાસે હાથ લાંબો કરવો ? બ્રાહ્મણ હોવા છતાં તે ભિક્ષુક ન હતા. અંતે પોતાના કાવ્યગુરુ કવિ નર્મદ પાસે જઈને વાત કરી અને સ્વામીજીના ભોજનની વ્યવસ્થા કરી દીધી. (આ પં. કૃષ્ણરામ સુરત જિલ્લાના ખરસાડ ગામના વતની હતા અને કાવ્યનો શોખ હોવાથી નર્મદના શિષ્ય હતા.)

**સુરતના વિદ્વાનો-સુધારકો :** એ સમયે સુરતમાં કવિ નર્મદની હાક વાગતી હતી. દુર્ગારામ મહેતાએ સુધારાનો શંખ ફૂંક્યો હતો અને તેમણે 'માર્ટિન લ્યૂથર'નું બિરુદ પ્રાપ્ત કર્યું હતું. સમાજમાં પ્રસરેલી રૂઢિઓનાં બંધન કાપીને ફગાવવાનો પુરુષાર્થ આદર્યો હતો. શ્રેયઃ સાધકવાળા નૃસિંહાચાર્યના ગુરુ મોહનબાબા શિક્ષિત સમાજમાં ખૂબ આદરપાત્ર હતા. એ સમયે સમગ્ર દેશને ધાર્મિક, આર્થિક, સામાજિક અને રાજકીય ગુલામીમાંથી મુક્ત કરવાના નવજાગરણના આદ્યપ્રવર્તક સ્વામી દયાનંદે સુરતની ધરતી પર પદાર્પણ કર્યું.



**પાંચ પ્રવચનો :** પં. દુર્ગારામ મહેતા અને કવિ નર્મદે વિચાર કરીને વિભિન્ન સ્થળે સ્વામીજીનાં પાંચ પ્રવચનોનું આયોજન કર્યું.

**પ્રથમ પ્રવચન :** સ્વામીજીએ તા. ૨ ડિસેમ્બરે પ્રથમ પ્રવચન એન્ડ્રુઝ લાઈબ્રેરીમાં આપ્યું. સભાના પ્રમુખસ્થાને નાયબ કલેક્ટર જગજીવનદાસ હતા. પ્રવચનમાં સ્વામીજીએ ભારતના કેટલાક સંપ્રદાયોના આચાર્યો તથા સુધારકો વિશે પોતાનો અભિમત પ્રકટ કર્યો. રાજા રામમોહનરાયના સંબંધમાં પ્રશંસાપૂર્ણ વાત કરી. ત્યારબાદ વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગની આલોચના કરી (સભાના પ્રમુખ સ્વયં તે મતના હતા.) પરંતુ સર્વે શાંતભાવથી સાંભળતા રહ્યા.

**ઘેલાભાઈનો દ્વેષ :** ત્યાર બાદ સ્વામીજીએ સહજાનંદ પ્રચલિત સ્વામીનારાયણ મતની આલોચના પ્રારંભ કરતા જ 'ગુજરાત મિત્ર' સાપ્તાહિક પત્રના સંપાદક ઘેલાભાઈ કે જે સ્વામીનારાયણ સંપ્રદાયના હતા તેમણે વચ્ચે ડખલ કરવાનો પ્રયત્ન કર્યો. સભાના પ્રમુખે તેમને રોકીને સભા સમાપ્તિ પછી શંકા-સમાધાન કરવા સૂચન કર્યું.

**શાસ્ત્રાર્થ - ચેલેન્જ :** સ્વામીજીએ પ્રવચન પૂર્ણ કર્યા પછી કોઈને શંકા સમાધાન અથવા શાસ્ત્રાર્થ કરવો હોય તો તૈયારી બતાવી. પરંતુ ઘેલાભાઈ કાંઈ પણ બોલી શક્યા નહિ અને બીજા કોઈ પણ સામે આવ્યા નહિ. એ સમયે સભામાં શ્રી નિર્ભયરામ મનસુખરામ કોન્ટ્રાક્ટર જે દશ વર્ષ સુધી સ્વામીનારાયણ સંપ્રદાયમાં રહ્યા હતા, તેમણે ઊભા થઈને સ્વામીજીના કથનની પુષ્ટિ કરી અને સ્વામીનારાયણમતની પોલ ખુલ્લી કરી. જેથી બિચારા ઘેલાભાઈ છૂ થઈ ગયા.

**બીજું પ્રવચન :** સરકારી હાઈસ્કૂલના મેદાનમાં, ચોકબજારમાં (હાલમાં જ્યાં ટ્રેનિંગ કૉલેજ આવેલી છે ત્યાં) થયું. સભાના પ્રમુખ ત્યારના હાઈસ્કૂલના આચાર્ય હતા. આ પ્રવચનમાં સ્વામીજીએ બૌદ્ધ, જૈન, પુરાણ અને તંત્રમત વગેરે સંપ્રદાયોમાં રહેલાં આર્યધર્મનાં કેટલાંક તત્ત્વોનું પ્રતિપાદન કર્યું.

**ત્રીજું પ્રવચન :** શ્રી રાયચંદ દીપચંદ કન્યાશાળામાં યોજાયું હતું.

**ચોથું પ્રવચન :** આ તા. ૭ ડિસેમ્બરના રોજ રૂઘનાથપુરામાં શેઠ શ્રી ઠાકોરભાઈ ચુનીલાલ ચકાવાળાના શિવમંદિર પાસેના એક મકાનમાં યોજાયું હતું.

સ્વામીજીની આ સભા એક ઐતિહાસિક સભા નીવડી હતી. સ્વામીજી સભાના નિશ્ચિત સમય પર આવી ગયા. શ્રોતાઓનાં ટોળાં આવવા લાગ્યાં, પરંતુ સભા સ્થાનનું મકાન અંદરથી બંધ હતું. મકાન ખોલવા પ્રયત્ન કરવામાં આવ્યો, પરંતુ કોઈ દાદ મળી નહિ. શ્રી ઠાકોરભાઈ સ્વામીજીના ભક્ત હતા. તેઓને સફળતા મળી નહિ. લોકો ભોંઠપ અનુભવવા લાગ્યા.

**પ્રવચન અહીં જ થશે :** શ્રોતા વર્ગમાંથી કેટલાક ભાઈઓએ વિનંતી કરી કે,

''આપની અનુમતિ હોય તો આપના પ્રવચનનો બીજા સ્થળે પ્રબંધ કરીએ.'' પરંતુ સ્વામીજીએ કહ્યું કે, ''પ્રવચન માટે આ સ્થાનની જાહેરાત કરવામાં આવી છે, જેથી પ્રવચન અહીં જ થશે.'' કોઈએ સ્વામીજી માટે ખુરશી લાવી આપી. તેના પર બેસીને, વેદમંત્રથી પ્રારંભ કરીને ખૂબ જ શાંતિથી પ્રવચન કર્યું. શ્રોતાઓએ શ્રદ્ધાપૂર્વક ત્યાં ખુલ્લી ભૂમિ પર ધૂળમાં બેસીને ઉપદેશામૃતનું પાન કર્યું.

**પાંચમું પ્રવચન :** આ પ્રવચન આમલીરાનમાં કવિ નર્મદના ઘરની નજીક મેદાનમાં નર્મદ ચકલે યોજવામાં આવ્યું. તે સભાના પ્રમુખસ્થાને પં. દુર્ગારામ મહેતાજી હતા. આ સભા ખૂબ જ યાદગાર બની. વિષય અદ્વૈતવાદનો હતો. સ્વામીજીએ પ્રવચનનો પ્રારંભ કર્યો કે થોડીવારમાં પં. ઇચ્છાશંકર શાસ્ત્રીએ શંકા કરીને પ્રતિવાદ કરવો આરંભ કરી દીધો. સભાના પ્રમુખે તેમને રોક્યા અને પ્રવચન સમાપ્ત થયા બાદ ચર્ચા કરવા જણાવ્યું.

**શાસ્ત્રીની શંકાઓ :** પ્રવચન પૂર્ણ થતાં પં. ઇચ્છાશંકર તથા અન્ય બ્રાહ્મણોએ શંકાઓ કરી અને શાસ્ત્રાર્થ કરવા આગળ આવ્યા. પરંતુ સ્વામીજીએ બે-ચાર પ્રશ્નોત્તરમાં જ તેઓને ચૂપ કરી દીધા. ત્યારે સંધ્યાનો સમય થઈ ગયો હતો અને અંધારું થવાની તૈયારી હતી. હજી સ્વામીજી સભા સ્થળમાં હતા, ત્યારે ઉપદ્રવી લોકોએ ઈંટોનાં રોડાં ફેંકવાનો પ્રારંભ કર્યો. લોકો સ્વામીજીને કવિ નર્મદના ઘરે લઈ ગયા અને ત્યાંથી સકુશળ નિવાસસ્થાન પર પહોંચાડવામાં આવ્યા.

**મોહનબાબા :** સ્વામીજીના ચોથા રૂઘનાથપુરાના પ્રવચન સમયે આ મોહનબાબા પધારતા તેમનો સ્વામીજી સાથે મેળાપ-પરિચય થયો. પ્રવચનની સમાપ્તિ પછી મોહનબાબાએ સ્વામીજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. આથી ત્યાં ઉપસ્થિત શ્રોતાજનો પર ખૂબ પ્રભાવ પડ્યો, કારણ કે બાબા સુરતમાં સન્માનનીય વ્યક્તિ હતા.

મોહનબાબા વડોદરાના નૃસિંહાચાર્યના ગુરુ હતા. ૮૦ વર્ષની વયના બાબા અદ્વૈત-વેદાન્તી હતા. પરંતુ મૂર્તિપૂજા તથા સાંપ્રદાયિક પાખંડોના ઘોર વિરોધી હતા. તેઓ સંસ્કૃત જાણતા ન હતા. પરંતુ ગુજરાતીમાં ભજનો બનાવતા અને ગાતા તેમાં પણ મૂર્તિપૂજાનું ખંડન કરતા હતા. બાબાની ઇચ્છા સ્વામીજીને સુરત બોલાવીને તેમનાં દર્શન કરવાની હતી. તે સંજોગોમાં આવેલી તકને તેઓએ ઝડપી લીધી. સ્વામીજીને પોતાના મઠ પર પધારવા નિમંત્રણ આપ્યું અને આતિથ્ય સ્વીકારવા વિનંતી કરી. સ્વામીજીએ સાચા હૃદયના ભક્ત બાબાની વિનંતીનો સ્વીકાર કર્યો.

**મોહનબાબાની સેવા–શુશ્રૂષા :** એક દિવસ સ્વામીજી, પં. દુર્ગારામ, પં. નર્મદાશંકર–નર્મદ અને પં. કૃષ્ણરામ વગેરે મોહનબાબાના આશ્રમ-મઠ પર ગયા. મોહનબાબાએ અત્યંત પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક સ્વામીજીનો સત્કાર કર્યો. સ્વામીજીના ગળામાં જયમાળા પહેરાવી, ચંદન લેપન કર્યું, પુષ્પોથી વધાવ્યા અને શિષ્યો સહિત



સ્વામીજીનો જયકાર કર્યો. ફરી તેઓના વિશેષ આગ્રહથી ગુજરાતના રિવાજ મુજબ સ્વામીજીએ મુગટો-અબોટિયું પહેરીને ઉપસ્થિત લોકોની સાથે ભોજન કર્યું.

**શિષ્યાઓને દર્શન :** મોહનબાબાએ પોતાની શિષ્યાઓની આપનાં દર્શનની પ્રબળ ઇચ્છા છે, તેમ કહી તે માટે સ્વામીજીને વિનંતી કરી. પ્રથમ તો સ્વામીજીએ ચતુર્થ આશ્રમની મર્યાદાની રક્ષાની દૃષ્ટિએ મહિલા વર્ગ સમક્ષ જવામાં સંકોચ કર્યો. પરંતુ અત્યધિક આગ્રહના કારણે તથા કવિ નર્મદ વગેરેએ પણ આપ જિતેન્દ્રિય પુરુષ છો અને મહિલાઓ આપનાં દર્શનની અભિલાષી છે એમ વિનંતી કરી; જેથી સ્વામીજી મહિલાઓના ખંડમાં ગયા. પરંતુ એ અવસરે તેઓ નિરંતર જમીન પર દૃષ્ટિ રાખીને બેઠા. મહિલાઓને ચરણસ્પર્શની રજા આપી નહિ. જેથી મહિલાઓએ દૂરથી પુષ્પાંજલિ અર્પણ કરીને સ્વામીજી પ્રત્યે પોતાની શ્રદ્ધા સમર્પિત કરી.

**પોંકનો નાસ્તો :** કતારગામના અનાવિલ દેસાઈ બ્રાહ્મણો જે ભિક્ષાવૃત્તિ નહિ પરંતુ ખેતી કરતા હતા, તેઓએ એક દિવસ સ્વામીજી પાસે આવીને પોતાને ત્યાં પધારવા વિનંતી કરી. સ્વામીજી તેનો સ્વીકાર કરીને ત્યાં ગયા અને આંબાવાડીમાં બેસીને ગામવાસીઓને ઉપદેશ આપીને કૃતાર્થ કર્યા. લોકોએ જુવારનો પોંક પાડીને સ્વામીજીને નાસ્તા માટે આપ્યો, જે બધાની સાથે બેસીને પ્રેમથી ખાધો.

**સ્વામીનારાયણ સાધુઓ :** ગુજરાતમાં સ્વામીનારાયણ સંપ્રદાયનું જોર હતું. સ્વામીજીએ તેનું ખંડન કરતા તે સંપ્રદાયના સાધુઓ ખૂબ ભયભીત થયા કે તેઓ સ્વામીજીના મુકામવાળા રસ્તેથી આવવા-જવાનું બંધ કરીને બીજા રસ્તે ચાલતા હતા.

**હું પૌરાણિક કથાકાર નથી :** સુરતનાં પ્રવચનો દરમિયાન એક શેઠ ખૂબ પ્રભાવિત થયા, જેથી તેઓએ સ્વામીજીને એક મૂલ્યવાન શાલ અર્પણ કરી. પરંતુ સ્વામીજીએ તેનો સ્વીકાર ન કર્યો અને કહ્યું કે, ''હું પુરાણી-કથા-કીર્તનકાર નથી.''

**શ્રી ઘેલાભાઈની કિન્નાખોરી :** સ્વામીજીના પ્રથમ પ્રવચનમાં ડખલ કરીને ઘેલાભાઈએ પોતાના 'ગુજરાતમિત્ર' પત્રમાં સ્વામીજીની વિરુદ્ધ ઝેર ઓકવાનું શરૂ કર્યું. સન્ ૧૨ ડિસેમ્બર, ૧૮૭૪ના અંકમાં તેઓની આલોચના એટલી તીવ્ર બની કે તેની યોગ્યતા સ્વીકાર કરવી પણ કઠિન હતી. તેઓએ સ્વામીજીનાં પ્રવચનો ખંડન કરનારા હોવાથી શાંતિનો ભંગ કરનાર છે, સરકાર વિરુદ્ધ છે, તેથી બંધ થવાં જોઈએ, જનતાએ જવું નહિ વગેરે ખૂબ જ અનર્ગલ પ્રલાપ કર્યો. પરંતુ તેઓની આલોચનાનો જનસાધારણ પર કોઈ પ્રભાવ પડ્યો નહિ. બાકીનાં ચાર પ્રવચનોમાં શ્રોતાઓનાં ટોળાં આવતાં હતાં. ચોથા પ્રવચનમાં તો લોકોએ નીચે જમીન પર ધૂળમાં બેસીને પણ સ્વામીજીના ઉપદેશામૃતનું પાન કર્યું હતું.

બિચારા ઘેલાભાઈ ! સ્વમતાંધ બની વિદ્વેષની ભઠ્ઠીમાં સળગતા રહ્યા અને સરકારને ભડકાવવાનો તેમનો પ્રયાસ પણ નિષ્ફળ બન્યો, કારણ કે ખુદ નાયબ કલેક્ટર જ તે સભાના પ્રમુખ સ્થાને હતા.

## ભરૂચ

સન ૧૮૭૪ ડિસેમ્બરમાં સ્વામીજી ભરૂચ આવ્યા. તેઓને લેવા માટે નાયબ કલેક્ટર શ્રી પ્રાણલાલ મહાવરદાસની ગાડી આવી હતી. નર્મદા કિનારે ભૃગુ ઋષિની ધર્મશાળામાં મુકામ કર્યો. ભરૂચની વ્યવસ્થા ઠાકોર ઉમરાવસિંહ, શ્રી મોહનલાલ વકીલ તથા શ્રી જેઠાલાલ વકીલે સંભાળી હતી. સ્વામીજીનાં પ્રવચનો પણ એ જ ધર્મશાળામાં થયાં હતાં.

**પં. માધવરાવ :** આ પં. માધવરાવ ત્રંબકરાવ દક્ષિણી બ્રાહ્મણ હતા. તેમની વિદ્વતાની શહેરમાં પ્રતિષ્ઠા હતી. તે ગૃહસ્થી હોવા છતાં મહંત હતા. તેમના અનેક અનુયાયીઓ પણ હતા. સ્વામીજીના પ્રથમ દિવસની સમાપ્તિ પછી શાસ્ત્રાર્થ માટે સ્વામીજી પાસે આવ્યા.

**શાસ્ત્રાર્થ :** સ્વામીજી સદા-સર્વદા શાસ્ત્રાર્થ માટે તૈયાર જ રહેતા. પરંતુ સ્વાનુભવથી તેઓએ હવે શાસ્ત્રાર્થના નિયમો બનાવ્યા હતા. તેમાં લેખિત શાસ્ત્રાર્થનો આગ્રહ રાખતા, વેદોને પ્રમાણ માનતા, વિષય નિશ્ચિત કરતાં જેથી પ્રતિપક્ષીને તદનુસાર અનુસરવાનું રહે. વાદનો પ્રારંભ કરતાં જ સ્વામીજીએ પં. માધવરાવને તેઓના અધ્યયન સંબંધમાં પૂછ્યું. પં. માધવરાવે ઉત્તરમાં તેઓએ વ્યાકરણમાં સિદ્ધાંત કૌમુદી તથા થોડું કાવ્યશાસ્ત્ર ભણ્યા હોવાનું કહ્યું.

આથી સ્વામીજીએ સ્પષ્ટતા કરતા કહ્યું કે, ''વ્યાકરણ અને કાવ્યના જ્ઞાન પર શાસ્ત્રીય વિષયો પર ચર્ચા થઈ શકે નહિ. જ્યારે તમે વેદાદિ શાસ્ત્રનું અધ્યયન કર્યું નથી તો મૂર્તિપૂજા વિષય પર શાસ્ત્રાર્થ કેવી રીતે કરશો ?''

પં. માધવરાવે કહ્યું, ''હું થોડો ઋગ્વેદ ભણ્યો છું.''

સ્વામીજીએ તેમને અનુરોધ કર્યો કે તેઓ ઋગ્વેદના કોઈ એક મંત્રથી મૂર્તિપૂજા સાબિત કરી આપે. સ્વામીજીના સંકેતથી પં. કૃષ્ણરામે ચારે વેદોનાં પુસ્તકો લાવી તેમની સામે રાખી દીધાં. હવે માધવરાવ માટે મુશ્કેલ બન્યું. જેમ-તેમ કરીને તેઓ ઋગ્વેદનો એક મંત્ર કાઢીને તેનો અર્થ કરવા માંડ્યા. સ્વામીજીએ પ્રત્યેક પદ પર તેમના અર્થોની અશુદ્ધિઓ બતાવવા માંડી. પરિણામ સ્વરૂપ માધવરાવ મૌન ધારણ કરીને બેસી રહ્યા.

**સ્વામીજીની સલાહ :** આથી સ્વામીજીએ તેમને સલાહ આપી કે, ''પંડિતજી ! હજી વધુ અધ્યયન કરો. તે વિના શાસ્ત્રાર્થ ન કરી શકાય.'' માધવરાવને આ સલાહ-શિખામણ ગમી નહિ અને પોતાના શિષ્યોની હાજરીમાં થયેલા પરાજયથી ખળભળી ઊઠ્યા તેમ જ ઊભા થઈને જતી સમયે કહ્યું કે, ''કાલ હું એક પ્રવચન કરવાનો છું અને તેમાં તમારું ખંડન કરીશ. તમે જરૂર આવજો.''

**શિષ્યની અસભ્યતા :** શાસ્ત્રાર્થની વચ્ચે જ માધવરાવનો એક શિષ્ય પોતાના



ગુરુના પરાજયથી ખિન્ન થઈને સ્વામીજી તરફ હાથ કરીને અશિષ્ટ બોલીને અનુચિત વ્યવહાર કરવા લાગ્યો.

**સ્વામીની શાંતિપ્રિયતા :** માધવરાવના શિષ્યના આવા વ્યવહારથી સ્વામીજીનો સેવક બળદેવ આવેશમાં આવી ગયો અને તેને ઝપટમાં લેવા જતો હતો, પરંતુ સ્વામીજીએ ધૈર્ય અને ગંભીરભાવે બળદેવને કહ્યું, ''તેના પર ગુસ્સો ન કર, એ તો આપણો ભાઈ છે. આપણે તેનું ભલું ઇચ્છીએ છીએ. મારા માન-અપમાનની ચિંતા ન કર. **ધર્મોપદેશકે તો સદા ધરતી સમાન સહનશીલ બનવું જોઈએ.''**

**માધવરાવનું પ્રવચન :** પં. માધવરાવે પરાજયથી ક્ષુબ્ધ થઈને બીજે દિવસે સભાનું આયોજન કર્યું. તેમાં પં. કૃષ્ણરામ તેનું વૃત્ત જાણવા ગયા. માધવરાવે મૂર્તિપૂજાના સમર્થનના પ્રમાણની કોઈ વાત ન કરતા બીજી અપ્રાસંગિક વાતો કરી અને સ્વામીજી પ્રત્યે દૂષિત ઉદ્‌ગારો પણ વ્યક્ત કર્યા.

**સ્વામીજીની સભા :** પં. કૃષ્ણરામે આવીને સ્વામીજી પાસે વૃત્તાન્ત આપ્યું. એ સાંભળીને સ્વામીજી હસી પડ્યા. સ્વામીજીએ પોતાના સ્થાન પર સભા રાખી. તેમાં પં. માધવરાવના કથનનું ખંડન કર્યું, પરંતુ તેની ગાળોનો કોઈ ઉત્તર ન આપ્યો. આ સભામાં પં. માધવરાવ અને તેના શિષ્યો પણ આવ્યા હતા. અન્ય સેંકડો શ્રોતાઓ હાજર હતા. તેમ જ તે સમયે ભરૂચ લશ્કરી છાવણીનું મથક હોવાથી તેમાંના ઉત્તર ભારતના સૈનિકો પણ પ્રવચન સાંભળવા આવ્યા હતા. ડેપ્યુટી કલેક્ટર પ્રાણલાલ પણ ઉપસ્થિત હતા.

**શિષ્યની ઉદ્દંડતા :** પં. માધવરાવનો એક શિષ્ય સભામાં પ્રવચન દરમિયાન ઊભો થઈને, દારૂડિયા સમાન બકવાટ કરીને સ્વામીજીનું અપમાન કરવા લાગ્યો. જેથી શ્રી પ્રાણલાલે તેને ઠપકો આપ્યો અને સૈનિકો તેને મારવા તૈયાર થઈ ગયા. પરંતુ સ્વામીજીએ તેને ક્ષમા આપી અને સૈનિકોને શાંત કર્યા.

**પારસી ઈસાઈનું પ્રવચન :** ભરૂચમાં સ્ટેશન માસ્તર પારસી હતો. તે રોમન કેથોલિક ઈસાઈ બની ગયેલો. તેણે સભામાં સ્વામીજીનું મૂર્તિપૂજા ખંડન પરનું પ્રવચન સાંભળીને તેની વિરુદ્ધમાં મૂર્તિપૂજાના સમર્થનમાં પોતાનું પ્રવચન એ જ ધર્મશાળાના સ્થાન પર કરવાની જાહેરાત કરી અને સ્વામીજીને આમંત્રિત કર્યા.

બીજા દિવસે તેણે સભા રાખી. સ્વામીજી માટે મંચ પર ખુરશી રાખી. પરંતુ સ્વામીજી સામાન્ય શ્રોતાઓની વચ્ચે બેઠા. સ્ટેશન માસ્તરે મૂર્તિપૂજાના પ્રતિપાદનમાં પોતાની યુક્તિઓ રજૂ કરી.

સ્ટેશન માસ્તરના સ્વામીજીએ ત્યારપછી એક સભા રાખીને ઈસાઈ સ્ટેશન માસ્તરના પ્રવચનનું ખંડન કરીને તેનો ઉત્તર આપ્યો.

**શાસ્ત્રાર્થનો ઈન્કાર :** પૌરાણિક પંડિતો અને લોકોમાં સ્વામીજીનાં પ્રવચનોથી

ખળભળાટ મચ્યો હતો. પરંતુ શાસ્ત્રાર્થ માટે કોઈ તૈયાર થતા ન હતા. એક અદ્વૈતાનંદ સંન્યાસી ભરૂચમાં હતા. તેની પાસે પૌરાણિક પંડિતોએ જઈને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા અનુરોધ કર્યો, પરંતુ તેણે 'દયાનંદ જેવા નાસ્તિક સાથે હું શાસ્ત્રાર્થ નહિ કરું' એવો ઉત્તર આપીને ઇન્કાર કરી દીધો. જ્યારે કાશીના દિગ્જ્જ પંડિતો દયાનંદ સાથે શાસ્ત્રાર્થથી થરથરતા હતા, ત્યારે સાવજની બોડમાં હાથ નાખવાનું સાહસ કોણ કરે ?

**સ્ત્રીઓને ઉપદેશ :** સામાન્ય રીતે સ્વામીજી સ્ત્રીઓની સામે ઉપદેશ આપતા નહિ. પરંતુ એક દિવસ અનેક ભાર્ગવ બ્રાહ્મણ અને અદ્વૈતાનંદની શિષ્યાઓ ઉપદેશ શ્રવણ કરવા માટે આવી. તેમના વિશેષ આગ્રહ અને અનુરોધથી અપવાદરૂપે સ્વામીજીને અહીં સ્ત્રીઓને સંબોધન કરવું પડ્યું. સ્વામીજીએ સ્ત્રીઓને ઉપદેશમાં કહ્યું કે, ''સ્ત્રીઓએ પતિસેવા અને પોતાના કર્તવ્યનું પાલન કરવું યોગ્ય છે. ઢોંગી ગુરુઓ અને પાખંડી સાધુઓનાં દર્શન માટે જ્યાં-ત્યાં ભટકતાં રહેવું અયોગ્ય છે.''

**ગુરુમંત્ર :** એક દિવસ ઠાકોર ઉમરાવસિંહે સ્વામીજીને પોતાનો શિષ્ય બનાવી ગુરુમંત્ર આપવા અનુરોધ કર્યો. સ્વામીજીએ સ્પષ્ટ કહ્યું કે, ''હું કાન ફૂંકીને મંત્ર આપનારો ગુરુ નથી અને એ રીતે મંત્ર આપવો એ સિદ્ધાંત વિરુદ્ધ છે. વેદોમાં તો મંત્રોનો ભંડાર છે. પછી ગુરુ પાસેથી મંત્ર લેવાનો શું અર્થ છે ?''

**શંકરના અવતાર :** એક દિવસ શ્રી જેઠાલાલ વકીલે કહ્યું, ''સ્વામીજી ! જો આપ મૂર્તિપૂજા શાસ્ત્ર સંમત છે એટલું જ કહો, તો અમે આપને શંકરનો અવતાર માનવા માંડીએ.'' સ્વામીજીએ સ્પષ્ટ કહ્યું કે, ''આવી કોઈ સાંસારિક એષણા માટે અને પ્રલોભનથી સત્યનો પરિત્યાગ થઈ શકે નહિ.''

**સરળ સંસ્કૃત :** એક દિવસ શ્રી જેઠાલાલ વકીલે વાતચીતમાં કહ્યું કે, ''સ્વામીજી આપનું સંસ્કૃત ખૂબ સરળ છે. પંડિતો જટિલ સંસ્કૃત બોલે છે.'' સ્વામીજીએ કહ્યું, ''મારો ઉદ્દેશ્ય લોકોને સમજાવવાનો છે, પંડિતાઈનું પ્રદર્શન કરવાનો નથી. તેમ જ ભાષાને જટિલ-કઠિન બનાવવાનો મારી પાસે સમય પણ ક્યાં છે ?''

**શિષ્યોને વ્યવહારિક ઉપદેશ :** સ્વામીજી પોતાના શિષ્યો તથા કર્મચારીઓને શિષ્ટ વ્યવહારનો ઉપદેશ પણ આપતા હતા. એક દિવસ સ્વામીજી જમીને વામકુક્ષિ કરતા હતા, ત્યારે એક વિદ્યાર્થી તેઓની તરફ પગ રાખીને સૂતો. ઊઠ્યા પછી સ્વામીજીએ તેને આર્યમર્યાદા સમજાવતા કહ્યું કે, ''ગુરુજનોની સામે પગ લાંબા કરીને બેસવું, સૂવું અથવા વાર્તાલાપની વચ્ચે અપ્રાસંગિક રૂપે બોલવું એ અશિષ્ટતા છે.''

એક દિવસ એક શિષ્યને સ્વામીજીએ કૂવા પરથી પાણી લાવવાનું કહ્યું. (ત્યારે નળ ન હતા). ત્યારે તેણે કહ્યું, ''હું બ્રાહ્મણનો દીકરો છું. પાણી લાવવાનું કામ તો હલકા માણસોનું છે.'' સ્વામીજીએ તેને સમજાવ્યો કે, ''જાતિનું મિથ્યા અભિમાન



ત્યાજ્ય છે. સેવા એ પરમધર્મ છે. ગુરુઆજ્ઞાનું પાલન એ કર્તવ્ય કર્મ છે.'' આ પ્રસંગે સ્વામીજીએ પોતાના વિદ્યાધ્યયન સમયના ગુરુ વિરજાનંદની સાથેનાં સંસ્મરણો પણ કહ્યાં.

**સેવાભાવ :** પં. કૃષ્ણરામને એક દિવસ તાવ આવ્યો. તેથી તેઓ સૂઈ ગયા. સ્વામીજી તેમના બિછાના પાસે બેસીને માથું દબાવવા-હાથ ફેરવવા લાગ્યા. જેથી તેઓ જાગી ગયા અને બોલ્યા કે, ''મહારાજ ! મને પાપમાં કાં નાખો છો ?'' સ્વામીજીએ પ્રેમભાવથી કહ્યું કે, ''સેવા કરવામાં ભેદભાવ ન હોઈ શકે. મોટા માણસો નાનાની સેવા નહિ કરે તો તેનામાં સેવાની ભાવના ક્યાંથી આવશે ? એકબીજાની સેવા કરવી એ માનવધર્મ છે.''

## અમદાવાદ

સંવત ૧૯૩૧ માગશર સુદ ૨, શુક્રવાર (૧૧ ડિસેમ્બર, ૧૮૭૪)ની રાત્રે સ્વામીજી અમદાવાદ આવ્યા. રેલ્વે સ્ટેશન પર તેઓના સ્વાગત માટે શ્રી મહિપતરામ રૂપરામ અને ગોપાલ હરિ દેશમુખ (જજ) વગેરે ગણમાન્ય પુરુષો હાજર હતા. સ્વામીજીએ માણિકેશ્વરના મંદિરમાં નિવાસ કર્યો.

**પ્રવચનમાળા :** પ્રારંભમાં સ્વામીજીનાં ત્રણ પ્રવચનો થયાં. તા. ૧૨ના પ્રથમ પ્રવચન હેમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમાં 'મૂર્તિપૂજા' વિષય પર થયું. તા. ૧૩ અને ૧૪નાં પ્રવચનો માણિકેશ્વરના મંદિરમાં 'વર્ણવ્યવસ્થા' પર થયાં. એ દિવસોમાં પ્રાર્થનાસમાજનો વાર્ષિક ઉત્સવ મનાવવામાં આવી રહ્યો હતો. જેથી તે સંસ્થાના અગ્રણીઓના આગ્રહથી સ્વામીજીનું એક પ્રવચન ટ્રેનિંગ કૉલેજમાં પણ રાખવામાં આવ્યું.

**શાસ્ત્રાર્થ ઉપક્રમ :** આ સભામાં શહેરના અગ્રણીઓ રાવબહાદુર શ્રી બેચરદાસ અંબાઈદાસ, ગોપાલરાવ હરિ દેશમુખ, ભોલાનાથ સારાભાઈ વગેરે હાજર હતા. તેઓએ વિચારવિમર્શ કરીને સ્વામીજીની સાથે નગરના પ્રસિદ્ધ શાસ્ત્રીઓ અને પંડિતોની સાથે શાસ્ત્રાર્થની યોજના બનાવી.

**શાસ્ત્રાર્થનું નિમંત્રણ :** તદનુસાર તેઓએ પોતાના હસ્તાક્ષરની એક વિજ્ઞપ્તિ ટ્રેનિંગ કૉલેજના આચાર્ય દેવશંકર શાસ્ત્રીના હસ્તે વિદ્વન્મંડલીને મોકલી આપી. તે વિદ્વાનોમાં પં. સેવકરામ, પં. લલ્લુભાઈ, પં. ભાસ્કર, પં. ભાઈશંકર, પં. દામોદર ભટ્ટ વગેરે ૩૦ પંડિતો હતા, જેમને તા. ૧૯ ડિસેમ્બરના દિવસે ટ્રેનિંગ કૉલેજમાં સ્વામી દયાનંદ સાથે શાસ્ત્રાર્થ માટે પધારવા અનુરોધ કર્યો હતો.

**શાસ્ત્રાર્થની શરતો :** સ્વામીજીએ આમંત્રણનો સ્વીકાર કર્યો અને પોતાની રાબેતા મુજબની શરતો રજૂ કરી. વિપક્ષી પં. બાપજી, કેશવશાસ્ત્રી વગેરે પંડિતોએ પોતાની

શરતો મૂકી કે સભામાં કોઈ યવનને પ્રવેશ આપવો નહિ અને મધ્યસ્થ ચાર પુરુષો રાખવા. આ બંને શરતોનો સ્વીકાર કરવામાં આવ્યો.

શાસ્ત્રાર્થના નક્કી કરેલા એક વાગ્યાના સમયે સ્વામીજી પહોંચી ગયા, પરંતુ આમંત્રિત એક પણ પંડિત ફરક્યો નહિ. જ્યારે એક-બે બ્રાહ્મણોએ આવીને વિભિન્ન પ્રશ્નો પૂછ્યા, ત્યારે તેનું સ્વામીજીએ સમાધાન કર્યું. ત્યાર બાદ સ્વામીજીએ 'પુનર્જન્મ' વિષય પર પ્રવચન આપ્યું અને સભા વિસર્જિત થઈ.

**અમદાવાદ નિવાસ વિવરણ :** અમદાવાદ નિવાસકાળનું વિવરણ ટાઈમ્સ ઑફ ઈન્ડિયા – ૧૪ જાન્યુઆરી, ૧૮૭૪માં આવેલ કે ''સ્વામીજી અમદાવાદમાં બે સપ્તાહથી અધિક સમય રહ્યા. તેઓ એક દિવસ પ્રવચન અને બીજા દિવસે પોતાના મુકામ પર શંકા-સમાધાન કરતા હતા. તેઓને વેદોનું વિસ્તૃત જ્ઞાન છે. ઉપરાંત હિન્દુઓના ધર્મગ્રંથોનો પણ ઊંડો અભ્યાસ છે. તેમ જ તેઓ જૈન, ઈસાઈ, મુસ્લિમ ધર્મગ્રંથોનું પણ જ્ઞાન ધરાવે છે. તેઓની પ્રવચન શૈલી અત્યુત્તમ છે, જેથી લોકો મોટી સંખ્યામાં આવે છે અને પસંદ કરે છે.''

આગળ નગરના શાસ્ત્રીવર્ગની સ્વામીજી પ્રત્યેની ધારણાનો ઉલ્લેખ કરેલ છે કે, ''અહીંના શાસ્ત્રીઓએ 'ફરતા સંન્યાસીની વાતોનો શો વિશ્વાસ ?' તેમ કહીને તેઓની ઉપેક્ષા કરી છે. શાસ્ત્રીઓને શાસ્ત્રાર્થ માટે બોલાવ્યા તો કોઈ ગયા નહિ. જે આમંત્રણ વિના ગયા, તે પણ એક કલાકથી વધુ સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ ચર્ચા કરી શક્યા નહિ.''

''શાસ્ત્રી લોકોનું કહેવું છે કે દયાનંદના વિજયનું એ કારણ છે કે સુધારક દળના પુરુષો દયાનંદનો પક્ષ લે છે અને તેમના પ્રત્યે સહાનુભૂતિ રાખે છે.''

**'હિતેચ્છુ'નું વિવરણ :** સ્વામીજીના અમદાવાદથી પ્રસ્થાન પછી તા. ૭-૧-૧૮૭૫ના 'હિતેચ્છુ' પત્રમાં સ્વામીનો અમદાવાદ નિવાસ, શાસ્ત્રીઓના પલાયનવાદ વગેરેનું વિસ્તાર વિવરણ પ્રકટ થયેલ છે, જેનો ગ્રંથ ગૌરવભયથી અત્રે માત્ર નિર્દેશ કરવામાં આવે છે.

## નડિયાદ

સ્વામીજી અમદાવાદથી એક દિવસ નડિયાદ ગયા હોવાનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. પરંતુ ભૌગોલિક દૃષ્ટિએ ભરૂચથી નડિયાદ આવીને અમદાવાદથી રાજકોટ જવાનું અધિક સુસંગત જણાય છે. નડિયાદની કોઈ વિગત મળતી નથી.

## રાજકોટ

સંવત ૧૯૩૧ માગશર વદ ૫, સોમવાર (૨૮ ડિસેમ્બર, ૧૮૭૪)ના રોજ સ્વામીજી અમદાવાદથી પ્રસ્થાન કરીને માગશર વદ ૮ ગુરુવાર (ડીસેમ્બર ૩૧)ના રોજ રાજકોટ પહોંચ્યા. ત્યાં કેમ્પની ધર્મશાળામાં નિવાસ કર્યો. રાજકોટ સ્વામીજી



શ્રી હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના નિમંત્રણથી ગયા હતા, જેથી તેઓ યજમાન હતા અને તેમણે સર્વ વ્યવસ્થા કરી હતી.

**આઠ પ્રવચન :** સ્વામીજી અહીં પોતાના નિવાસસ્થાન પર એક દિવસ પ્રવચન અને બીજા દિવસે શંકા સમાધાન કરતા. પ્રવચનો – (૧) ઈશ્વર, (૨) ધર્માધર્મ, (૩) વેદોનું અનાદિત્વ અને અપૌરુષેયત્વ, (૪) પુનર્જન્મ, (૫) વિદ્યા અને અવિદ્યા, (૬) મોક્ષ અને બંધ, (૭) આર્યોનો ઈતિહાસ અને (૮) માનવકર્તવ્ય આ આઠ વિષયો પર થયાં હતાં. આ પ્રવચનોના વિષયો સ્વામીજીએ નક્કી નહોતા કર્યા, પરંતુ લોકોની ઈચ્છાને અનુકૂળ વિષયો પર પ્રવચનો કર્યાં હતાં.

**અદ્‌ભુત વક્તૃત્વ :** સ્વામીજીનાં આ પ્રવચનો એટલાં પ્રભાવોત્પાદક હતાં કે શ્રી કાંટાવાળાએ કહ્યું કે, ''સ્વામીજીની વિદ્વત્તા, ગંભીર ચિંતન અને સૂક્ષ્મ વિચારનો અમને પરિચય મળ્યો. મેં આવી વક્તૃતા પહેલાં ક્યારેય સાંભળી નહોતી.''

**શાસ્ત્રાર્થ :** સ્વામીજીના આગમનથી શાસ્ત્રાર્થની ચર્ચા થવી સ્વાભાવિક હતી. એક દિવસ પં. મહીધર અને પં. જીવનરામ શાસ્ત્રીનો સ્વામીજી સાથે મૂર્તિપૂજા અને અદ્વૈતવાદ પર વાર્તાલાપ થયો. મૂર્તિપૂજા પર ચર્ચા કરતાં સ્વામીજીએ તેઓને તરત જ નિરુત્તર કરી દીધા. **'अहम् ब्रह्माऽस्मि'**નું રટણ કરનાર પંડિતોના અદ્વૈતવાદ પર સીધો આક્ષેપ કરતાં સ્વામીજીએ કહ્યું કે, ''જો તમે પોતાને–જીવને-બ્રહ્મ માનો છો તો તેમાં ઈશ્વરની સમાન સર્વજ્ઞતા, સર્વશક્તિમત્તા અને સર્વવ્યાપકતા વગેરે લક્ષણો કેમ ઘટી શકે ? અલ્પશક્તિ જીવ શું બ્રહ્મની સમાન સૃષ્ટિની રચના કરવા શક્તિમાન છે ? શું તમે જીવ શરીર પરનું એક રોમ–રૂંવાટું ઉખેડીને ફરી તે સ્થાન પર સ્થાપિત કરી શકો છો ? જો આ પ્રકારની દિવ્ય શક્તિઓ જીવમાં નથી, તો જીવને બ્રહ્મ માનવો એ માત્ર પ્રલાપ છે.'' પંડિતો પાસે સ્વામીજીના પ્રશ્નોના કોઈ ઉત્તર ન હતા. નિરુત્તર બની ગયા.

**રાજકુમાર કૉલેજમાં પ્રવચન :** આ કૉલેજમાં રાજકુંવરો અભ્યાસ કરતા. પ્રિન્સિપાલ શ્રી મેકનોટનના અનુરોધ પર સ્વામીજીનું પ્રવચન **'अहिंसा परमो धर्मः'** વિષય પર થયું. સ્વામીજીએ માંસભક્ષણના દોષો તથા પ્રાણીઓની હિંસા દ્વારા માંસ પ્રાપ્ત થાય છે, જેથી નૈતિક દૃષ્ટિએ પણ તે પાપ છે; તેની સુંદર છણાવટ કરી.

**શું બધા રાજકુમારો નરકમાં જશે ? :** પ્રવચનની સમાપ્તિ પછી શ્રી મેકનોટન મહાશયે પૂછ્યું કે, ''માંસાહાર પાપ છે. રાજકુમારો માંસાહારી છે. શિકાર કરવાનું તેમને શિક્ષણ મળે છે. તો શું બધા રાજકુમારો નરકમાં જશે ?''

**ક્ષત્રિયો માટે શિકાર વિહિત :** સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, ''હિંસક પશુઓ જો ખેડૂતો, તેમનાં પશુઓ તથા ખેતીનો નાશ કરતા હોય તો તેનો વધ કરવામાં

દોષ નથી, એ કર્તવ્ય છે; કારણ કે તેથી પ્રાણ, ધન-ધાન્ય અને પશુઓની રક્ષા થઈ શકે છે. કર્તવ્યનું પાલન કરવું એ પાપ નથી.''

**ઋગ્વેદનો ઉપહાર :** પ્રિન્સિપાલ સ્વામીજીના સમાધાનથી સંતુષ્ટ થયા અને પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરવા નિમિત્તે સ્વામીજીને મેક્ષમૂલર સંપાદિત ઋગ્વેદનો ગ્રંથ ભેટ આપ્યો.

**પ્રાચીન ઈતિહાસ :** સ્વામીજી પોતાનાં પ્રવચનોમાં પ્રાચીન આર્યાવર્તનો ગૌરવપૂર્ણ ઈતિહાસ અને આર્ય જાતિની ગરિમાને ખૂબ જ ભારપૂર્વક રજૂ કરતા હતા. તેમાંનાં થોડાં ઉદાહરણો નિમ્ન છે :

**યંત્રો :** એક પ્રવચનમાં સ્વામીજીએ પ્રાચીનકાળમાં પણ હાલમાં જેમ વરાળથી ઍન્જિનો ચાલે છે તેમ વરાળથી ચાલતાં યંત્રોનું વર્ણન કર્યું હતું.

**વિદેશગમન :** સ્વામીજીના સમયમાં વિદેશગમનને પાપ માનવામાં આવતું હતું. ગુજરાતમાં ત્યારે અને ત્યાર પછી વિદેશયાત્રા કરનારને જ્ઞાતિ બહાર કાઢી મૂકવા વગેરે દંડ થતો. ત્યારે સ્વામીજીએ પ્રાચીન કાળમાં પણ વિદેશગમનનું ઉદાહરણ આપતા અર્જુનના વિવાહ પાતાલદેશ — અમેરિકામાં ઉલોપી સાથે થયાનું જણાવ્યું હતું.

**અમેરિકાની શોધ :** યુરોપીય દેશોને અમેરિકાની જાણ સોળમી શતાબ્દીમાં કોલંબસે શોધ કર્યા પછી થઈ હતી, પરંતુ આર્યાવર્તવાસીઓને તો તે મહાદ્વીપનું જ્ઞાન તેના પહેલાં હતું. આ રીતે સ્વામીજી નવીન પ્રસંગોને વણી લઈને ભારતીય ઈતિહાસની ગૌરવગાથા વર્ણવતા હતા.

**રાજવી સંમેલન :** સ્વામીજીના નિવાસ સમયમાં રાજકોટમાં રાજવી સંમેલન મળ્યું હતું. તેમાં જૂનાગઢના દીવાન શ્રી ગોકુળજી ઝાલા પણ આવેલા હતા અને સ્વામીજીનું પ્રવચન સાંભળવા આવતા હતા. એક દિવસ સ્વામીજીએ ઉપનિષદના વાક્ય પર શંકરાચાર્યથી ભિન્ન અર્થ કર્યો. તેના પર દીવાન સાહેબે આપત્તિ કરી. સ્વામીજીએ વિનોદભાવથી ઉત્તર આપતા કહ્યું કે, ''શંકરાચાર્યે એ અર્થ ભાંગ પીને કર્યો હશે.''

**સ્વામીજી અને વાઘજી ઠાકોર :** સ્વામીજીના એક પ્રવચનમાં મોરબી નરેશ ઠાકોર વાઘજી પણ હાજર હતા અને પ્રવચન પછી વાર્તાલાપ થયેલ. તેની સાક્ષી મોરબીના દીવાન શ્રી ભાણજી કાનજીએ સ્વામી દયાનંદની જીવનના ભેખધારી શોધક શ્રી દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયને તા. ૧૩–૬–૧૯૧૨ના અંગ્રેજીમાં લખેલા એક પત્ર દ્વારા આપી હતી. તેનો સારાંશ નિમ્ન છે :

''હાલના મોરબીના મહારાજા (ઠાકોર વાઘજી) એ ઈ.સ. ૧૮૭૫માં રાજકોટ મુકામે સ્વામી દયાનંદનું એક ભાષણ સાંભળ્યું હતું. પ્રવચન પૂર્ણ થયા પછી સ્વામી દયાનંદે મોરબી મહારાજાની મુલાકાત લઈને તેમની સાથે વાર્તાલાપ કર્યો હતો. તેમાં



સ્વામીજીએ જણાવ્યું હતું કે, મેં આપના રાજ્યમાં જ જન્મ લીધો છે. આ સાંભળીને મોરબી ઠાકોરે ખુશી વ્યક્ત કરતાં કહ્યું કે ''આ જાણીને હું ગૌરવ અનુભવું છું. વગેરે..''

**(સ્વામી દયાનંદ સરસ્વતીના જન્મસ્થાનાદિનો નિર્ણય-પૃષ્ઠ ૯)**

## રાજકોટમાં આર્યસમાજની સ્થાપના

**અંકુર :** સ્વામીજીના આગમનથી બે વર્ષ પૂર્વે રાજકોટમાં પ્રાર્થનાસમાજની સ્થાપના થઈ ચૂકી હતી અને સુધારનું આંદોલન ચાલતું હતું. શિક્ષિત વર્ગના લોકો તેમાં સક્રિય રસ લેતા હતા. તે સ્વામીજીનાં પ્રવચનોથી આકર્ષિત થયા હતા અને તેઓ સ્વામીજીનાં વિચારો અને મંતવ્યોથી પણ સહમત હતા. વેદોની અપૌરુષેયતા વગેરે વિશે પણ તેઓએ પોતાની સંમતિ દર્શાવી હતી.

**પ્રસ્તાવ :** રાજકોટના પ્રાર્થનાસમાજના અનુયાયીઓ પ્રાર્થનાસમાજનું નામ આર્યસમાજ આપવામાં આવે તેમ સંમત થયા. સ્વામીજીનું દીપ્તિમય શરીર, પ્રેરણાદાયી વ્યક્તિત્વ, ઓજસ્વી વાણી અને લોકહિતના ઉત્થાન તથા ઉપકાર અર્થે સમર્પિત જીવનનો લોકો પર ચુંબકીય પ્રભાવ પડ્યો હતો. આથી આર્યસમાજની સ્થાપનાને મૂર્તિમંત રૂપ મળ્યું.

**અધિકારી અને નિયમ :** આર્યસમાજની વિધિવત્ સ્થાપના કરવામાં આવી. પ્રધાન શ્રી મણિશંકર જટાશંકર અને તેમની અનુપસ્થિતિમાં શ્રી ઉત્તમરામ નિર્ભયરામ કાર્યભાર સંભાળે, અને મંત્રી શ્રી હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને તેમની ગેરહાજરીમાં શ્રી નગીનદાસ વ્રજભૂષણદાસ કાર્ય કરે તેવો નિર્ણય થયો. સભ્યોની સંખ્યા ૩૦ની હતી.

આર્યસમાજના સંગઠનના નિયમો બનાવ્યા અને તેને છપાવીને તેની નકલો ઉત્તર ભારતનાં વિભિન્ન નગરોમાં મોકલવામાં આવી. ૩૦૦ નકલો સ્વામીજીએ મુંબઈ, અમદાવાદમાં વિતરણ કરવા પોતાની પાસે રાખી અને દર રવિવારે આર્યસમાજનું અધિવેશન કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. આ સમાચાર 'હિતેચ્છુ' પત્રમાં પ્રગટ થયા હતા.

**સ્વામીજીનો ફોટો :** રાજકોટમાં સ્વામીજીનો એક ફોટો લેવામાં આવેલ અને આર્યસમાજના સદસ્યોએ શ્રદ્ધાપૂર્વક તેની નકલો લીધી હતી.

**અલ્પાયુ આર્યસમાજ :** વિશ્વનો આ સર્વપ્રથમ (એમ પણ માનવામાં આવે છે કે સંવત ૧૯૨૯ના ભાદરવા મહિનામાં આ પૂર્વે આરા (બિહાર) માં આર્યસમાજની સ્થાપના થઈ હતી.) આર્યસમાજ પાંચ-છ મહિના ચાલીને અલ્પાયુ બન્યો. તેનું કારણ રાજનૈતિક હતું. તે સમયે વડોદરાના મહારાજા મલ્હારાવ ગાયકવાડને ત્યાંના રેસિડન્ટ કર્નલ ફેયર (Phayer)ને વિષ આપીને મારી નાખવાના કથિત ગુના માટે પદભ્રષ્ટ કરવામાં આવ્યા હતા. તેનો અસંતોષ પ્રજામાં ફેલાયેલો હતો.

**પં. ગટ્ટુલાલની કવિતા :** સ્વામીજીના રાજકોટથી પ્રસ્થાન પછી આર્યસમાજના અધિકારીઓએ શીઘ્ર કવિ શતાવધાની (સો એકાગ્રતાથી શક્તિસંપન્ન), મુંબઈના

પ્રસિદ્ધ વૈષ્ણવ અને પ્રજ્ઞાચક્ષુ પં. ગટ્ટુલાલ તે અરસામાં રાજકોટ આવેલા, તેમને આમંત્રિત કર્યા હતા. તેમણે સભામાં પોતાનાં કાવ્યોમાં એક કાવ્ય મહારાજા મલ્હારાવને પદભ્રષ્ટ કર્યા તે વિષે રજૂ કર્યું. પરંતુ રાજનૈતિક વિષય પરની આ રચના આર્યસમાજ રાજકોટ માટે ઘાતક બની.

**સમાચારપત્રોમાં વિવરણ :** આ સભાનો અહેવાલ મંત્રી શ્રી નગીનદાસે શ્રી હરગોવિંદદાસની સંમતિથી 'મુંબઈ ગેઝેટ' અને 'ટાઈમ્સ ઑફ ઈન્ડિયા'માં મોકલ્યો અને તે પ્રગટ થયો. પરંતુ પાછળથી ખ્યાલ આવતા અન્ય પત્રોમાં તેનું પ્રકાશન તાર કરીને અટકાવ્યું. રાજકોટ આર્યસમાજના અધિકાંશ સભ્યો રાજકર્મચારી અને વકીલ વર્ગના હતા.

**પોલિટિકલ એજન્ટની તવાઈ :** તે સમાચાર કાઠિયાવાડ-સૌરાષ્ટ્રના પોલિટિકલ એજન્ટ શ્રી જેન્સ પીલ (Mr. Janes Piel)ના વાંચવામાં આવતા શ્રી નગીનદાસની વકીલાતની સનદ રદ કરી અને કાંટાવાળાને રાજદ્રોહ જેવો ગુનો કરવાનો ભય બતાવ્યો. તેમ જ અન્ય સદસ્યોમાં ભય વ્યાપી ગયો, જેથી આર્યસમાજથી બધાએ પોતાનો સંબંધ તોડી નાખ્યો. આ રીતે ભય, આશંકા અને ત્રાસના વાતાવરણથી લોકો આર્યસમાજથી પૃથક્ બની ગયા અને વિશ્વના સર્વપ્રથમ આર્યસમાજનું અલ્પાયુમાં મૃત્યુ થયું. સ્વામીજી આ ઘટના પૂર્વે રાજકોટથી પ્રસ્થાન કરી ગયા હતા.

**રાજકોટથી પ્રસ્થાન :** સંવત ૧૯૩૧ પોષ સુદ ૧૨, સોમવાર (૧૮ જાન્યુઆરી, ૧૮૭૫)ના રોજ સ્વામીજીએ રાજકોટથી પ્રસ્થાન કર્યું. રસ્તામાં ચોટીલા અને વઢવાણ થઈને અમદાવાદ જવા માટે નીકળ્યા.

## ચોટીલા

સ્વામીજીએ તા. ૧૮ જાન્યુઆરીની રાતે ચોટીલા આવીને ગામની ધર્મશાળામાં મુકામ કર્યો. અહીં વાંકાનેરના રાજકવિ સુંદરજી નથુરામના સ્વામીજીના મેળાપ સમયની એક ઘટનાનું વર્ણન પ્રાપ્ત થાય છે. રાજકવિની ઈચ્છા સ્વામીજીને મળવા અને વાર્તાલાપ કરવાની હતી. રાજકોટમાં સ્વામીજીનાં દર્શન કર્યાં હતાં. પરંતુ મુલાકાત થઈ નહિ. તે ઈચ્છા ચોટીલામાં મળીને પૂરી કરી.

**ઘોડાગાડીવાળો મેમણ :** સ્વામીજી સવારે ચોટીલાથી આગળ પ્રસ્થાન કરી રહ્યા હતા, ત્યારે એક ઘોડાગાડીવાળા મેમણ સાથે ભાડું નક્કી થયેલ હતું. તેમ છતાં તે મેમણ સ્વામીજીના સેવકો સાથે ઝઘડો કરવા માંડ્યો અને મારવા તૈયાર થયો. વાત સ્વામીજી સુધી પહોંચી. તેઓ ધર્મશાળાની બહાર આવ્યા અને મેમણને ધમકાવતા કહ્યું, ''તું એમ ન માનતો કે હું કોઈ સાધુ કે ફકીર જ છું. તું નક્કી કરેલા ભાડાથી વધારે લઈ શકે નહિ અને ના પાડી શકાય નહિ'' તેમ જ મન્યુ — સાત્વિક ક્રોધથી કહ્યું કે, ''જો ઝઘડો કરીશ તો એક થપ્પડમાં તારી બત્રીસી તોડી નાખીશ.'' સ્વામીજીનું ઉગ્ર સ્વરૂપ જોઈને મેમણ ઠંડોગાર થઈ ગયો. સ્વામીજીનો આ સાત્વિક ક્રોધ — **''मन्युरसि मन्युं मयि धेहि''** (યજુર્વેદ : ૧૯ : ૧) વેદ વાક્યને સાર્થક કરે છે.



## વઢવાણ

પોષ સુદ ૧૩ (જાન્યુઆરી ૧૯)ના રોજ સ્વામીજીએ ચોટીલાથી વઢવાણ આવીને ત્યાં સિવિલ સ્ટેશનમાં લખતરના ઠાકોરના ઉતારામાં મુકામ કર્યો. (બાદમાં રાજકોટ એજન્સી કાર્યાલયના અધ્યક્ષ) શ્રી વિઠ્ઠલરાય પોતાના દાદા સાથે સ્વામીજીને મળવા ગયા હતા અને લગભગ અડધો કલાક સુધી વાર્તાલાપ કર્યો હતો. (સ્વામી દયાનંદના જન્મસ્થાનાદિનો નિર્ણય પૃ. ૧૩થી ઉદ્ધૃત)

## ટંકારા અ-ગમન

સ્વામીજીના ગૃહત્યાગ પછી સૌરાષ્ટ્ર અને રાજકોટનો આ તેમનો પ્રથમ અને અંતિમ પ્રવાસ હતો. અહીં ચર્ચાનો વિષય છે કે સંન્યાસીઓ ગૃહત્યાગ પછી મોટે ભાગે પોતાના ગામ કે ગૃહની એક વાર મુલાકાત લેતા હોવાની માન્યતા છે. સ્વામીજી રાજકોટ સુધી આવેલા, પરંતુ જન્મગામ ટંકારા ગમનનો કોઈ જીવનચરિત્રકારે નિર્દેશ કરેલ નથી. સ્વયં સ્વામીજીએ પૂના પ્રવચનના આત્મકથનમાં સિદ્ધપુરમાં પિતાજીથી પકડાઈને ભાગી નીકળ્યા બાદના વર્ણનમાં કહેલ છે કે : ''*.... મારા ગામના તથા ઘરના માણસોનો એ છેલ્લો મેળાપ હતો. એમ કહું તો ચાલે, કારણ કે ત્યાર પછી એક વાર પ્રયાગમાં મારા ગામના કેટલાક માણસો મને મળ્યા હતા. પરંતુ મેં તેઓને પરિચય આપ્યો નહિ. ત્યાર પછી આજ સુધીમાં કોઈનો મેળાપ થયો નથી.*''

સ્વામીજીના આ કથનથી પ્રતિપાદન થાય છે કે તેઓ રાજકોટથી અથવા ગૃહત્યાગ પછી ટંકારા આવેલ નથી. જેથી તે સંબંધી ચર્ચાને કોઈ અવકાશ નથી.

## અમદાવાદ

સંવત ૧૯૩૧ પોષ સુદ ૧૫ ગુરુવાર (૨૧ જાન્યુઆરી, ૧૮૭૫)ના રોજ સ્વામીજી ફરી અમદાવાદ આવ્યા.

**પ્રવચનો :** સ્વામીજીએ પ્રથમ પ્રવચનમાં ભૂતકાળના ભવ્ય ભારતની ઝાંખી કરાવીને વર્તમાનમાં દેશવાસીઓને એકતા ભાવ સ્થાપિત કરવા કહ્યું. બીજું પ્રવચન બાલવિવાહના દોષો પર થયું.

**આર્યસમાજ સ્થાપના ઉપક્રમ :** અમદાવાદમાં આર્યસમાજની સ્થાપના માટે તા. ૨૭ જાન્યુઆરીના રોજ રાવબહાદુર વિઠ્ઠલદાસના ઘરે એક સભા રાખી. તેમાં અનેક મહાનુભાવો, પંડિતો, શાસ્ત્રીઓ અને પાદરીઓ પણ હાજર હતા.

**શાસ્ત્રાર્થ-આહ્વાન :** સભામાં પંડિતોએ મૂર્તિપૂજાને વેદમંત્રથી શાસ્ત્રોક્ત બતાવી. જેનો સ્વામીજીએ પ્રવચનમાં **''आकृष्णेन रजसा''** વેદ મંત્રમાં પ્રતિમા પૂજનના અર્થનો વિરોધ કર્યો. અંતે પંડિતો અને સ્વામીજી એ બંનેના મંત્રોના અર્થ લેખિત રૂપમાં લેવામાં આવ્યા. ત્યાર બાદ પં. ગોપાલહરિ, ભોલાનાથ સારાભાઈ અને અંબાલાલ દેસાઈએ

વિસ્તારપૂર્વક વિચાર કરીને સ્વામીજીનો અર્થ સત્ય હોવાનો નિર્ણય જાહેર કર્યો.

**મૂર્તિપૂજા અને વર્ણાશ્રમ :** વેદાર્થની ઉક્ત ચર્ચા પછી સભામાં મૂર્તિપૂજા અને વર્ણાશ્રમ પર સ્વામીજી અને પંડિતોની ચર્ચા થઈ. તેમાં પણ મધ્યસ્થી ભોલાનાથ સારાભાઈ અને અંબાલાલ દેસાઈએ સ્વામીજીના સિદ્ધાંતોને યથાર્થ જાહેર કર્યા. આર્યસમાજની સ્થાપના વિષયક આ પ્રવચનમાં સ્વામીજીએ સર્વેને વેદમાર્ગનું અનુસરણ કરવાની પ્રેરણા આપી.

**ગીતાનો સત્ય અર્થ :** એક દિવસ એક બ્રાહ્મણે સ્વામીજીને મળીને કહ્યું કે -"ગીતામાં '**स्वधर्मे निधनं** ....'થી કહેવાયું છે કે, પોતાનો ધર્મ ગુણહીન હોય તોપણ શ્રેયષ્કર છે અને પરધર્મનો સ્વીકાર કરવો નહિ. જેથી આપના કહેવાથી અમે અમારો પરંપરાગત ધર્મ કેમ છોડી દઈએ ?"

સ્વામીજીએ સમાધાન કર્યું કે ગીતાના એ શ્લોકનો અર્થ વર્ણાશ્રમ ધર્મથી જ છે. દરેકે પોતાના વર્ણાશ્રમ પ્રતિપાદિત ધર્મો–કર્તવ્યોનું પાલન કરવું જોઈએ. અહીં મૂર્તિપૂજા અને સંપ્રદાય–ધર્મથી તેનો સંબંધ નથી.

**પ્રસ્થાન :** મુંબઈ-ગુજરાત પ્રદેશના પ્રવાસનું પ્રથમ ચરણ પૂરું કરીને સ્વામીજી અમદાવાદથી સંવત ૧૯૩૧ પોષવદ ૮, શુક્રવાર (૨૯ જાન્યુઆરી, ૧૮૭૫)ના રોજ પ્રસ્થાન કરીને તે જ દિવસે મુંબઈ પહોંચ્યા અને પૂર્વોક્ત વાલકેશ્વરની ધર્મશાળામાં નિવાસ કર્યો.

• • •



# આર્યસમાજની સ્થાપના



સ્વામી દયાનંદનો સુધારા–નવજાગરણ સંબંધી કાર્યક્રમ સર્વાંગ સંપૂર્ણ રૂપમાં જનતા સમક્ષ આવી ગયો હતો. જેમ-જેમ વૈદિક ધર્મનું સ્વરૂપ બીજા બધા મતો કરતા ઉજ્જવળ સ્વરૂપે પ્રકટ થવા લાગ્યું, તેમ-તેમ બધા મતાચાર્યોએ પોતાના સંપ્રદાયોની રક્ષા કરવા માટે ચેષ્ટાઓ પ્રારંભ કરી દીધી હતી.

સ્વામી દયાનંદ આર્યજાતિને પોતાનો બગડેલો કિલ્લો માનતા હતા, તેમ અન્ય વિધર્મી મતાવલંબીઓ તેનો નાશ કરવા આક્રમણ કરી રહ્યા હતા. તેની સામે સ્વામીજી સ્વરક્ષણ, સુધારો અને પ્રતિઆક્રમણ વગેરેના સંપૂર્ણ કાર્યક્રમને તૈયાર કરી ચૂક્યા હતા. તેઓ આ સમયે યુદ્ધના ઊંડાણમાં સંચરી રહ્યા હતા, ત્યારે સર્વ પ્રતિપક્ષીઓ જાગૃત થયા હતા અને સ્વામીજી પાસેથી જ શીખેલાં–જાણેલાં અસ્ત્ર-શસ્ત્રોની સહાયતાથી પોતાના પરનાં પ્રત્યાક્રમણોને રોકવા મથામણ કરી રહ્યા હતા. આ પ્રત્યાક્રમણો દ્વારા આક્રમણોને રોકતા અજેય મહારથીના રૂપમાં સ્વામીજીનું મુંબઈમાં ફરી પદાર્પણ થયું હતું.

**વેદ મંડપ :** ૪ ફેબ્રુઆરી, ૧૮૭૫ના રોજ સ્વામીજીનું એક શણગારેલા વેદમંડપ – પંડાલમાં પ્રવચન થયું. તેમ જ અનેક પ્રવચનો પણ તે સ્થળે થતાં રહ્યાં. તેમાં એક દિવસે પ્રવચન અને બીજા દિવસે શંકા-સમાધાન કરતા હતા.

**વ્યાકરણ પર શાસ્ત્રાર્થ :** પંડિતોની એવી ભ્રાન્ત ધારણા હતી કે સ્વામીજીની સંસ્કૃત વ્યાકરણમાં ગતિ નથી, જેથી તેના પર શાસ્ત્રાર્થ કરીને તેનો પરાજય કરવો જોઈએ. આ માટે ૧૦ માર્ચ, ૧૮૭૫નો દિવસ નક્કી કરવામાં આવ્યો. પં. આત્મારામ બાપુ દલવીના પ્રમુખસ્થાને પં. ખીમજી વાલજી જોશીએ ચર્ચાનો પ્રારંભ કર્યો. પરંતુ તેઓ થોડીવારમાં વિષયાન્તર થઈને બેસી ગયા. ત્યાર બાદ પં. ઈચ્છાશંકર શુક્લે પ્રશ્નો કર્યા. સ્વામીજીએ તેના ઉત્તર આપી દીધા. ત્યારબાદ સ્વામીજીએ તેમને પ્રશ્નો કર્યા, પરંતુ કોઈ ઉત્તર આપી શક્યા નહિ અને વિષયાન્તર થઈને 'નિયોગ'ની ચર્ચા કરતા સ્વામીજીએ તેનું પણ સમાધાન કર્યું. આ રીતે સ્વામીજીને હરાવવાના ઓરતા અધૂરા રહ્યા – પૂરા થયા નહિ.

**આર્યસમાજના અંકુર :** સ્વામીજીના મુંબઈના પ્રથમ સમયના આગમન સમયે તેઓના ભક્તોમાં આર્યસમાજની સ્થાપના માટેની ચર્ચા-વિચારણા ચાલી હતી. પરંતુ ત્યારે પૂર્ણ સ્વરૂપ અપાયું ન હતું. સ્વામીજીની શિક્ષાઓ તથા ઉપદેશોનો સંગઠિત રૂપે પ્રચાર કરવા માટે સંસ્થાની સ્થાપના જરૂરી હતી. આ માટે વેદો પર આધારિત વૈદિક શિક્ષાના પ્રચાર માટે '**આર્યસમાજ**' નામની સંસ્થાની સ્થાપના કરવાનો નિર્ણય

કરવામાં આવ્યો અને તેના નિયમો વગેરે માટે દાદોબા પાંડુરંગ તરખડકર, પાનાચંદ આણંદજી પારેખ તથા સેવકલાલ કૃષ્ણદાસની સમિતિ બનાવવામાં આવી. તેણે રૂપરેખા તૈયાર કરી અને મુંબઈની હાઈકોર્ટના વકીલ શ્રી ગિરધરલાલ દયાલદાસ કોઠારીએ વ્યવસ્થિત કરી.

**અસત્ય પર આર્યસમાજ નહિ :** આર્યસમાજની સ્થાપના માટે શેઠ લક્ષ્મીદાસ ખીમજી અને પં. રાજકૃષ્ણ એ બંને ઉત્સાહિત હતા. પરંતુ તેઓ અદ્વૈતવાદી હોવાથી આર્યસમાજના નિયમોમાં પણ જીવ-બ્રહ્મ એકત્વના સિદ્ધાંતનું મિશ્રણ કરવા ઈચ્છતા હતા. પરંતુ સ્વામીજીએ સ્પષ્ટ કહ્યું કે, **''હું અસત્યના પાયા પર આર્યસમાજની સ્થાપના કરીશ નહિ.''** આથી તેઓ બંને નારાજ થયા અને અસહકાર કરીને અન્યો પણ સહકાર ન આપે તે માટેના પ્રયત્નો કરતા રહ્યા, પરંતુ સ્વામીજીનો સહયોગ કરનારાઓની સંખ્યા નિરંતર વધી રહી હતી.

**આર્યસમાજનું સ્વરૂપ :** સ્વામીજી અનેક સંપ્રદાયોમાં તેના સ્થાપકો, મહંતો અને ગાદીપતિઓની વ્યક્તિપૂજાની વિકૃતિઓ જોઈ ચૂક્યા હતા. તેમ જ સંસ્થા પણ જ્યારે એક વ્યક્તિ કેન્દ્રિત બનતા તેમાં પણ ગુરુડમ પ્રવેશીને દૂષણો ફૂલેફાલે છે; જેથી તેઓ આર્યસમાજમાં લોકતાંત્રિક પદ્ધતિ રાખવા ઈચ્છતા હતા અને સ્વયંને માત્ર વૈદિક ધર્મના એક પ્રચારક માનતા હતા. જેથી તેઓએ ઉપસ્થિત જનસમુદાય સમક્ષ પોતાની સ્થિતિ સ્પષ્ટ કરતાં અત્યંત માર્મિક વાણીમાં કહ્યું :

*''ભાઈ, મારો કોઈ સ્વતંત્ર મત નથી. હું તો વેદને આધીન છું અને આપણા ભારતવર્ષમાં પચ્ચીસ કરોડ (તે સમયની જનસંખ્યા) આર્યો છે. કોઈ-કોઈ વાતોમાં કોઈ-કોઈમાં થોડા-ઘણો (મત) ભેદ છે. તે વિચાર કરવાથી નીકળી જશે. હું સંન્યાસી છું અને મારું એ જ કર્તવ્ય છે કે, હું આપ લોકોનું અન્ન ખાઉં છું તેના બદલામાં જે સત્ય સમજું છું તેનો નિર્ભયતાથી ઉપદેશ આપું છું. મને કોઈ કીર્તિનો મોહ નથી. કોઈ મારી સ્તુતિ કરે અથવા નિંદા કરે, હું મારું કર્તવ્ય માનીને ધર્મનો બોધ કરું છું. કોઈ માને અથવા ન માને તેમાં મારી કોઈ હાનિ કે લાભ નથી.''*

સ્વામીજીનાં આ વચન સાંભળીને એક ભાઈએ પૂછ્યું કે, ''અમે જો સમાજની સ્થાપના કરીએ તો તેમાં કોઈ સાર્વજનિક નુકસાન છે ?''

સ્વામીજીએ તેના ઉત્તરમાં કહ્યું,

*''જો તમે સમાજ દ્વારા પુરુષાર્થ કરીને પરોપકાર કરી શકતા હો, તો સમાજ(ની સ્થાપના) કરો, તેમાં મારી કોઈ મનાઈ નથી. પરંતુ જો તેમાં યોગ્ય વ્યવસ્થા નહિ રાખો, તો આગળ જતા ગરબડાધ્યાય થઈ જશે. હું તો બીજાને જેમ ઉપદેશ આપું છું, તેમ તમોને પણ આપીશ. પરંતુ એટલું ખાસ લક્ષ-ધ્યાન રાખશો કે મારો કોઈ સ્વતંત્ર મત નથી અને હું સર્વજ્ઞ પણ નથી. આથી ભવિષ્યમાં જો કોઈ મારી ભૂલ જોવામાં આવે, તો યુક્તિપૂર્વક પરીક્ષા કરીને તેને પણ સુધારી લેશો.''*



*''જો તેમ કરવામાં નહિ આવે, તો ભવિષ્યમાં આ (આર્યસમાજ) પણ એક મત બની જશે, અને એ રીતે* ***બાબા વાક્યં પ્રમાણં*** *માનીને આ ભારતમાં અનેક પ્રકારના મતમતાંતર પ્રચલિત થઈને, અંદરોઅંદર દુરાગ્રહ રાખીને, ધર્માન્ધ બનીને, પરસ્પર લડીને, અનેક પ્રકારની સદ્ વિદ્યાનો નાશ કરીને આ ભારતવર્ષ દુર્દશાને પ્રાપ્ત થયેલ છે, તેમાં આ એક મતનો વધારો થશે.''*

*''મારો તો એ અભિપ્રાય છે કે, આ ભારતવર્ષમાં અનેક મતમતાંતર પ્રચલિત છે, તે સર્વ વેદોને માને છે. તેથી વેદશાસ્ત્રરૂપી સમુદ્રમાં એ નદી-નાવ ફરી મળી જાય તો ધર્મની એક્યતા થશે અને ધર્મની એકતાથી સાંસારિક અને વ્યવહારિક સુધારણા થશે, તેથી સર્વ ઈચ્છિત કલા-કૌશલ વગેરેનો સુધાર થશે. મનુષ્યમાત્રનું જીવન સફળ બનીને અંતમાં પોતાના ધર્મ-બળથી અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત થશે.''*

**(મુંબઈ-આર્યસમાજનો ઈતિહાસ)**

**આર્યસમાજની સ્થાપના :** સંવત ૧૯૩૧ ચૈત્ર સુદ ૫, શનિવાર (૧૦ એપ્રિલ, ૧૮૭૫)ના દિવસે સાંજે સાડાપાંચ વાગ્યે મુંબઈના ગિરગાવ વિસ્તારમાં એક પારસી મહાનુભાવ ડૉ. માણેકજી અદેરજીના બાગમાં આર્યસમાજની વિધિવત્ સ્થાપના કરવામાં આવી. પ્રારંભમાં ૨૮ નિયમો નક્કી કરવામાં આવ્યા. (આગળ લાહોરમાં તેનો દશ નિયમોમાં સમાવેશ કરવામાં આવ્યો.) પદાધિકારીઓની ચૂંટણી થતાં શ્રી ગિરધરલાલ દયાલદાસ કોઠારી પ્રધાન અને શ્રી પાનાચંદ આણંદજી પારેખને મંત્રી ચૂંટવામાં આવ્યા. ભારતમાં પ્રજાતંત્રની કોઈ કલ્પના પણ તે સમયમાં ન હતી. ત્યારે એક ધાર્મિક સંસ્થામાં લોકતંત્ર એ અપૂર્વ વાત હતી.

**સ્વામીજી માત્ર સદસ્ય :** આરંભમાં સદસ્યોની સંખ્યા ૧૦૦ હતી. સદસ્યોએ સ્વામીજીને સંસ્થાપક અને પ્રમુખ માટે અનુરોધ કરતા તેઓએ સ્વીકાર કર્યો નહિ. પરંતુ બધાના આગ્રહથી સામાન્ય સદસ્યોમાં પોતાનું નામ રાખવા સ્વીકાર કર્યો. સદસ્યોની સૂચિમાં ૩૧મું નામ તેઓનું જોવામાં આવે છે. આર્યસમાજની સ્થાપના પછી સાપ્તાહિક સત્સંગમાં સ્વામીજીનાં પ્રવચનો પણ આર્યસમાજમાં થયાં.

**સ્વામીજીનો ફોટો :** શ્રી હરિશ્ચંદ્ર ચિંતામણિએ આગ્રહપૂર્વક સ્વામીજીનો ફોટો તૈયાર કરાવ્યો, પરંતુ સ્વામીજીએ ભવિષ્યમાં લોકો અંધવિશ્વાસથી તેની પૂજા કરશે એમ વિચારી તેને આર્યસમાજ મંદિરમાં સ્થાપિત કરવાથી અનુમતિ પણ આપી નહિ.

**પં. કમલનયન અને શાસ્ત્રાર્થ :** મુંબઈમાં પૂર્વ પ્રવાસમાં પં. ગટ્ટુલાલનો શાસ્ત્રાર્થમાં પરાજય થયો હતો. તેથી ક્ષોભિત થયેલા વૈષ્ણવોએ તેમના એક પ્રસિદ્ધ વિદ્વાન પં. કમલનયનને પ્રેરિત કરીને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ સમરમાં ઉતાર્યા.

આ શાસ્ત્રાર્થથી બચવા પં. કમલનયને ઘણો પ્રયાસ કર્યો. અંતે ૧૨ જૂનનો દિવસ ફરામજી કાસવજી હોલમાં શાસ્ત્રાર્થ માટે નક્કી થયો. તે દિવસે સભાસ્થાન પર ત્રણ વાગ્યે વિરાટ જનસમુદાય એકત્ર થયો. સ્વામીજી અને પં. કમલનયનજી

પણ આવી પહોંચ્યા. રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસના પ્રમુખસ્થાને સભાની કાર્યવાહીનો આરંભ થયો. પરંતુ પંડિત કમલનયન મધ્યસ્થી વિદ્વાન માટે તથા અન્ય વાતોમાં સમય પસાર કરવા માંડ્યો.

સ્વામીજી કમલનયનની તરકીબ જાણી ગયા કે તેઓ શાસ્ત્રાર્થથી ડરે છે. જેથી તેમને સીધો પ્રશ્ન કર્યો કે, ‘‘ચારેય વેદોમાં દેવ પ્રતિમાઓના આહ્‌વાન, ષોડશોપચાર પૂજન અને વિસર્જનનું પ્રમાણ આપો.’’ પં. કમલનયન પાસે કોઈ ઉત્તર ન હતો. જેથી સ્વામીજીએ પં. કમલનયન મૂર્તિપૂજા વેદોક્ત સિદ્ધ કરવામાં પરાજય પામ્યા છે તેમ જાહેર કર્યું. આથી પંડિત હતપ્રભ થઈ ગયા અને પોતાના અનુયાયીઓમાં આબરૂ જશે તેમ માનીને સભામાંથી ઊઠીને ‘અહીં સભામાં શૂદ્રો છે, તેની હાજરીમાં વેદમંત્ર બોલવાથી પાપ લાગે’ તેમ કહીને ચાલતા થઈ ગયા.

આમ પંડિતજી શાસ્ત્રાર્થ કર્યા વિના ચાલ્યા ગયા. આ શાસ્ત્રાર્થનું સવિસ્તર વૃત્તાન્ત **મુંબઈ સમાચાર** (૧૭-૧૮ જૂન ૧૮૭૫)માં પ્રકટ થયેલ છે, જે વિસ્તાર ભયથી અત્રે અપ્રસ્તુત છે.

**મુંબઈથી પ્રસ્થાન :** મુંબઈમાં લગભગ પોણા પાંચ મહિના નિવાસ કરીને તથા ભારતીય સુધાર આંદોલન અને વૈદિક ધર્મની પુનઃ સ્થાપના તેમ જ અભિવૃદ્ધિ માટે આર્યસમાજની સ્થાપના કરીને સ્વામીજી ન્યાયમૂર્તિ શ્રી મહાદેવ ગોવિંદ રાનડે વગેરેના આમંત્રણથી પૂના જવા ઊપડ્યા.

## પૂના

સંવત ૧૯૩૧ જેઠ વદ ૧૪, શુક્રવાર (૨ જુલાઈ, ૧૮૭૫)ના રોજ સ્વામીજી પૂના પધાર્યા અને વિઠ્ઠલપેઠમાં શંકરશેઠના ઘરે નિવાસ કર્યો.

**પ્રવચન :** પૂનામાં સ્વામીજીનાં પચાસ પ્રવચનો નગર અને કેમ્પમાં થયાં હતાં. તેમાં પંદર પ્રવચનો નગરમાં થયાં હતાં, જે લિપિબદ્ધ કરવામાં આવેલ. તેનું પુસ્તક **‘ઉપદેશ મંજરી’** આજે પણ (ગુજરાતીમાં આ પંક્તિ લેખક દ્વારા થયેલ અનુવાદ) પ્રાપ્ય છે. આ પ્રવચનોથી સ્વામીજીની વિદ્વતાની સર્વત્ર ધૂમ મચી ગઈ.

**અંતિમ પ્રવચનમાં ઉદ્‌ગાર :** સ્વામીજીની પ્રવચનમાળાના અંતિમ પ્રવચનમાં પોતાનું આત્મકથન પ્રસ્તુત કરેલ તે પ્રવચનના અંતમાં તેઓએ પોતાના ધર્મપ્રચાર કાર્યની સમીક્ષા કરતાં કહ્યું હતું કે :

*‘‘આર્યધર્મની ઉન્નતિ થાય તે માટે મારા જેવા ઘણા બધા ધર્મોપદેશકો આપણા આ દેશમાં ઉત્પન્ન થવા જોઈએ. એકલા હાથે આ કામ બરાબર થઈ શકે નહિ, તેમ છતાં મારી બુદ્ધિ પ્રમાણે અને મારા સામર્થ્ય અનુસાર મેં જે દીક્ષા લીધી છે, તેને ચલાવીશ એવો મેં સંકલ્પ કર્યો છે.’’*

ત્યારબાદ સ્વામીજીએ અંતમાં આશીર્વાદાત્મક વાક્યનું ઉચ્ચારણ કરતાં કહ્યું કે, *‘‘અંતમાં ઈશ્વરને પ્રાર્થના કરું છું કે, આર્યસમાજની સર્વત્ર સ્થાપના થાય, મૂર્તિપૂજાદિ*



*દુષ્ટ આચાર દૂર થાય, વેદશાસ્ત્રનો સાચો અર્થ સર્વની સમજમાં આવે અને તે પ્રમાણે આચરણ થઈને દેશની ઉન્નતિ થાય. તમારા સર્વના અંતઃકરણપૂર્વકની સહાયથી એ (કાર્ય) સિદ્ધ થશે એવી પૂર્ણ આશા છે.’’* (ઉપદેશ મંજરી—અંતિમ પ્રવચન)

**સ્વામીજીની વક્તૃત્વ શૈલી :** સ્વામીજીની વાણી ઓજસ્વી અને મંત્રમુગ્ધ કરનાર હતી. તેમની પ્રવચન શૈલીનું ચિત્ર શ્રીમતી રમાબાઈ રાનડે પોતાની આત્મકથામાં નિમ્ન પ્રસ્તુત કરે છે :

*‘‘સ્વામી દયાનંદ ઉત્તમ રસમય વાણીના વક્તા હતા. તેઓની વાણી ગંભીર હતી. એ જ રીતે તેમની પ્રવચન શૈલી અત્યંત માર્મિક અને ક્યારેક અલંકારિક રૂપમાં પણ જોવા મળતી હતી; જેથી એકત્ર શ્રોતાગણ પ્રવચન સાંભળવામાં તલ્લીન બની જતો હતો.’’*

પૂના નિવાસી **શ્રી વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર** સ્વામી દયાનંદના કટ્ટર વિરોધી હતા. તેઓએ **‘નિબંધમાળા’** પત્રિકામાં સ્વામીજી પર અનેક આક્ષેપો સહિત વ્યંગપૂર્ણ ભાષામાં લેખો પ્રકટ કર્યા હતા. તેમ છતાં પણ તેમણે સ્વામીજીની વક્તૃત્વ શૈલીની સર્વોપરિતાનો નિમ્ન પંક્તિઓમાં સ્વીકાર કરવો પડ્યો છે.

*‘‘ઉપર્યુક્ત વક્તા (સ્વામી દયાનંદ)ના વક્તૃત્વનું સ્વરૂપ આ નગર (પૂના)માં જે પૂર્ણ રૂપમાં દૃષ્ટિગોચર થયું, તેવું અન્ય કોઈ સ્થળે નહિ રહ્યું હોય. બાકી બીજાં અનેક સ્થળો જેવાં કે — મુંબઈ, અમદાવાદ, નાસિક, સતારા વગેરે શહેરોમાં સદ્ધર્મ અને સત્‌-અસત્‌ની મીમાંસા કરનાર લોકોએ સ્વામીજીને આમંત્રિત કરીને તેઓના અણમોલ જ્ઞાનને અતિશય શ્રદ્ધા-ભક્તિપૂર્વક શ્રવણ કરેલ હશે. પરંતુ પૂનામાં તેઓનો જેવો ઠાઠ રહ્યો, તેવો અન્ય સ્થળે જોવામાં આવ્યો નથી. ગત જુલાઈ અને ઓગસ્ટ (૧૮૭૫) મહિનામાં સ્વામીજીના નામ પર જાણે સંપૂર્ણ શહેર ઝૂમી રહ્યું હતું. પ્રતિદિન અહર્નિશ સ્વામીજીની ચોતરફ જિજ્ઞાસુઓની મંડળીઓની અનવરત ભીડ જામેલી રહેતી હતી. એટલું જ નહિ, પરંતુ સર્વ લોકોમાં જ્ઞાનની દૃષ્ટિએ શ્રેષ્ઠ માનવામાં આવતા અને પૂનાના પ્રતિષ્ઠિત નેતાઓ એવા મંત્રમુગ્ધ બની ગયા હતા કે, તે લોકોને તેમની (દયાનંદની) સેવા સિવાય બીજું કાંઈ સૂઝતું ન હતું.’’*

શ્રી વિષ્ણુશાસ્ત્રી સ્વામીજીના વક્તૃત્વ ગુણની મહાનતાનો સ્વીકાર કરતાં આગળ કહે છે :

*‘‘સ્વામીજીની વિદ્વતા ગમે તેવી હોય, તેમનાં પ્રવચનોમાં, તેમનાં પ્રમાણોમાં તાર્કિકતા ગમે તેવી હોય, પરંતુ આ સમયે તેઓમાં વક્તૃત્વનો ગુણ અતિશય મહાન છે તેમાં કોઈ શંકાને સ્થાન નથી.’’*

અંતમાં શ્રી ચિપળૂણકર પ્રવચન સમયનું સ્વામીજીનું ચિત્ર કટાક્ષમય ભાષામાં પ્રસ્તુત કરતા લખે છે કે :

*‘‘આ સિવાય પરમહંસ (સ્વામી દયાનંદ)ની સ્નિગ્ધ, મધુર અને ગંભીર વાણી, ભવ્ય અને પુષ્ટ ચહેરો, સંન્યસ્તનાં ભગવાં વસ્ત્રો, કેસરી રંગના રેશમી વસ્ત્રનો કાન*

*અને ગાલ પર લટકતો છેડાવાળો (શાનદાર) સાફો કે પાઘડી, સુંદર, સુગઠિત અને ઘાટીલો દેહ, અપૂર્વ અભિનય, તર્કયુક્ત પ્રવચન શૈલી, ઉન્નત આસન, ઉન્નત વ્યાસપીઠ પર રાખેલી ખુરશીમાં તેમની વિદ્યા સરસ્વતીના પ્રત્યેક બુંદ-શબ્દને અંકિત કરનાર બાજુમાં બેઠેલ લેખક-લહિયા મંડળી, અને ચોતરફ સ્વામીજીના મુખ્ય સમર્થકો વગેરે બાબતો ધ્યાનમાં લેતાં (સ્વામી દયાનંદના) વક્તૃત્વનો જે કંઈ વિકાસ થયો અર્થાત્ તેમનાં પ્રવચનો પ્રભાવશાળી બન્યાં હોય તો તેમાં કોઈ પણ વ્યક્તિને આશ્ચર્ય ન થાય.''*

સ્વામીજીના વ્યક્તિત્વ, વક્તૃત્વશૈલી અને પ્રવચન સમયનું આ ચિત્ર એક કટ્ટર વિરોધીએ સ્વીકાર કરીને દોરેલું છે. જેથી અહીં ગુરુ વિરજાનંદ સ્વામીએ દયાનંદની વાણીને **'કાલજિહ્વ'** અને **'કુલક્કર'** કહેલ હતી તેનું પ્રત્યક્ષ દર્શન થાય છે.

**સન્માન અને શોભાયાત્રા :** પૂનાથી વિદાય સમયે સ્વામીજીના ભક્તજનો દ્વારા તેમના પ્રત્યે કૃતજ્ઞતા પ્રકટ કરવા સન્માનમાં એક શોભાયાત્રાનો પ્રબંધ કરવામાં આવ્યો. (૫ સપ્ટેમ્બર, ૧૮૭૫). સાંજે અંતિમ પ્રવચન પછી સ્વામીજીને ભાવભરી વિદાય આપવામાં આવી. શ્રોતાવર્ગે તેઓના પર પુષ્પવર્ષા કરી. આ સભામાં નગરના અનેક મહાનુભાવો ઉપરાંત મુસલમાનો, પારસીઓ અને યહૂદીઓ પણ હાજર હતા.

**શોભાયાત્રા :** સ્વામીજીને બેસવા માટે હાથી શણગારવામાં આવ્યો, પરંતુ સ્વામીજી તેના પર બેઠા નહિ અને બધાની સાથે જ ચાલ્યા. શોભાયાત્રાના ક્રમમાં પ્રથમ હાથી, સજેલા ઘોડા, સિપાઈઓ, અંગ્રેજી બેન્ડ, સ્વામીજી, ભક્તજનો તથા અંતમાં અન્ય લોકો હતા. આરંભમાં મનુષ્યોની સંખ્યા ૩૦૦-૪૦૦ હતી, જે નગર સુધી પહોંચતા ત્રણથી ચાર હજારની થઈ ગઈ હતી.

**વિરોધીઓ દ્વારા તોફાન :** સ્વામીજીના આ સન્માનથી વિરોધીઓના પેટમાં તેલ રેડાયું. તેઓએ તેમાં તોફાન કરવા વિરોધ પ્રદર્શનમાં એક ગધેડાને ભગવાં વસ્ત્રોથી શણગારી તેના પર 'ગદર્ભાનંદ સરસ્વતી' લખીને તેના આગળ વાજાં વગાડતા તથા ગદર્ભાનંદની જય, દયાનંદની જય બોલાવતા બજારમાં ફેરવવા લાગ્યા.

શોભાયાત્રા ભિડેના વાડા સુધી પહોંચતા રાત પડવા આવી હતી. જેથી મશાલો પ્રકટાવીને પ્રકાશની વ્યવસ્થા કરી હતી. પરંતુ ગુંડા મંડળીની અનીતિ પરાકાષ્ઠા પર પહોંચી હતી. તેઓ અશ્લીલ અને અભદ્ર નારા—ઘોષ લગાવતા હોવાથી સ્વામીજીના ભક્તોએ ગધેડાને પકડીને પોલીસના હવાલે કરી દીધો.

**વિરોધીઓનું આક્રમણ :** તે સમયે વરસાદ થવાના કારણે રસ્તો કાદવથી ભરાઈ ગયો હતો. ગુંડાઓએ આક્રમણ કરીને મશાલો બુઝાવી દીધી અને તેઓએ અંધારાનો લાભ ઉઠાવીને સમીપનાં ઘરોમાં ઘૂસીને સ્વામીજી તથા લોકો પર ઈંટ, પથ્થર, છાણ, કીચડનો મારો ચલાવ્યો. પોલીસ શોભાયાત્રામાં સાથે હોવા છતાં તમાશો જોતી રહી અને ઉપદ્રવને શાંત કરવા કોઈ પ્રયત્નો કર્યા નહિ. પરંતુ પોલીસ અધિક્ષક શ્રી પોર્ટમેન તથા ઈન્સ્પેક્ટર ટ્રેનેને સૂચના મળતા તેઓ એકસો પોલીસોની એક ટુકડી લઈને



ઘટનાસ્થાન પર પહોંચ્યા અને તોફાન શાંત કર્યું. તેમાં ઈન્સ્પેક્ટર તથા પોલીસો પણ ઘાયલ થયા. ઉપદ્રવ પ્રારંભ થતા સ્વામીજીને પ્રવચન સ્થાન પર મોકલી દીધા.

**દયાનંદ નામ સાર્થક કર્યું :** શાંતિ સ્થાપિત થતાં સ્વામીજીએ પોતાનું પ્રવચન આપ્યું. થોડી વાર પહેલાં વિરોધીઓએ તાંડવ ખેલીને તેમને જે અપમાનિત કરવાનો પ્રયાસ કર્યો હતો, તેનો પ્રવચનમાં સ્વામીજીએ કોઈ ઉલ્લેખ પણ કર્યો નહિ અને તે ઘટનાનો કોઈ પ્રભાવ પડ્યો નહિ; જે વીતરાગ, સ્થિતપ્રજ્ઞ સ્વામીજીએ ગીતોક્ત **''पद्मपत्रमिवाम्भसा''** નો આદર્શ ઉપસ્થિત કર્યો. સદાની સમાન પ્રફુલ્લવદન રહ્યા. જેથી પ્રવચનની સમાપ્તિ પર શ્રીયુત રઘુનાથ શાસ્ત્રીએ કહ્યું કે, ''ભગવન્ ! આજે આપે આપનું દયાનંદ નામ સાર્થક કર્યું.''

પ્રવચનની સમાપ્તિ પછી સ્વામીજીને વેદભાષ્ય સહાયતા માટે ૨૫૦/– રૂ. ભેટ આપવામાં આવ્યા અને સ્વામીજીને પુષ્પાંજલિ અર્પણ કરીને સભા વિસર્જિત કરવામાં આવી. સભા સમાપ્ત થઈ ત્યારે અર્ધ રાત્રિનો સમય થયો હોવાથી પોલીસ ઈન્સ્પેક્ટર ત્યાં સુધી હાજર હતા. તેણે સ્વામીજીને ત્યાં જ રાત્રિનિવાસ કરવા અનુરોધ કર્યો, પરંતુ સ્વામીજી પોતાના સ્થાન પર જવાનો નિર્ણય જણાવ્યો. જેથી પોલીસ સાથે સ્વામીજીને મોકલતા રસ્તામાં પણ હજી રોકાયેલા ગુંડાઓએ તેમની પર પથ્થરમારો કર્યો.

## સતારા—ફરી પૂના

દક્ષિણની કાશી કહેવાતા પૂનાથી સ્વામીજી સતારા ગયા. ત્યાં થોડા દિવસ રોકાઈને ફરી (૨૩ ઑક્ટોબર, ૧૮૭૫) ના રોજ પૂના આવ્યા અને ત્યાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી. પૂનાના પ્રાર્થનાસમાજના સર્વ સભાસદો આર્યસમાજના સદસ્યો બન્યા. પ્રમુખ શ્રી મહાદેવ ગોવિંદ રાનડે અને મંત્રીશ્રી કેશવરાવ ગોડવાલે બન્યા.

## મુંબઈ

પૂનાથી સ્વામીજી મુંબઈ આવ્યા. સ્ટેશન પર સ્વાગત માટે અનેક પ્રશંસકો તથા ભક્તોએ તેઓનું સ્વાગત કર્યું. સંવત ૧૯૩૨ કારતક સુદ ૧, શનિવાર (૩૦ નવેમ્બર, ૧૮૭૫)ના રોજ 'નૂતનવર્ષના પ્રથમ દિવસ' વિષય પર પ્રવચન કર્યું.

## વડોદરા

મુંબઈમાં થોડો સમય નિવાસ કરીને સ્વામીજીએ સંવત ૧૯૩૨ પોષ (૧૮૭૫ જાન્યુઆરી) મહિનામાં વડોદરા પધાર્યા. વડોદરા રાજ્યના દીવાન સર ટી. માધવરાવ હતા. તેમણે સ્વામીજીને આમંત્રણ આપેલું. તેમ જ રા.બ.ગોપાલરાવ હરિદેશમુખ જે સ્વામીજીના ભક્ત હતા અને આર્યસમાજમાં દીક્ષિત થયા હતા, તેના પુત્ર રાવ બહાદુર રામચંદ્ર દેશમુખ તે સમયે નગરના ન્યાયાધીશ હતા. તેઓનો પણ આ કાર્યમાં સહકાર હતો. સ્વામીજીનો મુકામ રેલવે સામેની ગોવિંદરાવ રોડીઆની ધર્મશાળામાં હતો. બધી

વ્યવસ્થા રાજ્ય તરફથી હતી. સેવાચાકરીમાં બે પહેરેગીર કાયમ રહેતા. બે સિપાઈઓ પણ રહેતા. ધર્મશાળામાં એક ભાગમાં મુકામ હતો. બીજા ભાગમાં વ્યાખ્યાનો થતાં. પહેલું વ્યાખ્યાન દેશોન્નતિ પર અને બીજું વ્યાખ્યાન વેદાધિકાર વિશે હતું.

**વેદાધિકાર અને પંડિતો :** અહીં ભારે રમૂજ થયેલી : સ્વામીજી વ્યાખ્યાન શરૂ કરતાં પહેલાં એક વેદમંત્ર બોલે અને તે સમજાવે. પહેલી સભા હતી. સ્વામીજીએ – **'यथेमां वाचं कल्यणीम्'** – એ વેદમંત્રનો પાઠ કર્યો. ત્યારે પુરાણી પંડિતો ભડક્યા.

વડોદરામાં ત્યારે બે વિદ્વાન જાણીતા હતા : એક ગુજરાતી વિદ્વાન હતા ગોવિંદરામ શાસ્ત્રી. બીજા મહારાષ્ટ્રીયન વિદ્વાન હતા આપા શાસ્ત્રી.

આ પંડિતો વેદપાઠ સાંભળી ઊભા થઈ ગયા. કાનમાં આંગળા નાખ્યાં : અધધધ !

પાસે સરકારી અધિકારીઓ હતા. એકે પૂછ્યું : ''શું થયું શાસ્ત્રીજી ?''

**શાસ્ત્રીઓ કહે :** ''શું થયું ? છિઃ છિઃ સ્વામીજી વેદમંત્ર બોલ્યા.''

''તેમાં શું થયું ? આભ તૂટી પડ્યું ?''

''અરે, અહીં યવનો બેઠા છે. રાજના ગવૈયા મૌલાબક્ષ છે. અહીં શૂદ્રો છે. એમના સાંભળતાં વેદમંત્ર કેમ બોલાય ?''

**શાસ્ત્રાર્થ :** શ્રી મણિભાઈ જશભાઈ, રા. બ. ગજાનન વિઠ્ઠલ વગેરે ત્યાં હતા. તેમણે સમજાવી શાંત પાડ્યા, પણ શાસ્ત્રીઓ સમજે શેના ? પાછા સળવળ્યા. વધારે ઊંચાનીચા થવા લાગ્યા. રા.બ. ગજાનન વિઠ્ઠલે વિચાર્યું કે શ્રોતાઓ શાસ્ત્રાર્થ માટે ઉત્સુક છે, જેથી સ્વામીજીને પ્રવચન બંધ કરવા પ્રાર્થના કરી. પ્રવચન બંધ થયું. સ્વામીજીએ કૃષ્ણરામને કહ્યું, ''ઊભા થાવ, લો પેન્સિલ ને કાગળ, જેમણે શાસ્ત્રાર્થ કરવો હોય તેમનાં નામ લખો.''

પછી શાસ્ત્રીઓને પૂછ્યું, ''આપને કેવો શાસ્ત્રાર્થ જોઈએ ? છ મહિનાનો, બે મહિનાનો કે બે કલાકનો ?''

શાસ્ત્રીઓ અડધા ઠંડા થઈ ગયા. પણ સ્વામીજી હિંદીમાં બોલ્યા, તેથી તેમને પાનો ચઢ્યો. શાસ્ત્રીઓ જાણતા હતા કે સ્વામીજી સંસ્કૃત જાણે છે, પણ વિશેષ નહિ જાણતા હોય; તેથી તેમણે સંસ્કૃતમાં શાસ્ત્રાર્થ કરવાનું જણાવ્યું. સ્વામીજીના બે-ત્રણ પ્રશ્નમાં જ બધા ઠંડા પડ્યા. વ્યાખ્યાન આગળ ચાલ્યું.

**સંસ્કૃતમાં શાસ્ત્રાર્થ કરો :** એક વિદ્વાને સ્વામીજીના સંસ્કૃતની ઠેકડી ઉડાવી. એને સંસ્કૃતની પંડિતાઈનો ફાંકો હતો. કહે, ''સ્વામીજી આ પચતિ, ભવતિ શું ? આ તે સંસ્કૃત કહેવાય ?''

સ્વામીજી પંડિતની મજાક સમજી ગયા. તેમણે સંસ્કૃતમાં બોલવું શરૂ કર્યું. સમાસ અને સંધિભરપૂર, અલંકારો પણ તેટલા જ. એવું ધારાપ્રવાહ કે જાણે હિમગિરિમાંથી ગંગા વછૂટી. બિચારો પંડિત મૂંગો જ થઈ ગયો. પૂરી સમજ ન પડી ત્યાં ઉત્તર શું આપે ?



સ્વામીજીની વાગ્ધારા અજેય હતી. વાગિશ્વરી એમની જીહ્વાએ સદા વિરાજમાન રહેતી. એ સમર્થ વિદ્વાન હતા, એટલા જ વિનોદી હતા.

**રીંછ મોટો ત્યાગી :** એક દિવસ સ્વામીજી હજામત કરાવતા હતા, ત્યારે એક શાસ્ત્રી આવી પહોંચ્યો. એણે ટોણો માર્યો, ''સ્વામીજી, સંન્યાસી થઈને આ શું ? આવા વરણાગીવેડા શોભે ? સંન્યાસીનું ભૂષણ તો ત્યાગ છે.''

સ્વામીજી શાંત હતા. જરાયે રોષ લાવ્યા વિના શાંતિથી કહ્યું, ''વાળ વધારવાથી ત્યાગ વધે ? તો તો રીંછ ભારે ત્યાગી કહેવાય. શરીરને સાફ રાખવું જોઈએ. એ માટે જે માવજત થાય તે ધર્મકૃત્ય છે. ગુંડાઓ શરીર વધારીને બીજાને કનડે છે તે પાપકૃત્ય છે. પરોપકારીએ શરીર સુધારવું અને પરોપકાર કરવો જોઈએ.''

**લોકકાર્યો માટે ધન :** એક બીજા પંડિતે વળી બીજી વાત કરી. કહે, ''સાધુ સંન્યાસીને સોનું આપવું નહિ એવી શાસ્ત્રની આજ્ઞા છે.''

સ્વામીજીએ વિનોદ કર્યો, ''ત્યારે શું હીરામાણેક આપવા જોઈએ ?''

પછી કહ્યું, ''જેણે પોતાનું શરીર જ સેવામાં આપી દીધું હોય તેને સોનાની શી જરૂર ? હું ગંગાકિનારે ફરતો ત્યારે માત્ર લંગોટી જ પહેરતો. ત્યારે મને પાઈની પણ જરૂર નહોતી. હવે લોકોપકારનાં કામ શરૂ કર્યાં છે માટે ધન પણ રાખવું પડે છે. લોકો પાસેથી લઉં છું અને લોકો માટે વાપરું છું.''

**ઉપહારનો અસ્વીકાર :** રાજા સર ટી. માધવરાવની વિનંતીથી સ્વામીજીએ એક વાર કેદારેશ્વર મંદિરમાં રાજધર્મ વિશે વ્યાખ્યાન આપેલું. આ વ્યાખ્યાનથી રાજા માધવરાવ ખુશ થયા અને કહ્યું, ''મહારાજ, આપ તો રાજનીતિમાં અમારા કરતાં યે વધુ નિપુણ છો.''

એમણે દંડવત્ પ્રણામ કર્યાં અને સ્વામીજીને ભોજન માટે આમંત્ર્યા. ભોજન પછી એમણે ચાંદીના પૂરા એક હજાર રૂપિયા સ્વામીજી સમક્ષ ભેટ માટે ધર્યા.

સ્વામીજી એ કલદાર જોઈ રહ્યા. એને સ્પર્શ પણ કર્યો નહિ. પછી કહે, ''મહાશય, ભૂલ થાય છે. હું આ લઉં ? ન બની શકે એ. હું તો આ રૂઢિનું ખંડન કરું છું. હું ગોસાંઈજી નથી. આ કંઈ લાલબાવાની પધરામણી નથી !''

સ્વામીજીએ રાજધર્મ સમજાવ્યો. રાજા, પ્રધાન અન પ્રજાનાં કર્તવ્ય સમજાવ્યાં. પ્રજાપાલન, બાળવિવાહનિષેધ, શિક્ષણપ્રચાર સમજાવ્યાં. સ્વામીજીએ કહ્યું, ''જો ભારતવાસીઓ લાયક થશે તો વિદેશીઓ જાતે જ એને વહીવટ સોંપીને પોતાના દેશભેગા થઈ જશે.''

**સંસ્કારવિધિ :** સ્વામીજીનો સ્વાધ્યાય નિયમિત રહેતો. લેખન પણ ચાલુ રહેતું. સંસ્કારવિધિનું લેખનકાર્ય વડોદરામાં પૂરું થયું.

**જાગીરદારનો કેસ :** સ્વામીજી સાત્ત્વિક ભેટ જ સ્વીકારતા. એમના લહિયા હતા. પં. કૃષ્ણરામજી. એ સુરત જિલ્લાના (હવે વલસાડ) ખરસાડ ગામના વતની

હતા. ગોવિંદજી નીછાભાઈ દેસાઈ ત્યાંના જાગીરદાર હતા. મલ્હારરાવ ગાયકવાડ પદભ્રષ્ટ થયા પછી એમની જાગીર નાબૂદ થઈ હતી. ગાયકવાડ સરકારનું એમની પાસે બે લાખ રૂપિયાનું લહેણું નીકળે. ત્યાંથી નવસારીના સુબા રા.બ. લક્ષ્મણ જગન્નાથે દેસાઈને શાહુકારી જેલમાં ગોઠવી દીધા. ઘણો સમય થયો છતાં એમનો કેસ નીકળ્યો જ નહિ. આથી એ અકળાયા. એમના જમાઈ કૃષ્ણરામના મિત્ર હતા. તેમને ખબર પડી કે સ્વામીજીને દીવાન સાહેબ સાથે સારા સંબંધ છે. પં. કૃષ્ણરામને કહ્યું કે આનો જલદી નિકાલ આવે તો વીસ હજાર રૂપિયા વેદભાષ્ય માટે આપીશ. સ્વામીજીને મારા વતી વિનંતિ કરી દીવાનસાહેબને ભલામણ કરાવો.

**પં. કૃષ્ણરામને ઠપકો :** પં. કૃષ્ણરામે અનુકૂળતા જોઈ સ્વામીજીને વાત કરી ત્યારે સ્વામીજીએ એને ઠપકો આપ્યો. કહ્યું, ''રાજના કામમાં આપણાથી ડખલ ન થાય. જો એ નિર્દોષ હશે તો છૂટશે જ. આવી પ્રલોભનની વાત કોઈ દિવસ કરવી નહિ. એ તો મહાપાપ કહેવાય.''

કેસ દેસાઈની તરફેણમાં હતો અને સ્વામીજીના પ્રયાસથી તેનો અંત જલદી આવ્યો, છતાં તેમણે એક પાઈ પણ લીધી નહિ.

**રાજમાતાની ઈચ્છા :** સ્વામીજીનું વર્ચસ્વ વડોદરામાં વધતું જતું જોઈ પુરાણી પંડિતો ઊંચાનીચા થવા લાગ્યા. વડોદરા રાજ્ય વિદ્યાપ્રેમી હતું. બ્રાહ્મણોને પોષતું. રાજ્યમાં સંસ્કૃતની એક પરીક્ષા લેવાતી. તેમાં ઉત્તીર્ણ થનારને ૫૦થી ૧૦૦ રૂપિયા વર્ષાસન અપાતું. નાસિક, પૂના અને સુરતના બ્રાહ્મણો આ વર્ષાસન મેળવતા. તેમને બીક લાગી કે આપણાં વર્ષાસન બંધ થઈ જશે. રાજમાતા સ્વામીજીની વિદ્વત્તાથી અને સાધુતાથી ખૂબ પ્રભાવિત થયેલાં. તેમણે સ્વામીજીનાં દર્શન કરવાની ઈચ્છા દર્શાવી, પણ સ્વામીજીએ સ્ત્રીઓને મળવાનું કોઈ પ્રયોજન ન હોવાથી તેનો સ્વીકાર કર્યો નહિ. તેમ છતાં રાજમાતા યમુનાબાઈની ઈચ્છા બની રહી.

**વર્ષાસન બંધનો ભય :** બ્રાહ્મણોને થયું કે રાજમાતા સ્વામીજીના કામમાં મદદ કરવા તૈયાર થાય તો વર્ષાસન જોખમાય. એટલે તે બધા રાજમાતાને મળ્યા, અને સ્વામીજીની વિરુદ્ધ જેટલી થાય તેટલી ભંભેરણી કરીને કહ્યું, ''દયાનંદ તો નાસ્તિક છે. તેનું મોં જોવાનું પણ સારું નહિ.''

આ બ્રાહ્મણો રા.બ.ગજાનનને પણ મળ્યા. તેમણે ગુસ્સે થઈને ધમકાવી કાઢ્યા અને કહ્યું કે, ''ફરી વાર વાત લઈને આવશો નહિ. સ્વામીજી હંમેશાં શાસ્ત્રાર્થ કરવા તૈયાર હોય છે. તમારી હિંમત હોય તો તેમને હરાવો.''

વડોદરા રાજ્યે જે પ્રગતિ કરી તેમાં સ્વામી દયાનંદ અને આર્યસમાજના વિદ્વાનોનો અમૂલ્ય ફાળો રહ્યો છે.



**પ્રસ્થાન :** વડોદરાથી પ્રસ્થાન કરી સ્વામીજી અમદાવાદ આવી રા.બ.ગોપાલરાવ હરિ દેશમુખને મળીને ભરૂચ થઈને સુરત આવ્યા.

સુરતમાં પ્રસિદ્ધ પ્રાચ્યવિદ્યાવિદ્ વૉન બૂલર (Von Buhler) સાથે સ્વામીજીનો મેળાપ થયો. સ્વામીજીએ તેમના સંસ્કૃત જ્ઞાનની પ્રશંસા કરી. સુરતથી વિદાય સમયે દુર્ગારામ મહેતા વગેરેના અતિ આગ્રહવશ સ્વામીજીએ તેઓની શાલનો ભેટરૂપે સ્વીકાર કર્યો.

**વલસાડ :** સુરતથી સ્વામીજી વલસાડ પધાર્યા અને પ્રથમ સિદ્ધનાથ મહાદેવની ધર્મશાળામાં મુકામ કર્યો. ત્યાર બાદ રતનજી પારસીના બાગમાં ગયા. આ સ્થાનમાં સ્વામીજીનાં પ્રવચનો સાંભળવા ઘણા પારસીઓ અને મુસલમાનો પણ આવતા. વલસાડમાં સ્વામીજીનાં ચાર પ્રવચનો થયાં.

**પં. ભવાનીશંકર :** એ વેળા વલસાડમાં પં. ભવાનીશંકર રહેતા. એ ગોંડલના રાજપુરોહિત હતા. ઘણા જાણીતા હતા. હંમેશાં સ્વામીજીનાં વ્યાખ્યાન સાંભળવા આવતા.

વલસાડના બ્રાહ્મણો સ્વામીજીનાં વ્યાખ્યાનોથી ક્ષોભિત થતા હતા, પણ કોઈની પ્રશ્ન પૂછવાની હિંમત નહોતી. બધા પં. ભવાનીશંકરને પોરસ ચડાવતા. તેમની વિદ્વત્તાના વખાણ કરતાં અને પ્રશ્ન પૂછી દયાનંદની બોલતી બંધ કરી દેવાની કાકલૂદી કરતા.

એક દિવસે તેમણે પં. ભવાનીશંકરને ખૂબ તૈયાર કર્યા. વ્યાખ્યાન પૂરું થયું એટલે નિયમ મુજબ સ્વામીજીએ કહ્યું : ''કોઈને કંઈ શંકા હોય તો તે રજૂ કરે.''

બધા પં. ભવાનીશંકર સામે જોવા લાગ્યા. પણ પંડિતજી શાંત બેસી રહ્યા. પાસે બેઠેલાએ તેઓને કહ્યું, ''ઊભા થાવ, પૂછો. બોલો તો ખરા.''

પંડિતજી તંગ આવી ગયા. તેમણે કંઈક મોટેથી કહ્યું, ''ભાઈઓ, નાહક ધૂળ શું ઉડાડો છો ? સ્વામીજી મહારાજ જે કંઈ કહે છે તે વેદની વાત કરે છે. એમાં કંઈ ખોટું બોલતા નથી. પછી ખોટા વાંધાવચકા કાઢવાનો અર્થ શો ?''

બધા છોભીલા પડી ગયા. શરમથી સૌએ નીચું જોયું.

સ્વામીજીએ પંડિતજીને કહ્યું, ''પંડિતજી, આપના જેવા વિદ્વાને વૈદિક વિદ્યાનો પ્રકાશ કરવો જોઈએ.''

સ્વામીજી અને પંડિતજી વચ્ચે થોડો સત્સંગ થયો અને પંડિતજીએ સ્વીકાર કર્યો કે અમે ગૃહસ્થી હોવાથી આજીવિકા માટે સત્ય કહી શકતા નથી.

**વસઈ :** વલસાડથી પ્રસ્થાન કરીને સ્વામીજી વસઈ પધાર્યા. અહીં ચાર દિવસોના નિવાસમાં તેઓનાં બે પ્રવચનો થયાં.

વસઈથી સ્વામીજીનું સં. ૧૯૩૨ના ફાગણ માસમાં ફરી મુંબઈ આગમન થયું.

## મુંબઈ

મહારાષ્ટ્ર અને ગુજરાતનો પ્રવાસ કરીને સ્વામીજી ફરી મુંબઈ આવ્યા. સ્વામીજીનો આ પ્રચાર ખૂબ જ મહત્ત્વપૂર્ણ રહ્યો હતો અને ધર્મના પુનરુત્થાન કાર્યમાં ખૂબ જ સહકાર મળી રહ્યો હતો અને સાથે સફળતા પણ મળી રહી રહી.

**પ્રવચન :** ૫ માર્ચ, ૧૮૭૬ના રોજ સ્વામીજીનું પ્રવચન આર્યસમાજના તત્ત્વાવધાનમાં ''વેદોની શ્રેષ્ઠતા અને પવિત્રતા'' એ વિષય પર થયું. આ પ્રવચનમાં અનેક સુશિક્ષિત અને પ્રતિષ્ઠિત મહાનુભાવો ઉપરાંત વિશેષ રૂપથી સંસ્કૃતના પ્રસિદ્ધ વિદ્વાન ઑક્સફોર્ડ યુનિવર્સિટીના પ્રો. મોનિયર વિલિયમ્સ તથા કલેક્ટર મિ. શેફર્ડ ઉપસ્થિત હતા.

**પ્રો. મોનિયર વિલિયમ્સ સાથે વાર્તાલાપ :** પ્રવચન પછી સ્વામીજીનો પ્રોફેસર સાથે સંસ્કૃતમાં ઘણી વાર સુધી વાર્તાલાપ થતો રહ્યો અને વિદાય સમયે તેઓએ સ્વામીજીના ઉદ્દેશ્યોની પ્રશંસા કરી અને તેઓને આર્યસમાજના નિયમ તથા પુસ્તકો ભેટ આપવામાં આવ્યાં.

**પૌરાણિકોની માનસિક દશા :** સ્વામીજીના પ્રચારની ધૂમ અને આર્યસમાજની સ્થાપનાથી જેમ ડૂબતો માણસ બચવા માટે તરણું પકડે તેવી દશા પૌરાણિક મંડળીની થઈ ગઈ. પં. ગટ્ટુલાલ અને પં. કમલનયનના પરાજય પછી હતપ્રભ બનેલ આ મંડળીએ ફરી એક વાર ચેષ્ટા કરી પણ અસફળ રહી. તેઓએ રાણીના રાયપુર (જિલ્લો-અંબાલા) નિવાસી પં. રામલાલ જ્યોતિષીને શાસ્ત્રાર્થ માટે બોલાવીને તૈયાર કર્યા. પરંતુ તેઓ પણ વેદમાંથી મૂર્તિપૂજા સિદ્ધ કરવામાં નિષ્ફળ બની પરાજય પામ્યા. મુંબઈમાં સ્વામીજીનાં અન્ય પ્રવચનો પણ થયાં.

## ઈન્દોર

સંવત ૧૯૩૩ વૈશાખ (૧૮૭૬ એપ્રિલ) મહિનામાં સ્વામીજીએ મુંબઈથી ઈન્દોર આવીને લાલ બાગમાં નિવાસ કર્યો. અહીં સ્વામીજીનાં કેટલાંક પ્રવચનો થયાં. પ્રવચનમાં ઈન્દોર નરેશ મહારાજા તુકોજીરાવ હોલ્કર પણ સાંભળવા આવતા. આ ઉપરાંત દીવાન શ્રી રઘુનાથરાવ સ્વામીજી મળવા આવતા અને વિદાય સમયે તેઓએ વેદભાષ્યના પ્રકાશનમાં આર્થિક સહયોગ પણ પ્રદાન કર્યો. આ રીતે મુંબઈ પ્રાન્ત (તે સમયના મહારાષ્ટ્ર અને ગુજરાત)નો સ્વામીજીનો પ્રવાસ સમગ્ર ભારતમાં એક વિશિષ્ટ ધર્મોપદેશક તથા સમાજસુધારક રૂપમાં કીર્તિમાન બન્યો.

• • •



# ઉત્તરાપથામાં ધર્મની ઘોષણા-દિલ્હી દરબાર



આર્યસમાજની સ્થાપના પછી સ્વામી દયાનંદનું કાર્ય વિશાળ રૂપે પ્રદર્શિત થઈ રહ્યું હતું. ભ્રમણ, સાહિત્યલેખન, પ્રકાશન, પ્રચાર, શાસ્ત્રાર્થ તથા સંસ્કૃત પાઠશાળાઓની વ્યવસ્થા વગેરે પુનરુદ્ધારનાં અનેકવિધ ક્ષેત્રે સ્વામીજી વિજય વૈજયંતી ફરકાવી રહ્યા હતા. આ કાર્યમાં અનેક કષ્ટો, મુશ્કેલીઓ અને વિરોધીઓનાં અપમાનોને તેઓ પુષ્પવૃષ્ટિ સમાન માનીને આગળ ધપી રહ્યા હતા.

**ફરૂખાબાદ :** સંવત ૧૯૩૨ વૈશાખ વદ ૧, મંગળવાર (૯ મે, ૧૮૭૬)ના રોજ સ્વામીજી પાંચમીવાર ફરૂખાબાદ પધાર્યા અને લાલા જગન્નાથના વિશ્રામઘાટ પર નિવાસ કર્યો. આ સ્થાન પર સ્વામીજીનાં ચાર પ્રવચનો થયાં.

**પાઠશાળા બંધ કરી :** સ્વામીજીએ આ નગરમાં સંસ્કૃત પાઠશાળા સ્થાપિત કરી હતી અને ત્યાં તેઓના સહપાઠી પં. ઉદયપ્રકાશને અધ્યાપક નિયત કરેલ. પરંતુ તે પૌરાણિક વિચારોના હોવાથી વૈદિક સિદ્ધાંત વિરુદ્ધ અધ્યયન કરાવતા હોવાથી સ્વામીજીએ પાઠશાળા બંધ કરી દીધી. **જ્યાં પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ ન થાય ત્યાં ચાલતી સંસ્થાઓ સમય, શક્તિ અને ધનનો વ્યય કરવા સમાન બને છે. વર્તમાનમાં ચાલતી આવી શિક્ષણ સંસ્થાઓ માટે પણ આ પ્રસંગ બોધપાઠ સમાન છે.**

**તોપના મુખથી ઉડાડી દો :** ફરૂખાબાદમાં સ્વામીને મળવા ઈસાઈ લોકો પણ આવતા હતા. તા. ૨૩મે ના રોજ પાદરી જે. જે. લૂક્સે વાર્તાલાપમાં સ્વામીજીને કહ્યું, ''આપ મૂર્તિપૂજાનું તીવ્ર ખંડન કરો છો. જો આપને તોપના મુખ પર રાખીને કહેવામાં આવે કે મૂર્તિને માથું નહિ નમાવો તો તમને તોપથી ઉડાડી દેવામાં આવશે. એ સમયે શું ઉત્તર આપશો ?'' સ્વામીજીએ બેધડક ઉત્તર આપ્યો કે, **''હું કહીશ કે ઉડાડી દો.''** આ હતો સ્વામીજીની નિર્ભયતાનો ઉત્તર. સંભવતઃ સ્વામીજીના પિતા પોલીસ અધિકારી હતા. સં. ૧૮૬૯માં માળિયાના મિયાણાઓ સાથે લડાઈ પણ લડ્યા હતા. દયાનંદમાં પણ તેવી વીરતા સાથે નિર્ભયતાનું પણ દર્શન થાય છે.

**વિભિન્ન નગરોમાં પ્રચાર : ફર્રૂખાબાદ**થી સન્ ૨૪ મે, ૧૮૭૬ના રોજ પ્રસ્થાન કરીને તેમણે વિભિન્ન નગરોમાં ભ્રમણ કર્યું. જેમ કે, **કાશી**–સં. ૧૯૩૨ જેઠ સુદ–૪ શનિવાર (૨૭ મે, ૧૮૭૬), **જોનપુર**–સં. ૧૯૩૨ શ્રાવણ વદ ૧૧, મંગળવાર (૧૫ ઓગસ્ટ, ૧૮૭૬), **અયોધ્યા**–૧૯૩૨ શ્રાવણ વદ અમાસ શનિવાર (૧૯ સપ્ટેમ્બર, ૧૮૭૬), **લખનૌ**–સં. ૧૯૩૨ આસો સુદ ૯, બુધવાર (૨૭ સપ્ટેમ્બર, ૧૮૭૬), **શાહજહાંપુર** સં, ૧૯૩૩ કારતક સુદ ૧૫, બુધવાર (૧ નવેમ્બર, ૧૮૭૬) **બરેલી**-૧૯૩૩ કારતક વદ ૫ સોમવાર (૬ નવેમ્બર, ૧૮૭૬). આ નગરોના ભ્રમણ સમયમાં

વિશેષ કરીને વેદભાષ્યની તૈયારી તથા વેદભાષ્ય ભૂમિકાના લેખનકાર્ય તથા પ્રકાશન વ્યવસ્થામાં વ્યસ્ત રહ્યા. તેમ જ ઉપદેશ, પ્રવચન અને શાસ્ત્રાર્થ માટે વિજ્ઞાપન વગેરે પ્રસિદ્ધ કર્યાં હતાં.

## મુરાદાબાદ

બરેલીથી સ્વામીજીએ મુરાદાબાદ આવીને રાજા જયકિશનદાસના મકાનમાં નિવાસ કર્યો. ત્યાં પ્રવચનો પણ થયાં.

**પાદરી ડબલ્યુ પાર્કર સાથે શાસ્ત્રાર્થ :** આ વિદેશી પાદરી સાથે પંદર દિવસ સુધી દરરોજ બેથી ત્રણ કલાક શાસ્ત્રાર્થ ચાલ્યો. તેમાં સ્વામીજીએ સિદ્ધ કરી બતાવ્યું કે, કોઈ મનુષ્ય ઈસામસીહ ઈશ્વર છે અને તેના દ્વારા મુક્તિની પ્રાપ્તિ એ માનવું મૂર્તિપૂજાથી પણ હીન છે.

બીજા વિષય સૃષ્ટિ ઉત્પત્તિની ચર્ચામાં પાદરીએ છ હજાર વર્ષ સૃષ્ટિ ઉત્પત્તિ થવાનું જણાવતા સ્વામીજીએ એક બિલ્લોરી પથ્થર લાવીને તેને ઉત્પન્ન થયે કેટલાં વર્ષ થયાં હશે, તેમ પૂછતાં પાદરીએ એક લાખ વર્ષ બતાવ્યાં. જેથી સ્વામીજીએ જણાવ્યું કે, સૃષ્ટિની ઉત્પત્તિમાં મનુષ્ય પણ આવી જાય છે. આથી પાદરી નિરુત્તર થઈ ગયા.

**મુન્શી ઈન્દ્રમણિ :** આ અરબી-ફારસીના વિદ્વાન તથા ઈસ્લામના મર્મજ્ઞ હતા. તેમણે મુલ્લા-મૌલવીઓ દ્વારા હિન્દુ ધર્મ પર ગંદા આક્ષેપો કરતાં પુસ્તકોના સચોટ ઉત્તર આપ્યા હતા. ઈસ્લામની આલોચનાથી મુન્શીજી પર મુસ્લિમોએ કેસ કર્યો ત્યારે સ્વામીજીએ તેમને સહાયતા માટે સાર્વજનિક અપીલ કરીને, ધન એકત્ર કરીને તેમને કોર્ટની કાર્યવાહીમાં સહાયતા કરી હતી.

**કર્ણવાસ :** મુરાદાબાદથી સ્વામીજી બરેલી અને રાજઘાટ થઈને સં. ૧૯૩૩ માગશર વદ ૧, શનિવાર (૨ ડિસેમ્બર, ૧૮૭૬)ના રોજ કર્ણવાસ પધાર્યા. અહીં સ્વામીજીના ક્ષત્રિયભક્તોએ તેઓનું સન્માન કર્યું.

**દિલ્હી દરબાર :** સન્ ૧૮૭૭ની પહેલી જાન્યુઆરીએ દિલ્હીમાં મહારાણી વિક્ટોરિયાને ભારતની રાજરાજેશ્વરી—સામ્રાજ્ઞી જાહેર કરવાના ઉપલક્ષ્યમાં વાઈસરૉય લૉર્ડ લિટને એક શાહી દરબારનું આયોજન કર્યું હતું. સ્વામીજીને આ સમાચાર મળ્યા. જે મહાપુરુષે સંસારભરને સત્ય સંભળાવવાનું બીડું ઝડપ્યું હતું, તેને માટે આ સુઅવસર હતો. જેથી સ્વામીજીએ સ્વયં દિલ્હી જવાની અને કર્ણવાસના ક્ષત્રિય ભક્તો મુકુંદસિંહ વગેરેને ત્યાં પહોંચવાની અને તૈયારી કરવાની સૂચના આપી.

**ઉદ્દેશ્ય :** સ્વામીજીના દિલ્હી દરબારમાં જવાના બે ઉદ્દેશ્ય હતા : એક તો આ દરબારમાં ભારતના રાજા-મહારાજાઓ, સામંતો અને ધનવાન શેઠ—સાહુકારો અહીં એકત્ર થશે. તેઓને સત્ય વૈદિક ધર્મનો સંદેશ આપીને તેઓના હૃદયમાં વૈદિક ધર્મ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરીને તેઓનો સુધાર કરવામાં આવે. કારણ કે તેઓના સુધારથી



સામાન્ય પૂજામાં તેનું અનુસરણ થતું હોવાથી અલ્પ પ્રયત્ને સુધારો થઈ શકે છે.

સ્વામીજીનો બીજો ઉદ્દેશ્ય એ હતો કે આ દરબારમાં પધારેલા ભારતના ધર્માચાર્યો—સુધારાવાદીઓ જો એકત્ર થઈને એકસમાન કાર્યક્રમ દ્વારા દેશ સુધાર-ધર્મસુધારના કાર્યને અપનાવીને દેશનું કલ્યાણ કરવા સહમત થાય તો સત્યનો શીઘ્ર પ્રચાર-પ્રસાર થઈ શકે. સ્વામીજીની પ્રતિભા માત્ર ભેદોને જોવાની કે ખંડનાત્મક ન હતી. પરંતુ સમાનતા સ્થાપન કરવાની હતી. ધાર્મિક દૂષણોને દૂર કરીને સત્ય અને કલ્યાણના માર્ગે સંપૂર્ણ માનવજાતને એકતાના સૂત્રમાં પરોવી દેવાનો સંકલ્પ રાખતા હતા. મતમતાન્તરના ભેદ અને વિરોધને દૂર કરી સર્વ સંમત વ્યાપક સત્યના આધારે સંસારભરમાં એક ધર્મ સ્થાપિત કરવામાં આવે એમ તેઓ ઈચ્છતા હતા. આ માટે દિલ્હી દરબારનો અવસર ઉપયોગી હતો. સ્વામીજીના હૃદયની આ વિશાળ ભાવનાથી સ્પષ્ટ થાય છે કે, જે લોકો તેઓને એક સંકુચિત સંપ્રદાયના સ્થાપક માત્ર માની રહ્યા છે, તેઓ ભૂલ કરી રહ્યા છે અને એવી ભ્રાન્તિ પણ દૂર થાય છે.

**દિલ્હી પ્રસ્થાન :** કર્ણવાસથી સ્વામીજી રેલમાર્ગે અલીગઢ થઈને છલેસર આવીને ત્યાં એક સપ્તાહ નિવાસ કરીને સંવત ૧૯૩૩ પોષ સુદ ૨, રવિવાર (૧૭ ડિસેમ્બર, ૧૮૭૬)ના રોજ દિલ્હી પહોંચ્યા.

## દિલ્હી

અજમેરી ગેટની બહાર કુતુબરોડ સ્થિત શેરમલના અનારબાગમાં કર્ણવાસના ઠાકોરોએ તંબુ નાખીને સ્વામીજીના નિવાસની વ્યવસ્થા કરી અને બહાર **"સ્વામી દયાનંદ સરસ્વતીનું નિવાસસ્થાન"** એવું બોર્ડ લગાવી દીધું.

**વિજ્ઞાપન :** સ્વામીજીએ બધાને એકત્ર કરીને, સત્યાસત્યનો નિર્ણય કરી એક સાર્વભૌમ ધર્મ સ્થાપિત કરવાના ઉમદા હેતુથી વિજ્ઞાપન દ્વારા આહ્વાન કર્યું અને તેનું સર્વ મતોના વિદ્વાનો તથા રાજા-મહારાજાઓમાં વિતરણ કર્યું.

**રાજાઓની ઉદાસીનતા :** ઈન્દોરના મહારાજા તુકોજીરાવ હોલ્કરે રાજાઓને એકત્ર કરી સ્વામીજી સાથે તેનો મેળાપ કરવા પ્રયત્ન કર્યો. પરંતુ ઐશ્વર્ય અને વિલાસી જીવનના એદી રાજા-મહારાજા તથા ધનપતિઓનું સમગ્ર ધ્યાન લૉર્ડ લિટનની ખુશામત કરવામાં હોવાથી સફળતા મળી નહિ. બીજું રાજાઓનો સ્વામીજી સાથે મેળાપ ન થાય તે માટે સ્વાર્થી—પેટભરા રાજપંડિતોએ પણ ભાગ ભજવ્યો હતો. કાશ્મીરના મહારાજા રણવીરસિંહની ઈચ્છા સ્વામીજીને મળવાની હોવા છતાં પં. ગણેશશાસ્ત્રીએ તેને સ્વામીજી વિરુદ્ધ ભંભેરણી કરીને રોક્યા હતા. જેથી સ્વામીજીનો પ્રથમ ઉદ્દેશ્ય પૂર્ણ ન થયો.

વિજ્ઞાપનના વિતરણથી સામાન્ય જનસમાજ તથા પંડિતો ઉપદેશ શ્રવણ તથા શાસ્ત્રચર્ચા માટે મોટી સંખ્યામાં આવતા હતા.

**સુધારકોની સભા :** સ્વામીજીએ બીજા ઉદ્દેશ્યની પૂર્તિ માટે એક દિવસ પોતાના નિવાસસ્થાન પર ભારતના સુપ્રસિદ્ધ સમાજ-સુધારકોને આમંત્રણ આપીને એક ધર્મ સભા રાખી, જેમાં બંગાળના શ્રી નવીનચંદ્ર રાય તથા કેશવચંદ્ર સેન, પંજાબના મુન્શી કનૈયાલાલ અલખધારી, મુસ્લિમોના પ્રતિનિધિ સર સૈયદ અહમદ ખાં, મુંબઈના શ્રી હરિશ્ચંદ્ર ચિંતામણિ તથા ઉત્તરપ્રદેશના મુન્શી ઇન્દ્રમણિ સમ્મિલિત થયા. સર્વ મહાનુભાવોનો લાંબા સમય સુધી વિચાર-વિમર્શ થતો રહ્યો.

સ્વામીજીએ કહ્યું, ‘‘જો આપણે બધા એકમત થઈને એક સમાન કાર્યક્રમથી દેશનો સુધાર કરીએ તો ઝડપથી સુધારકાર્ય થઈ શકે તેમ છે.’’ સ્વામીજીની એ ઈચ્છા હતી કે, સર્વ લોકો ધર્મનું આદિ મૂળ વેદ છે અને તે ઈશ્વરીય જ્ઞાન હોવાથી તેનો સ્વીકાર કરે તથા વેદોને અનુકૂળ ધર્મ-પ્રચારનું કાર્ય કરવામાં આવે. પરંતુ સ્વમતના દુરાગ્રહના કારણે સર્વસંમતિ થઈ શકી નહિ અને કોઈપણ પરિણામ કે નિર્ણય વિના સભા વિસર્જિત થઈ ગઈ. (એ દુઃખદ છે કે, સભાની કાર્યવાહીની વિગત ક્યાંયથી પ્રાપ્ત થતી નથી.)

**પંજાબનું નિમંત્રણ :** દિલ્હીનું આ સર્વધર્મ સંમેલન ભલે સફળ ન થયું, પરંતુ સ્વામીજીના અહીંના આગમનથી એક લાભ થયો કે, પંજાબથી આવેલા મહાનુભાવો પર સ્વામીજીના તેજસ્વી રૂપ અને તેમની ઓજસ્વી વાણીનો ખૂબ પ્રભાવ પડ્યો. તેમાં ‘કોહેનૂર’ પત્રના સંચાલક મુન્શી હરસુખરાય ભટ્ટનાગર, ‘નીતિપ્રકાશ’ પત્રના સંપાદક મુન્શી કનૈયાલાલ અલખધારી, સરદાર વિક્રમસિંહ અહલૂવાલિયા અને કાશ્મીર નરેશના મંત્રી મનફૂલ વગેરેએ સ્વામીજીને મળીને પંજાબ આવવા માટે નિમંત્રણ પાઠવ્યું, જેનો સ્વામીજીએ સ્વીકાર કર્યો.

**મેરઠ :** દિલ્હી દરબારની સમાપ્તિ પછી સ્વામીજી દિલ્હીથી પ્રસ્થાન કરીને સં. ૧૯૩૩ મહા સુદ ૨, બુધવાર (૧૬ જાન્યુઆરી, ૧૮૭૭)નો રોજ મેરઠ આવ્યા. અહીં એક મહિનો નિવાસ કર્યો અને ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકાના લેખનકાર્યમાં સંલગ્ન રહ્યા.

**સહરાનપુર :** સં. ૧૯૩૩ના ફાગણ સુદ ૨, ગુરુવાર (ફેબ્રુઆરી ૧૫)ના રોજ સહરાનપુર આવ્યા. અહીં સ્વામીજીનાં પ્રવચનોમાં ખૂબ જ જનસમૂહ એકત્ર થતો. અત્રે એક ભાગવતી પંડિત બળદેવ વ્યાસ સાથે શાસ્ત્રાર્થનો ઉપક્રમ થયો, પરંતુ પંડિત તરત જ નિરુત્તર બની ગયો.

## ચાંદાપુર

સં. ૧૯૩૩ ફાગણ વદ ૧૪, બુધવાર (માર્ચ ૧૪, ૧૮૭૭)ના રોજ સ્વામીજી સહરાનપુર જિલ્લાના ચાંદાપુર ગામ આવ્યા. અહીંના જમીનદાર બે ભાઈઓ મુન્શી મુક્તાપ્રસાદ અને મુન્શી પ્યારેલાલ કબીરપંથી હતા. તેઓ ધર્મ જિજ્ઞાસુ હતા અને તેઓની ઈચ્છા હતી કે એક ધર્મ સંમેલનનું આયોજન કરવામાં આવે અને તેમાં



આર્યધર્મ, ઈસ્લામ અને ઈસાઈયતના વિદ્વાનો એકત્ર થઈને દાર્શનિક વિષયો પર વિચાર-વિમર્શ કરે, વૈચારિક આદાન-પ્રદાન કરીને સત્ય ધર્મના નિર્ણય પર આવે. તે માટે તેમણે એક મેળાનું આયોજન કર્યું.

**ચાંદાપુરનો મેળો :** આ મેળામાં જમીનદાર ભાઈઓએ સ્વામીજીને વૈદિકધર્મના આચાર્યરૂપમાં આમંત્રિત કર્યા, અને ઈસ્લામના દેવબંધના મૌલાના મહમદ કાસિમ અને દિલ્હીના મૌલવી અબ્દુલ મન્સુરી, ઈસાઈઓના ઇંજીલના પ્રસિદ્ધ અનુવાદક અને લોજીશિયન પાદરી ટી. જે. સ્ટોક, પાદરી નવલ, પાદરી પાર્કર, પાદરી જૉન્સન, પાદરી જોન ટૉમ્સન, અને મુન્શી ઇન્દ્રમણિ વગેરેને આમંત્રિત કર્યા.

‘બ્રહ્મવિચાર મેળો’ નામના આ ધર્મ સંમેલનનો સં. ૧૯૩૩ ચૈત્ર સુદ ૫, મંગળવાર (૨૦ માર્ચ, ૧૮૭૭)ના રોજ પ્રારંભ થયો અને નિમ્ન વિષયો પર ચર્ચા કરવાનો નિર્ણય કરવામાં આવ્યો :

(૧) પરમેશ્વરે સૃષ્ટિને કયા પદાર્થમાંથી, કયા સમયે અને શા માટે બનાવી ?

(૨) ઈશ્વર સર્વવ્યાપક છે કે નહિ ?

(૩) ઈશ્વર ન્યાયકારી અને દયાળુ બંને કઈ રીતે છે ?

(૪) વેદ, બાઇબલ અને કુરાન ઈશ્વરીય હોવામાં કયાં કયાં પ્રમાણ છે ?

(૫) મુક્તિ શું છે અને તે કેવી રીતે પ્રાપ્ત થાય છે ?

**અવધિ :** આ મેળાની અવધિ સાત દિવસ નક્કી કરવામાં આવેલ. સ્વામીજીની ઈચ્છા બધા વિષયો પર વિચાર કરવાની હતી. પરંતુ પાદરી મહાનુભાવો બે દિવસથી વધુ સમય રોકાવા તૈયાર ન હોવાથી બે દિવસમાં પ્રથમ અને અંતિમ બે જ વિષયો પર ચર્ચા થઈ અને શેષ નિર્ણિત વિષયો પર વિચાર કર્યા વિના જ મેળો સમાપ્ત થયો. પરંતુ મેળામાં પધારેલા શ્રોતાઓને આર્યધર્મ હજી જીવિત છે, મૃત નથી એ વાતનો તથા તેના દાર્શનિક સિદ્ધાન્તોનો પરિચય પ્રાપ્ત થયો, જેનું સ્વામીજી દ્વારા પ્રમાણયુક્ત અને તર્કપૂર્ણ વિશ્લેષણ પ્રસ્તુત કરવામાં આવ્યું હતું. (આ ધર્મમેળા અર્થાત્ એક પ્રકારના શાસ્ત્રાર્થનું સવિસ્તર વર્ણન ‘ચાંદાપુરનો મેળો’ એ નામની પુસ્તિકારૂપે પ્રકાશિત થયેલ છે.)

• • •

# પંજાબમાં પાંચજન્યનો નાદ



દિલ્હીમાં સ્વામીજીને પંજાબના સુધારકો તરફથી નિમંત્રણ મળ્યું હતું. જેથી ઉત્તર પ્રાન્તમાં વૈદિક સંદેશના પ્રસારનો એ બહુમૂલ્ય અવસર હતો. ચાંદાપુરના મેળા–શાસ્ત્રાર્થ-સમરમાં વૈદિક સિદ્ધાન્તોનો ઝંડો ફરકાવીને ધર્મયુદ્ધના મહારથી દયાનંદે પંજાબમાં વેદરૂપી પાંચજન્ય શંખનો નાદ સંભળાવવા પ્રયાણ કર્યું.

ભારતનાં અન્ય પ્રાન્તોની અપેક્ષા પંજાબનું વિશેષ મહત્ત્વ છે. આ પ્રદેશ વિદેશી હુમલાખોરોનો મુકાબલો કરવામાં અગ્રસ્થાને રહ્યો છે. ગુરુનાનક સ્થાપિત શીખ સંપ્રદાય અને તેના ગુરુઓની વિદેશી અને વિધર્મી શાસકો સામેની લડાઈના બલિદાનની આ ભૂમિ છે. તેની સાથે પંજાબનું હૃદય કોમળ પણ છે. તેના પર પ્રભાવ પાડવો સરળ છે, જેથી તેના પર ક્રિયા અને પ્રતિક્રિયાનો પ્રારંભ શીઘ્ર થાય છે. પંજાબીઓ વિચાર કરવાની સાથે આચરણમાં તરત મૂકે છે. જેથી સ્વામીજી જેવા એક આર્ષદૃષ્ટા–સુધારકને આથી સારું ક્ષેત્ર બીજું ક્યાં મળવાનું હોય ?

સ્વામીજીના આગમન પૂર્વે પંજાબનું સાર્વજનિક જીવન વિભિન્ન સંસ્કૃતિઓ અને વિચારધારાઓના ઘાત-પ્રતિઘાતથી વિકાસનું એક નવું સ્વરૂપ ધારણ કરી રહ્યું હતું. અહીં મુસ્લિમો બહુસંખ્યક હતા, તો શીખ ધર્મનો પ્રભાવ અધિક હતો. અહીંના શિક્ષિત-પ્રબુદ્ધ વર્ગમાં બ્રહ્મસમાજનું વિશેષ સ્થાન હતું. અંગ્રેજ શાસનના પીઠબળથી ઈસાઈ પાદરીઓ બોડી બામણીનું ખેતર માનીને પરિપક્વ પાકને લણી રહ્યા હતા. ધર્માન્તરણ કરી રહ્યા હતા. જેથી સ્વામીજીને વિશેષ યુદ્ધ તેઓની સાથે કરીને હિન્દુઓને ઈસાઈ થતા બચાવવાનું ભગીરથ કાર્ય હતું.

## લુધિયાણા

સ્વામીજી ચાંદાપુરથી પ્રસ્થાન કરીને શાહજહાંપુર અને સહારનપુર થઈને સંવત ૧૯૩૩ ચૈત્રવદ ૨, શનિવાર (૩૧ માર્ચ, ૧૮૭૭)ના રોજ લુધિયાના પધાર્યા. મુન્શી કનૈયાલાલ અલખધારીએ તેમનું અત્યંત સન્માન અને પ્રેમથી સ્વાગત કરીને લીલા બંસીધર વૈશ્યના બાગમાં નિવાસની વ્યવસ્થા કરી.

**પ્રવચનમાળા :** અહીં સ્વામીજીનાં સાત પ્રવચનો થયાં. આઠમા દિવસે શંકા-સમાધાન અને શાસ્ત્રાર્થ માટે જાહેરાત કરી, પરંતુ કોઈ આવ્યા નહિ.

**ઈસાઈઓનું કેન્દ્ર :** લુધિયાના ઈસાઈઓના પ્રચારનું કેન્દ્ર હોવાથી ત્યાં અનેક પાદરીઓ રહેતા હતા. પાદરી બેરી સાહેબ સ્વામીજીનાં પ્રવચનમાં આવતા અને તેમણે સ્વામીજીને બાઈબલ પણ ભેટ આપ્યું હતું.

**શ્રીકૃષ્ણ પર મિથ્યા દોષ :** એક દિવસ ન્યાયાધીશ કારસ્ટીફન સાહેબે સ્વામીજી સાથેના વાર્તાલાપમાં કહ્યું કે, ''શ્રીકૃષ્ણનાં લોકોત્તર કાર્યો અને તેઓ મહાત્મા હતા,



એ વાત બુદ્ધિ સ્વીકાર કરતી નથી.''

સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, શ્રીકૃષ્ણ પરના દોષો પુરાણોક્ત અને મિથ્યા છે. પરંતુ બાઈબલમાં પરમેશ્વરનો આત્મા કબૂતરના રૂપમાં આકાશમાંથી ઊતરીને મેરી કુમારી હોવા છતાં તેના ગર્ભાશયમાં દાખલ થયો અને તેનાથી ઈસુનો જન્મ થયો એમ કહ્યું છે, એ વાતને તો બુદ્ધિ સ્વીકારે છે ને ?'' સાહેબ ચૂપ થઈ ગયા.

**મારું મુખ ન જુઓ, વાત સાંભળો :** એક પંડિત સ્વામીજીના પ્રવચનમાં ખંડનથી ક્ષોભિત થયો અને પોતાના મિત્રને કહ્યું, ''ચાલો, અહીંથી આનું મોઢું જોવું પણ પાપ છે.'' સ્વામીજી આ શબ્દો સાંભળી ગયા અને કહ્યું, ''મારું મોઢું ન જુઓ તો પાછળ ઊભા રહીને મારી વાત સાંભળો; એ તમારા હિતની છે.''

**રામશરણ :** આ ગૌડ બ્રાહ્મણ ઈસાઈઓના ચક્કરમાં ફસાઈને સ્વધર્મ છોડીને ઈસાઈ ધર્મમાં પ્રવિષ્ટ થવાનો વિધિ – બપતિસ્મા કરાવવાનો હતો. પરંતુ સ્વામીજીનો ઉપદેશ સાંભળીને તે ઈસાઈ બનતો બચી ગયો. ઈસાઈ પાદરીઓ પણ સમજી ગયા કે સ્વામીજીના રહેતાં હિંદુઓને ઈસાઈ બનાવવાના તેના મનોરથ પૂર્ણ થવાના નથી.

**પુનર્જન્મ સિદ્ધિ :** એક પાદરીએ પુનર્જન્મ વિશે શંકા કરી. સ્વામીજીએ કહ્યું, ''એક શરીર છોડીને બીજું શરીર ધારણ કરવું એ પુનર્જન્મ છે અને શરીર ધારણ કર્યા વિના ભોગ ભોગવી શકાતો નથી. ઈસાઈ મતાનુસાર અહીંથી મનુષ્યશરીર છોડીને સ્વર્ગમાં જઈને ભોગ ભોગવે છે, જેથી તેના શરીરનો પુનર્જન્મ સિદ્ધ થાય છે'' પાદરી મૌન ધારણ કરીને ચાલ્યા ગયા.

**ભૂત–પ્રેત ખંડન :** એક દિવસ સ્વામીજીએ ભૂતપ્રેત વગેરેના મિથ્યા ભ્રમના નિવારણ માટે એક પ્રયોગ–ખેલ બતાવ્યો. એક રૂમના બે ગોખલામાં બે દીવા પ્રકટાવીને સામસામે રાખ્યા. સ્વામીજીએ પ્રથમ એક ગોખલાનો દીવો બુઝાવી દીધો. પછી બીજો પણ બુઝાવી દીધો, જેથી પ્રથમ વાળો દીવો આપમેળે પ્રકટ્યો. અને પ્રથમ વાળો બુઝાવતા બીજા ગોખલાનો દીવો સ્વયં પ્રકટ્યો. આ આશ્ચર્યયુક્ત પ્રયોગ બતાવીને તેમણે કહ્યું, ''આ પદાર્થ વિદ્યાની વાત છે. ભૂતપ્રેત કોઈ વસ્તુ નથી. જેથી તેવા ભ્રમથી દૂર રહો.''

## લાહોર

સં. ૧૯૩૩ વૈશાખ સુદ ૬, ગુરુવાર (૧૯ એપ્રિલ, ૧૮૭૭)ના રોજ સ્વામીજી લાહોર આવ્યા. સ્ટેશન પર બ્રહ્મસમાજના નેતાઓએ તેઓનું સ્વાગત કરીને દીવાન રતનચંદ દાઢીવાળાના બાગમાં નિવાસની વ્યવસ્થા કરી.

**પ્રવચન :** સ્વામીજીનાં પ્રથમ બે પ્રવચનો વેદ અને વેદોક્ત વિષય પર બાવલી સાહેબમાં થયાં. ત્યાર બાદ બે પ્રવચનો બ્રાહ્મમંદિરમાં થયાં. સ્વામીજીનાં આ પ્રવચનોનો ખૂબ જ સારો પ્રતિભાવ મળ્યો.

**બ્રહ્મસમાજીઓનો રોષ :** સ્વામીજીને પંજાબમાં લાવવામાં અને પ્રારંભમાં વ્યવસ્થા કરવામાં બ્રહ્મસમાજીઓનો ફાળો હતો અને સુધાર કાર્યમાં તેઓની સહમતિ પણ

હતી. પરંતુ સ્વામીજી સાથે વેદ અને પુનર્જન્મ વગેરે વિષયોમાં સહમત ન હતા અને સ્વામીજીએ પ્રવચનોમાં તે સિદ્ધાંતોનું પ્રતિપાદન કરતા તેઓ રુષ્ટ થયા અને સ્વામીજીના વિરોધી બની ગયા. એટલું જ નહિ, પરંતુ પ્રારંભિક વ્યવસ્થામાં થયેલ પચીસ રૂપિયાનો ખર્ચ સ્વામીજી પાસેથી વસૂલ કરીને શિષ્ટાચાર પણ ભૂલી ગયા.

**પૌરાણિકોની કુટિલતા :** સ્વામીજીનાં પ્રવચનોમાં વૈદિક સિદ્ધાંતોના પ્રતિપાદન ઉપરાંત વેદવિરુદ્ધ મૂર્તિપૂજા, અવતારવાદ વગેરેનું ખંડન સાંભળીને પૌરાણિક પંડિતોમાં પણ હલચલ મચી ગઈ અને તેઓએ સ્વામીજી જ્યાં ઊતર્યા હતા તે બાગના માલિક શ્રી રતનચંદના પુત્ર દીવાન ભગવાનદાસની સ્વામીજી વિરુદ્ધ ભંભેરણી કરીને તે નિવાસસ્થાન ખાલી કરાવ્યું.

**ડૉ. રહીમખાં :** જ્યારે બ્રહ્મસમાજીઓ અને પૌરાણિકો માનતા હતા કે સ્વામીજી વિવશ થઈને ચાલ્યા જશે, ત્યારે સુખદ આશ્ચર્ય એ બન્યું કે એક અત્યંત ઉદાર અને સહિષ્ણુ મુસલમાન એવા ખાનબહાદુર ડૉ. રહીમખાંએ સ્વામીજીને આમંત્રિત કરીને પોતાની કોઠી કે મહાલયમાં ઉતારો આપ્યો અને ત્યાં પ્રવચન માટે અનુમતિ આપી. આગળ ચાલીને આ સ્થાન પર જ આર્યસમાજની સ્થાપના પણ કરવામાં આવી.

સ્વામીજીના ઉદાત્ત અને માનવતાવાદી દૃષ્ટિકોણના કારણે ડૉ. રહીમખાં, સર સૈયદ અહમદખાં, પાદરી સ્કૉટ વગેરે આર્યધર્મેત્તર સાથે તેઓના સૌહાર્દપૂર્ણ સંબંધો રહ્યા હતા.

**પં. મનફૂલનો અનુરોધ :** એક દિવસ પં. મનફૂલે સ્વામીજીને અનુરોધ કર્યો કે, ''આપ મૂર્તિપૂજાનું ખંડન છોડી દો તો જનસાધારણ પ્રસન્ન થશે તથા મહારાજા કાશ્મીર નરેશ પણ આપનું શિષ્યત્વ ગ્રહણ કરશે.'' સત્યનિષ્ઠ સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, ''હું કાશ્મીરના રાજાને પ્રસન્ન કરું કે બ્રહ્માંડના અધિપતિ પરમાત્માની આજ્ઞાનું પાલન કરું ? કે જેની આજ્ઞાઓ પર ચાલવું અને અન્યોને પ્રેરણા આપવી એ જ મારા જીવનનું લક્ષ્ય છે.''

**પાદરી હૂપર :** એક દિવસ પાદરી હૂપર સાહેબે પૂછ્યું, ''વેદોમાં અશ્વમેધ અને ગોમેધનું વર્ણન છે, તેનું આપ શું સમાધાન આપો છો ? સ્વામીજીએ પ્રમાણપુરઃ-સર અશ્વમેધ અને ગોમેધના સત્ય અર્થ બતાવ્યા અને વેદોમાં પશુબલિનું કોઈ વર્ણન નથી તેની સ્પષ્ટતા કરી.

**શ્રદ્ધારામ ફિલ્લોરી :** આ મૂર્તિપૂજક પૌરાણિક વર્ગના નેતા હતા. તેઓએ સ્વામીજીના આક્રમણથી મૂર્તિપૂજા વગેરેની રક્ષા માટે '**સનાતનધર્મરક્ષિણી સભા**'ની સ્થાપના કરી હતી.

**પંડિત ભાનુદત્ત :** આ સત્સભાના આચાર્ય અને સુધારાવાદી હતા તથા મૂર્તિપૂજાના



વિરોધી હતા. પરંતુ કેટલાક પૌરાણિક પંડિતોના ધમકાવવાથી ડરી જઈને સ્વામીજીનો વિરોધ કરવા લાગ્યા અને શ્રદ્ધારામ ફિલ્લોરી સાથે ભળી ગયા.

**પં. શિવનારાયણ અગ્નિહોત્રી :** આ પંડિતે એક દિવસ સ્વામીજી સાથે ચર્ચા કરતાં સામવેદમાં ઘુવડની કથા હોવાનું જણાવ્યું. સ્વામીજીએ તેનો સ્પષ્ટ ઇન્કાર કર્યો અને સામવેદ તેની સામે રાખીને બતાવવા કહ્યું. પરંતુ તેઓ બતાવી શક્યા નહિ અને શરમના માર્યા ચાલ્યા ગયા.

**અન્ય વિષયો પર સમાધાન :** અનેક પંડિતો મૂર્તિપૂજાનું મનુસ્મૃતિ અને યોગવાશિષ્ઠ વગેરે દ્વારા સમર્થન કરવા આવતા, તથા મૃતક શ્રાદ્ધની પુષ્ટિમાં વેદમંત્ર રજૂ કરતા તેમ જ '**अहं ब्रह्मास्मि**' વગેરે વેદાંત વાક્યો પર શંકા-સમાધાન માટે આવતા. સ્વામીજી તેનું પ્રમાણપુરઃસર સમાધાન કરી આપતા હતા.

**આર્યસમાજની સ્થાપના :** સ્વામીજીના પ્રચારથી લાહોરમાં અનેક સજ્જનો તેઓના અનુયાયીઓ બન્યા અને આર્યસમાજની સ્થાપના માટે કાર્ય સરળ બન્યું. જેથી સંવત ૧૯૩૩ જેઠ સુદ ૧૪, રવિવાર (૨૪ જૂન, ૧૮૭૭)ના દિવસે ડૉ. રહીમખાંની કોઠી પર આર્યસમાજની સ્થાપના કરવામાં આવી. તેમાં સર્વપ્રથમ સ્વામીજીએ ઈશ્વરોપાસના અને હવન કરીને આર્યસમાજની સ્થાપનાની વિધિવત્ ઘોષણા કરી.

**નિયમોનું નવીનીકરણ :** મુંબઈમાં આર્યસમાજની સ્થાપના સમયે ૨૮ નિયમો બનાવેલા. તેમાં વ્યવસ્થા સંબંધી નિયમો પણ હતા. તેને ઉપનિયમોનું રૂપ આપીને અત્રે સાર્વભૌમ, સર્વજનોપયોગી વ્યાપક સિદ્ધાંતો રૂપે દશ નિયમોનું સ્વરૂપ આપવામાં આવ્યું.

**સાપ્તાહિક અધિવેશન :** લાહોર આર્યસમાજનું પ્રથમ અધિવેશન ડૉ. રહીમખાંની કોઠી પર થયું. બીજું અધિવેશન (૧ જુલાઈ) સત્સભાના સ્થાન પર થયું. તેમાં સ્વામીજીએ પુરાણોનું ખંડન કરતાં સત્સભાના આગેવાનો રુષ્ટ થતા ત્યાં પ્રતિબંધ કર્યો. જેથી એક મકાન ભાડે રાખીને નિયમિત રૂપમાં અધિવેશન થતાં રહ્યાં અને જુલાઈના અંત સુધીમાં સદસ્યોની સંખ્યા ૩૦૦ થઈ ગઈ.

**પરમેશ્વર સંરક્ષક :** એક અધિવેશમાં શારદાપ્રસાદ ભટ્ટાચાર્યે સ્વામીજીને આર્યસમાજના સંરક્ષક અથવા પરમ સહાયકની પદવી સ્વીકારવાનો પ્રસ્તાવ રાખ્યો, ત્યારે સ્વામીજી તેનો અસ્વીકાર કરતા કહ્યું કે, ''**મને સંરક્ષક બનાવશો તો વિશ્વનિયંતા પરમેશ્વરને શું કહેશો ? વાસ્તવમાં આપણો સંરક્ષક—પરમસહાયક ઈશ્વર છે.**''

**ગુરુ-ગાદી અને મઠ નથી :** એક વાર સ્વામીજીને આર્યસમાજના સંસ્થાપકની પદવીથી વિભૂષિત કરવાનો પ્રસ્તાવ કરવામાં આવ્યો, ત્યારે સ્વામીજીએ હસીને કહ્યું, ''**મેં કોઈ પંથ સ્થાપી ગુરુ-ગાદીનો મઠ બનાવેલ નથી. હું મતવાદીઓને મતથી સ્વતંત્ર કરવા ઇચ્છું છું. આવી પદવીઓથી અંતમાં હાનિ થાય છે.**''

**ઉપાસનાનો નિરાદર ન કરો :** એક અધિવેશનમાં ઈશ્વરોપાસના ચાલી રહી હતી, ત્યારે સ્વામીજી પધારતાં સન્માન માટે બધા ઊભા થઈ ગયા. ઉપાસનાની સમાપ્તિ પછી સ્વામીજીએ ઉપદેશ આપ્યો કે, ''ઉપાસના સમયે ઉપાસકે ઈશ્વરમાં મગ્ન રહેવું જોઈએ. એ સમયે કોઈ પણ મહાન મનુષ્ય આવે તો પણ ઉપાસકે ઊભા ન થવું જોઈએ. કારણ કે ઈશ્વરથી મહાન કોઈ નથી અને તેમ કરવું ઈશ્વરની અવગણના સમાન છે.''

**શ્રીમદ્ દયાનંદનું સ્વરૂપ :** સંસારમાં અનેક મનુષ્યોએ પોતાને ઈશ્વરના અવતાર, દૂત, પયગંબર કહીને પોતાના નામે પંથોની સ્થાપના કરી છે. આજે તેના લાખો–કરોડો ચેલા-ચેલીઓ જોવા મળે છે. કેટલાય ગુરુ બનીને, તો કોઈ સાક્ષાત્ ઈશ્વર બનીને, લાખો ભોળા મનુષ્યોને અજ્ઞાન અને અંધકારમાં ધકેલી દીધાં છે, ધકેલી રહ્યાં છે. અને પોતાના અનુયાયીઓને ઘેટાં બનાવીને વર્ષમાં બેવાર ઊન ઉતારી રહ્યા છે, લૂંટી રહ્યા છે. કોઈ યોગની સાધારણ ક્રિયાઓ દ્વારા ગુરુ બનીને શિષ્યોને ભ્રમણામાં નાખી રહ્યા છે. ત્યારે એકમેવ એવા દયાનંદ પૂર્ણયોગી, ઋષિકલ્પ પરિવ્રાટ સમ્રાટ અને વેદભાષ્યકાર હોવા છતાં ગુરુ બનવાથી દૂર રહે છે. આ તેઓની નિઃસ્પૃહતા અને નિરભિમાનતાની પરાકાષ્ઠા છે. આ હતું દયાનંદનું વાસ્તવિક સ્વરૂપ. તેઓની સ્મૃતિને શ્રદ્ધાપૂર્વક વાગોળીને ફરીને આપણે શા માટે ગૌરવ ન અનુભવીએ ?

## અમૃતસર

લાહોરમાં ત્રણ મહિના પ્રચાર અને આર્યસમાજની સ્થાપના વગેરે કરીને સં. ૧૯૩૩ જેઠ વદ ૯, ગુરુવાર (જુલાઈ ૫, ૧૮૭૭)ના રોજ સ્વામીજી અમૃતસર પધાર્યા. નિવાસની વ્યવસ્થા શ્રી દયાલસિંહ મજીઠિયાએ મિયાં મોહમદખાનની કોઠી પર કરી.

**પ્રવચનોની ધૂમ :** અમૃતસરમાં સ્વામીજીએ પ્રતિમા–પૂજન, અવતારવાદ અને મૃતક શ્રાદ્ધ વગેરે મિથ્યામૂલક વિષયો પર આલોચના કરી. જેથી પંડિતોમાં હલચલ મચી ગઈ. યજમાન પોતાના પુરોહિતો અને પંડિતોને શાસ્ત્રાર્થ કરવા માટે મજબૂર કરવા માંડ્યા, પરંતુ સાહસ કરીને કોઈ સ્વામીજી સમક્ષ આવ્યા નહિ.

**પં. રામદત્ત :** આ પંડિતને લોકોએ સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા પ્રાર્થના કરી. પરંતુ તેણે સ્પષ્ટ કહ્યું કે મને વેદનું કોઈ જ્ઞાન નથી. તેમ છતાં તેના પર બહુ દબાણ કરતાં તે ચુપચુપ હરદ્વાર ચાલ્યો ગયો.

**આર્યસમાજની સ્થાપના :** સ્વામીજીના ઉપદેશ અને પ્રવચનોથી લોકોમાં આર્યત્વની ભાવના ઉત્પન્ન થઈ અને સંવત ૧૯૩૩ શ્રાવણ સુદ ૪, રવિવાર (૧૨ ઓગસ્ટ, ૧૮૭૭)ના દિવસે ઉક્ત મોહમદખાનની કોઠી પર સ્વામીજીએ પ્રથમ ઈશ્વરોપાસના અને યજ્ઞ કરીને આર્યસમાજની સ્થાપના કરી. ત્યાર બાદ એક મકાન ભાડે રાખીને સાપ્તાહિક સત્સંગ વગેરે નિયમિત થવા લાગ્યા.



**પં. બિહારીલાલ :** એક દિવસ એક્સ્ટ્રા આસિસ્ટન્ટ કમિશનર પં. બિહારીલાલે સ્વામીજીને અનુરોધ કર્યો કે, ''આપ મૂર્તિપૂજાનું ખંડન ન કરો તો બધા લોકો આપના સહાયક બની જાય અને આપની બધી વાતો સ્વીકારી લે.'' સ્વામીજીએ સ્પષ્ટ કહ્યું કે, ''વેદોની આજ્ઞા અનુસાર સ્વયં ચાલવું અને અન્યોને તે પ્રમાણે ચાલવા પ્રેરિત કરવા એ મારું કર્તવ્ય છે. લોકો સહાયક બને અથવા ન બને.''

**કમિશનર એચ. પરકિંસ :** આ સાહેબ સ્વામીજીને મળવા આવ્યા અને વાર્તાલાપમાં તેઓએ કહ્યું, ''આપ જે હિન્દુ ધર્મને તેની દુર્બળતાથી મુક્ત કરવા ઈચ્છો છો તે તો દોરાના તાંતણા સમાન કાચો છે.'' સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું કે, ''એ કાચો નથી પરંતુ લોખંડથી પણ મજબૂત છે. લોઢું કદાચ તૂટી જાય પણ એ તૂટે તેમ નથી.'' કમિશનરે ફરી પૂછ્યું તે કેવી રીતે મજબૂત છે ?''

સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, હિન્દુ ધર્મ સમુદ્રમાં જેમ અનેક મોજાંઓ ઊઠે છે તેમ મહાસાગર સમાન છે. તેમાં વિભિન્ન પ્રકારની પૂજા-ઉપાસના, વિશ્વાસો હોવા છતાં તેમાં સ્થિતિસ્થાપકતા હોવાથી વિરોધ કરવાનું સામર્થ્ય છે. આ ધર્મમાં આસ્તિક-નાસ્તિક, જડ ઉપાસક-આત્મવાદી, હિંસા-અહિંસાવાદી અને રૂઢિવાદી–સુધારવાદી વગેરે અનેક લોકો સહઅસ્તિત્વ ધરાવે છે. જેથી તે દુર્બળ નહિ, પરંતુ દૃઢ છે.

**બીજો પ્રશ્ન :** પરકિંસ સાહેબે બીજો પ્રશ્ન પૂછ્યો કે, ''આપ કયા ધર્મનો પ્રચાર કરવા ઈચ્છો છો ?'' સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું, **''વેદ પ્રતિપાદિત એક, અદ્વિતીય, નિરાકાર ઈશ્વરની ઉપાસનાનો પ્રચાર થાય અને લોકો દુર્ગુણોને છોડીને સદ્ગુણોને ગ્રહણ કરે એ જ મારી ઈચ્છા છે.''**

**બાળકોને લાડુ :** એક દિવસ એક પાઠશાળાના શિક્ષકે પોતાની નાની વયના વિદ્યાર્થીઓને શીખવ્યું કે, ''ચાલો, આજે આપણે એક કથામાં જવાનું છે. તમે તમારા દફતરોમાં ઈંટોના ટુકડાઓ ભરી લો. ત્યાં હું ઈશારો કરું કે તરત જ તમે કથાકારની ઉપર ઈંટોનો મારો ચલાવજો. કાલે હું તમને લાડુ ખવરાવીશ.''

બાળકો સાથે શિક્ષક કથામાં ગયા. સાંજ પડી અને અંધારું થયું એટલે શિક્ષકે બાળકોને ઈશારો કર્યો, જેથી સ્વામીજી પર ઈંટોનો વરસાદ વરસવા લાગ્યો. આખી સભા ખળભળી ઊઠી. પરંતુ સ્વામીજીએ સૌને શાંત પાડ્યા. પોલીસના અધિકારીઓએ કેટલાંક બાળકોને પકડીને સ્વામીજી સામે હાજર કર્યાં. પોલીસના પંજામાં સપડાયેલાં એ બાળકો હીબકાં ભરીને રડતાં હતાં અને કબૂલ કર્યું કે, ''અમારા ગુરુજીએ અમને લાડુની લાલચ આપીને અમારા હાથે આ કામ કરાવ્યું છે.''

સ્વામીજીએ એ જ સમયે લાડુ મંગાવીને બાળકોને વહેંચી દીધાં અને કહ્યું, ''બાળકો ! તમારા ગુરુજી હવે તમને કદાચ લાડુ ન આપે એમ માનીને હું જ આપું છું. ખાઓ અને આનંદ કરો.'' ઈંટો મારનારને લાડુ ખવરાવનાર ક્ષમાવીર દયાનંદ ! તમને વંદન !

**ચાલીસ યુવક ઈસાઈ બનતા બચ્યા :** ઈસાઈઓની સ્કૂલોમાં ભણનાર ચાલીસ હિન્દુ યુવકો મનથી ઈસાઈ બની ચૂક્યા હતા. તેઓએ એક 'પ્રાર્થનાસભા' નામની સંસ્થા પણ બનાવી હતી. રવિવારે ચર્ચમાં પ્રાર્થના પણ કરતા હતા. સ્વામીજીના ઉપદેશથી તે યુવકો પ્રભાવિત થયા અને તેઓના મનમાંથી ઈસાઈમત ગ્રહણ કરવાનો વિચાર કપૂરની માફક ઊડી ગયો અને તેઓ આર્યધર્મમાં શ્રદ્ધાવાન બન્યા.

**સાથે જમવાથી પ્રેમ ન વધે :** એક દિવસ પાદરી ક્લાર્ક સાહેબે સ્વામીજી પાસે આવીને કહ્યું, ''સાથે બેસીને ભોજન કરવાથી પ્રેમ વધે છે. જેથી આવો, આપ અને અમે એક ટેબલ પર બેસીની ભોજન કરીએ.'' સ્વામીજીએ ઉદાહરણ સહિત કહ્યું કે, ''માત્ર પાસે બેસીને જમવાથી સામાજિક એકતા થતી નથી. કારણ કે શિયા અને સુન્ની મુસ્લીમો એક થાળીમાં જમે છે. રશિયન અને અંગ્રેજ તથા એ જ રીતે તમે તથા રોમન કૅથોલિક ઈસાઈ એક ટેબલ પર ભોજન કરી લો છો તેમ છતાં પરસ્પર કેટલા વેરવિરોધ રાખો છો ?'' સાંભળીને પાદરીસાહેબ અવાક્ બની ગયા.

## ગુરુદાસપુર

સં. ૧૯૩૩ શ્રાવણ સુદ ૯, શુક્રવાર (૯ ઓગસ્ટ, ૧૮૭૭)ના રોજ સ્વામીજી ગુરુદાસપુર પહોંચ્યા. અહીં પ્રવચનોમાં અનેક શ્રોતાજનો આવતા હતા અને ઉચ્ચ અધિકારીઓ પણ લાભ ઉઠાવતા હતા.

**મિયાં બંધુઓ :** અહીંના મિયાં હરિસિંહ અને મિયાં શેરસિંહ મૂર્તિપૂજાની આલોચનાથી ક્ષુબ્ધ થઈને એક વિરક્ત સાધુ ગણેશગિરિને શાસ્ત્રાર્થ માટે પ્રેરિત કર્યા. પરંતુ તેઓએ સ્વીકાર કર્યો નહિ. ત્યાર બાદ મિયાંઓએ દીનાનગરથી પં. લક્ષ્મીધર અને દૌલતરામને શાસ્ત્રાર્થ માટે તેડાવ્યા. તેઓએ સ્વામીજી સાથે **'ગણાનાં ત્વા...'** મંત્ર દ્વારા ગણેશપૂજાથી મૂર્તિપૂજા સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. સ્વામીજીએ તેનો ખરો અર્થ બતાવીને તેમાં મૂર્તિપૂજાની ગંધ પણ નથી તે સિદ્ધ કરી બતાવ્યું, પરંતુ મિયાંબંધુઓએ અનર્ગલ પ્રલાપ કરતા ડૉ. બિહારીલાલે તેમને રોક્યા અને સભા પૂર્ણ થઈ.

**મિ. કાક મહાશય :** આ એન્જિનિયર સ્વામીજીના પ્રવચનમાં આવેલા અને સ્વામીજીએ પ્રવચનમાં ''અંગ્રેજો આ દેશમાં આવ્યાને દીર્ઘ કાલ વીતવા છતાં સ્થાનીય ભાષા શુદ્ધ બોલી શકતા નથી. 'તુમ' નું 'ટુમ' બોલે છે.'' તેમ ટિપ્પણ કર્યું. જેથી કાક મહાશય ક્રોધિત થઈને ચાલ્યા ગયા.

**આર્યસમાજની સ્થાપના :** સ્વામીજીના ઉપદેશોના પ્રભાવથી ગુરુદાસપુરમાં સં. ૧૯૩૩ શ્રાવણ વદ ૧, શુક્રવાર (૨૪ ઑગસ્ટ,૧૮૭૭)ના રોજ આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

## જાલંધર

ગુરુદાસપુરથી સ્વામીજીએ ૨૮ ઑગસ્ટના રોજ અમૃતસર આવી થોડા દિવસો નિવાસ કરીને સં. ૧૯૩૩ ભાદરવા સુદ ૬, ગુરુવાર (૧૩ સપ્ટેમ્બર, ૧૮૭૭)ના



રોજ જાલંધર આવીને સરદાર સુચેતસિંહની કોઠી પર નિવાસ કર્યો. જાલંધરમાં સ્વામીજીનાં પાંત્રીસ પ્રવચનો થયાં. એક પ્રવચનમાં સ્વામીજીએ સુધારની દૃષ્ટિએ સરદાર વિક્રમસિંહના દુરાચરણ (વેશ્યા રાખવા) સંબંધી ટીકા કરી. જેથી સરદાર બોલ્યા કે, ''મહારાજ ! આજ તો આપ અમારા પર વરસી પડ્યા.'' સ્વામીજીએ સ્પષ્ટતા કરી કે ''નિષ્પક્ષભાવે સ્પષ્ટ કહેવામાં સંકોચ ન કરવો જોઈએ.''

**બ્રહ્મચર્ય બળની પરીક્ષા :** સરદાર વિક્રમસિંહે વાર્તાલાપમાં કટાક્ષ કર્યો કે, ''આપ કહો છો કે શાસ્ત્રોમાં બ્રહ્મચર્યનો ખૂબ મહિમા વર્ણવેલ છે. આપ પણ અખંડ બ્રહ્મચારી છો. પણ આપમાં એવી કોઈ વિશેષતા જોવામાં આવતી નથી.''

સ્વામીજીએ તે સમયે કોઈ ઉત્તર ન આપ્યો. પરંતુ જ્યારે વાર્તાલાપ પૂરો થયા બાદ સરદાર સાહેબ નમસ્કાર કરીને ઘોડાગાડીમાં બેસી ગયા, ત્યારે સ્વામીજીએ છાનામાના જઈને ગાડીના પાછળનું પૈડું પકડી લીધું.

કોચવાન ઘોડાને ચાબૂક લગાવે છે, પરંતુ પહાડ જેવા ઘોડાઓ ચસકતા નથી. ફરી ફરી ચાબૂકના પ્રહાર કરવા છતાં પણ ઘોડાઓ ઊછળી-ઊછળીને થંભી જાય છે. ગાડી જાણે ધરતી સાથે જડાઈ ગઈ છે. સરદાર સાહેબે પાછળ નજર કરી તો વ્રજઅંગ હનુમાન સમા સ્વામીજીને પૈડું પકડેલા હસતા જોયા. ગાડી છોડીને સ્વામીજીએ કહ્યું, ''હવે તો સમાધાન થયું ને ?'' વિસ્મય પામતા સરદાર ચાલ્યા ગયા.

**મૌલવી સાથે શાસ્ત્રાર્થ :** તા. ૨૪ સપ્ટેમ્બરના રોજ મૌલવી અહમદ હુસેન સાથે સ્વામીજીનો પુનર્જન્મ અને દેવદૂતોના ચમત્કારો પર શાસ્ત્રાર્થ થયો. (જે 'શાસ્ત્રાર્થ જાલંધર' નામથી પ્રકાશિત થયેલ છે.)

**શુદ્ધિ :** જાલંધરમાં સ્વામીજીએ એક ઈસાઈની શુદ્ધિ કરી હતી.

**પ્રવચન સાર :** સ્વામીજીનાં પ્રવચનો વિભિન્ન વિષયો પર થયાં હતાં. તેનો સંક્ષેપ નિમ્ન છે :

**મૃતક શ્રાદ્ધ :** એક દિવસ સ્વામીજીએ આનું ખંડન કર્યું, જેથી ઑનરરી મૅજિસ્ટ્રેટ પં. રામદત્તે બીજા દિવસે તેનું મંડન કરી પ્રવચન આપ્યું. પરંતુ તેઓ વેદોનું કોઈ પ્રમાણ આપી શક્યા નહિ.

**મંત્રથી ભૂતપ્રેત ન ભાગે :** ભૂતપ્રેતને ભગાડવા પૌરાણિકો **યે રૂપાણિ ....** વગેરે મંત્રો બોલે છે, પરંતુ માત્ર મંત્ર બોલવાથી માખી પણ ઉડાડી શકાતી નથી. પછી ભૂતપ્રેત ભગાવવાની વાત ક્યાં રહી ?

**તિલકથી યમદૂત ન ડરે :** એક પ્રવચનમાં પંજાબના સનાતની નેતા શ્રદ્ધારામ ફિલ્લોરી જે કંઠી-તિલક ધારણ કરતા હતા, તેની હાજરીમાં સ્વામીજીએ કહ્યું કે, ''કંઠી-તિલકથી પોલીસ પણ નથી ડરતી તો પછી યમરાજના દૂત શું ડરે ?'' (ભક્તમાળ નામના ગ્રંથમાં તિલક જોઈને યમરાજના દૂત ડરી ગયાની કથા છે.)

**કાશી માહાત્મ્ય અને ગંગાસ્નાન :** માત્ર મંદિરમાં જઈને 'નમઃ શિવાય' કરવાથી અને ગંગામાં સ્નાન કરવાથી પાપ દૂર થતાં નથી, પરંતુ શુદ્ધ સંકલ્પ, તપ અને ફલ ભોગવવાથી જ પાપ દૂર થાય છે.

**લાહોર :** જાલંધરથી સ્વામીજી આસો સુદ ૯, સોમવાર (૧૫ ઑક્ટોબર)ના રોજ અમૃતસર આવીને આસો સુદ ૧૧, બુધવાર (૧૭ ઑક્ટોબર)ના રોજ લાહોર પધાર્યા. અહીં એક અંગ્રેજ ઈસાઈ પાદરી અને મહિલા મિશનરી મળવા આવ્યાં. તેમની સાથે વાર્તાલાપમાં અધિક ધનથી વિલાસિતાના કારણે પતન થવાનું જણાવ્યું. બ્રહ્મસમાજના ચૌદમા વાર્ષિક (૨૧ ઑક્ટોબર, ૧૮૭૭) ઉત્સવમાં સ્વામીજીએ પોતાના ભક્તો અને અનુયાયીઓની સાથે પધારી તેમની શોભામાં અભિવૃદ્ધિ કરી.

## ફિરોજપુર

સં. ૧૯૩૩ આસો વદ ૪, શુક્રવાર (૨૬ ઑક્ટોબર, ૧૮૭૭)ના રોજ સ્વામીજી અહીં હિન્દુસભા નામની નવસ્થાપિત સંસ્થાના નિમંત્રણથી પધાર્યા. અત્રે સ્વામીજીનાં આઠ પ્રવચનો થયાં.

**ક્લાર્ક પં. કૃપારામ :** આ પંડિતે સ્વામીજીને ઈશ્વરની સર્વવ્યાપકતા પર શંકા કરતાં, સ્વામીજીએ ઈશ્વર સૂક્ષ્મ હોવાથી સર્વત્ર વ્યાપક હોવાનું સમાધાન આપ્યું.

**પૂજારી શબ્દનો અર્થ :** એક દિવસ ફિરોજપુર છાવણીના મોટા મંદિરના પૂજારી રઘુનાથ સ્વામીજીને મળવા આવ્યા. સ્વામીજીએ તેમને પૂજારી શબ્દનો અર્થ પૂછતા કોઈ ઉત્તર ન આપી શક્યા. જેથી સ્વામીજીએ વિનોદપૂર્વક કહ્યું, ''પૂજા + અરિ (શત્રુ) એટલે કે પૂજાનો શત્રુ પૂજારી કહેવાય છે.''

**આર્યસમાજ :** સ્વામીજીના ઉપદેશના પ્રભાવથી હિન્દુ સભાએ તેને આર્યસમાજ નામ આપી પ્રચાર પ્રારંભ કરી દીધો.

**લાહોર :** સ્વામીજી આસો વદ ૧૪, નવેમ્બર ૪ અને રવિવારના રોજ ફરી લાહોર આવ્યા. અહીં તા. ૬ના રોજ આર્યસમાજના અધિવેશનમાં ઉપનિયમો નિર્ધારિત કરવા માટે અંતરંગ સભામાં સ્વામીજીની સ્વીકૃતિ માંગતા સ્વામીજીએ કહ્યું કે, ''હું સભાનો સદસ્ય ન હોવાથી સંમતિ આપી શકું નહિ.'' જેથી સભાસદોએ આગ્રહ કરીને સર્વસંમતિથી તે સમયે સ્વામીજીને સભાસદ બનાવ્યા. ત્યાર પછી સ્વામીજીએ સંમતિ આપી. આ પ્રજાતંત્રના સ્વામીજી સમર્થક હોવાનું દૃષ્ટાન્ત છે. કારણ કે ધર્મ સંસ્થાઓમાં ગુરુડમ તથા મઠાધીશો અને ધર્મગુરુઓના અબાધિત અધિકારો ધાર્મિક પતનનાં કારણ બન્યાં છે.

## રાવલપિંડી

સં. ૧૯૨૪ કારતક સુદ ૩, ગુરુવાર (૮ નવેમ્બર)ના રોજ સ્વામીજીએ રાવલપિંડી આવીને જામાસ્પજી પારસી શેઠની કોઠીમાં નિવાસ કર્યો. અહીં પ્રવચનોમાં



પૌરાણિક માન્યતાઓ મૂર્તિપૂજા વગેરે તથા ઈસાઈ અને ઈસ્લામ મતમાં તેના ગ્રંથોની કહાણીઓની તીવ્ર આલોચના કરી અને સત્યનો પ્રકાશ પાથર્યો. અહીં પણ આર્યસમાજની સ્થાપના કરી.

## ઝેલમ

માગસર વદ ૮, ગુરુવાર (૨૭ ડિસેમ્બર)ના રોજ સ્વામીજી ઝેલમ પધાર્યા. અહીં સ્વામીજી પ્રવચનો ઉપરાંત વેદભાષ્ય લેખનકાર્યમાં વ્યસ્ત રહેતા હતા.

**હો તો હીરા પર કીચડ મેં પડે હો :** એક દિવસ સત્સંગ પછી એક વ્યક્તિએ સ્વામીજી પાસે ભજન ગાવાની અનુમતિ લઈને ગાયન કર્યું. સ્વામીજી અને શ્રોતાઓ પ્રસન્ન થઈ ગયા. તેના ગયા પછી એક ભક્તે સ્વામીજીને કહ્યું કે, ''ભજન ગાનાર એ તલાટી છે, સુંદર ગાયક છે, પરંતુ ચારિત્ર્યહીન, માંસાહારી, મદ્યપાની અને પોતાની પત્નીનો ત્યાગ કરી વેશ્યાગામી બન્યો છે, તથા લાંચ લેનાર છે.''

**વચન સિદ્ધિ :** સભામાં બીજે દિવસે તેણે ભજન ગાયું, બધા ઝૂમી ઊઠ્યા, ભજન સમાપ્ત થયું. યોગેશ્વર દયાનંદે તેની પીઠ પર હાથ રાખીને કહ્યું, **''અમીચંદ ! તુમ હો તો હીરા કિન્તુ કીચડમેં પડે હો.''** યોગ સિદ્ધ પુરુષ દયાનંદનાં એ વચનો – **''सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ।''** (યોગદર્શન–૨ : ૩૬) સમાન વીજળીના ચમકારા રૂપ બન્યાં અને પીઠ પરના યુગપુરુષ દયાનંદના હાથનો વિદ્યુતપ્રવાહ અમીચંદના સુષુમ્નાકાંડથી મસ્તિષ્કમાં પ્રવાહિત થયો અને પાપકીચડમાં પડેલા અમીચંદની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. પરિવ્રાટ સમ્રાટ દયાનંદનાં ચરણોમાં સ્પર્શ કરીને પશ્ચાત્તાપના સ્વરમાં તે બોલ્યો, ''મહારાજ ! આપના આશીર્વાદથી આપે મને હીરો કહેલ છે. હું તે વચનને જરૂર સાર્થક કરીશ.''

અમીચંદ ઘરે આવ્યા. દારૂની બોટલો ફોડી નાખી. વેશ્યાઓનો સંગ છોડી દીધો. મદ્ય, માંસના ત્યાગની પ્રતિજ્ઞા લીધી. તાર કરીને પત્નીને બોલાવી લીધી. સંપૂર્ણ નગરમાં અમીચંદ મહેતાના પરિવર્તનના સમાચાર પ્રસરી ગયા. આ અમીચંદ મહેતાએ આર્યસમાજના પ્રચારમાં પોતાનાં ભજનો અને સંગીતના માધ્યમથી યોગદાન આપ્યું અને ઈતિહાસનું એક સ્મરણીય પૃષ્ઠ બની ગયું. આજે પણ તેમના પ્રિય ભજનોમાં ''આજ મિલ સબ ગીત ગાઓ ઉસ પ્રભુ કે ધન્યવાદ'' વગેરે શ્રદ્ધા અને પ્રેમથી ગાવામાં આવે છે.

## ગુજરાત

પંજાબના આ શહેરમાં સ્વામીજીએ સં. ૧૯૩૪ પોષ સુદ ૯, રવિવાર (૧૩ જાન્યુઆરી, ૧૮૭૮)ના રોજ આવીને ફતહસર બાગમાં નિવાસ કર્યો. અહીં સ્વામીજીનાં પ્રવચનો સરકારી શાળાની બોર્ડિંગ હાઉસમાં થતાં, જેમાં લોકોની ખૂબ જ ભીડ થતી.

**ઈસાઈઓનો પ્રભાવ :** અહીં પાદરીઓનું પ્રચારકાર્ય તીવ્ર વેગથી ચાલતું અને

હિન્દુઓ પર ઈસાઈ મતનો પ્રભાવ હતો. સ્વામીજીએ તેના મતના કપોલકલ્પિત અને મિથ્યા સિદ્ધાંતોને ખુલ્લા પાડ્યા અને પાદરીઓ સાથે શાસ્ત્રાર્થ કર્યા. તેમ જ હિન્દુ ધર્મની કુરીતિઓ પર પ્રકાશ પાડીને વેદનું મહત્ત્વ, બ્રહ્મચર્ય અને સંધ્યા પર પ્રભાવશાળી પ્રવચનો કર્યાં.

**મિ. કુચાનન :** આ રાજકીય હાઈસ્કૂલનો અધ્યાપક અભિમાની હતો. સ્વામીજી સાથેના શાસ્ત્રાર્થમાં હારી જતાં અને તેની પાસે કાંઈ ઉત્તર ન રહેતાં તે ધૃષ્ટતાપૂર્વક બોલ્યો કે, ''અરે બાબા ! તું આ બ્રાહ્મણોની જીવિકા ટાળી રહ્યો છે તેના બદલામાં શું આપે છે ?'' સ્વામીજીએ ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યા કે, ''હું તેના બદલામાં વેદાધ્યયન અને યોગાભ્યાસ કરવાની પ્રેરણા આપું છું. આ કંઈ સામાન્ય વાત છે ?''

**મૌલવીની સંધ્યા :** એક દિવસ સ્વામીજીએ સંધ્યોપાસના, ગાયત્રી મંત્ર અને ઓમ્‌ની વ્યાખ્યા કરી. તેનો મૌલવી મુહમદીન પર એટલો પ્રભાવ પડ્યો કે તેણે સભામાં ઊભા થઈને જાહેર કર્યું કે, ''હવે હું નમાજને બદલે ગાયત્રી જપયુક્ત સંધ્યોપાસના કરીશ.'' જે સમયમાં વેદમંત્ર શૂદ્ર તથા યવન સામે બોલવા એ પાપ માનવાની ઘોર અંધશ્રદ્ધા પ્રવર્તતી હતી તે સમયે ધન્ય દયાનંદ ! તમે વિધર્મીને પણ સંધ્યા કરતા કર્યા.

**પ્રાણહરણનું ષડ્‌યંત્ર :** પૌરાણિકો પાસે કોઈ ઉપાય ન રહેવાથી સ્વામીજીના પ્રાણહરણની ચેષ્ટા કરવા લાગ્યા. એક ગુંડાને ઉશ્કેરીને સ્વામીજીના પ્રાણહરણ કરવા માટે તૈયાર કર્યો. પરંતુ સ્વામીજીની નિર્ભીકતા પાસે તેનું કાંઈ ચાલ્યું નહિ.

**ઈંટ મારનારને ક્ષમાદાન :** એક મનુષ્યે સ્વામીજીને મારવા ઈંટનો પ્રહાર કર્યો. જેથી કોઈએ પોલીસ દ્વારા તેને પકડાવી સ્વામીજી પાસે લાવતા સ્વામીજીએ તેને ક્ષમા આપીને છોડાવી દીધો.

**જ્ઞાની છો કે અજ્ઞાની ? :** સ્વામીજીના તર્ક સામે કોઈ જીતી શકતું નહિ. જેથી બધાએ સાથે મળીને પ્રશ્ન પૂછવાનું નક્કી કર્યું કે, તમે જ્ઞાની છો કે અજ્ઞાની ? જો જ્ઞાની કહે તો કહેવાનું કે તમે અહંકારી છો, અને અજ્ઞાની કહે તો કહેવાનું કે તમે જ અજ્ઞાની છો તો અમને શું જ્ઞાન આપી શકો ? જેથી તેમનો બંને રીતે પરાજય થશે. આવો વિચાર કરીને એ લોકોએ બીજે દિવસે આવીને સ્વામીજી પાસે એ પ્રશ્ન કર્યો. પ્રત્યુત્પન્નમતિ સ્વામીજીએ કહ્યું કે, ''હું વેદ આદિ શાસ્ત્રોમાં જ્ઞાની છું અને અંગ્રેજી, ફારસી, અરબીમાં અજ્ઞાની છું.'' આ ઉત્તર સાંભળીને સ્વામીજીને જીતવા અસંભવ માનીને, બધા મોંઢાં વીલાં કરીને ચાલ્યા ગયા.

**પરહિત સાધના એ મનુષ્યત્વ છે :** એક દિવસ ઉચ્ચ રાજકર્મચારીઓ મળવા આવ્યા અને કહ્યું, ''આપ તીવ્ર ખંડનનો કુહાડો ચલાવીને વ્યર્થ લોકોને દુશ્મન શા માટે બનાવો છો ?'' સ્વામીજીએ ઉત્તરમાં સ્પષ્ટ કહ્યું કે, ''પોતાનું પેટ તો પશુઓ પણ ભરે છે. જે પરહિત અને પરોપકારની સાધના કરે છે, તે જ મનુષ્ય કહેવડાવાનો અધિકારી છે.''



## વજીરાબાદ

સં. ૧૯૩૪ પોષ વદ ૩૦, શનિવાર (ફેબ્રુઆરી ૨)ના રોજ સ્વામીજી વજીરાબાદ આવ્યા. આર્યસમાજના સભ્યોએ તેઓનું સ્વાગત કરીને રાજા ફજીરૂલ્લાના બાગમાં નિવાસની વ્યવસ્થા કરી.

**શાસ્ત્રાર્થ અને ઉપદ્રવ :** અહીં પૌરાણિકોએ એક મૂર્ખ અને ઉન્મત્ત પં. વાસુદેવને સો રૂપિયાની દક્ષિણાનું પ્રલોભન આપીને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર કર્યો. વેદજ્ઞાનરહિત આ પંડિત કોઈ ગ્રંથમાંથી શાલિગ્રામ અને તુલસીની પૂજાનો શ્લોક બોલ્યો. સ્વામીજીએ વેદમંત્રનું પ્રમાણ માંગતાં તે મૌન થઈ ગયો ત્યારે ઉપદ્રવકારીઓએ શોરબકોર મચાવીને સ્વામીજી પર હલ્લો કર્યો અને સ્વામીજીના લહિયા બિહારીબાબુને મારતાં સ્વામીજીએ સ્વયં દંડો લઈને ગર્જના કરી, જેથી ઉપદ્રવકારીઓ ભાગી ગયા.

## ગુજરાનવાલા

સ્વામીજીએ મહાસુદ ૫ (ફેબ્રુઆરી ૭) ગુરુવારના રોજ અહીં પહોંચીને સરદાર મહાસિંહના ભવનમાં નિવાસ કર્યો. સ્વામીજી પ્રતિદિન સાંજે **'આયોદેશ્યરત્નમાળા'**ના વિષયો પર ક્રમશઃ પ્રવચનો આપતા હતા.

**પં. વિદ્યાધર :** આ નગરમાં ઈસાઈઓનું જોર હતું. તેઓએ એક પૌરાણિક વિદ્વાન પં. વિદ્યાધરને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા ઉશ્કેર્યા, પરંતુ તેણે સ્પષ્ટ ઈન્કાર કરી દીધો.

**ઈસાઈઓ સાથે શાસ્ત્રાર્થ :** ઈસાઈઓની એ રમત સફળ ન થતાં તેઓ સ્વયં મેદાનમાં ઊતર્યા. તા. ૧૯ ફેબ્રુઆરીના ૧૮૭૯ના દિવસે ચર્ચમાં અનેક દેશી-વિદેશી પાદરીઓ તથા ઉચ્ચ અંગ્રેજ અધિકારીઓની હાજરીમાં 'જીવ અને ઈશ્વરના અનાદિ' વિષય પર શાસ્ત્રાર્થ થયો. જેમાં સ્વામીજીએ અનેક પ્રમાણો તથા તર્કપુરઃસર તેનું પ્રતિપાદન કર્યું અને મધ્યસ્થ દ્વારા સ્વામીજીનો વિજય જાહેર થયો.

**ઈસાઈઓનું ષડ્‌યંત્ર :** આથી ઈસાઈઓ ભભૂકી ઊઠ્યા અને ષડ્‌યંત્ર રચ્યું. સ્વામીજીનો બપોરનો સમય વેદભાષ્ય લેખનનો હતો. તે સમયમાં તેઓ અગાઉથી કોઈ સૂચના વિના સ્વામીજીને શાસ્ત્રાર્થ માટે બોલાવવા, આવ્યા જેથી સ્વામીજીએ જવાનો અસ્વીકાર કર્યો. આ રીતે ઈસાઈઓએ સમયનું ષડ્‌યંત્ર ગોઠવીને ચર્ચમાં સ્વામીજીનો પરાજય થયેલો જાહેર કર્યો.

**સ્વામીજીનો લલકાર :** સ્વામીજીને આની જાણ થતાં બીજે દિવસે ખુલ્લા મેદાનમાં સભા ભરીને તેમાં ઈસાઈઓને શાસ્ત્રાર્થ માટે લલકાર કર્યો. પરંતુ કોઈ આવ્યા નહિ, જેથી સ્વામીજીએ શ્રોતાઓ સમક્ષ ઈસાઈ મતની સમાલોચના પર પ્રવચન કર્યું. આજ દિવસ સુધી ઈસાઈઓને ઉત્તર આપનાર કોઈ ન હતું, જેથી હિન્દુઓમાં પ્રસન્નતા

થઈ અને જાગૃતિ આવી. પરિણામસ્વરૂપ આર્યસમાજની સ્થાપના થઈ તથા અનેક લોકો આર્યસમાજના સભ્યો બન્યા.

**પૂજારી ભગવદ્દત્ત :** આ મંદિરનો પૂજારી સ્વામીજીના ઉપદેશથી એટલો પ્રભાવિત થયો કે આરતી વહેલી પતાવીને ચરણામૃત આપવાનું કાર્ય બીજાને સોંપીને પ્રવચનમાં આવતો હતો.

**પં. વાસુદેવ :** ગુજરાનવાલાના આ પંડિતે પોતે કરેલી ધૃષ્ટતાથી પશ્ચાત્તાપ થયો અને સ્વામીજી પાસે ક્ષમાયાચના કરવા આવ્યો. માન-અપમાનથી પર સ્થિતપ્રજ્ઞ સ્વામીજીએ તેને પ્રેમપૂર્વક ક્ષમા આપી.

**બ્રહ્મચર્યનું મહત્ત્વ :** એક દિવસ સ્વામીજીએ વીર હરિસિંહ નલવાની શૂરવીરતાનું કારણ તેનું પચીસ વર્ષ સુધીનું બ્રહ્મચર્યપાલન હતું તે બતાવીને બ્રહ્મચર્યનું મહત્ત્વ વર્ણવ્યું અને સ્વયંનું ઉદાહરણ આપતાં સભામાં કહ્યું કે, ''અત્યારે મારી વય ત્રેપન વર્ષની છે. કોઈને મારા શારીરિક બળની પરીક્ષા કરવી હોય તો આવે. હું તેનો હાથ પકડું અને તે છોડાવી લે. અથવા કોઈ મારો હાથ નમાવી દે.'' પરંતુ સભામાં કાશ્મીરી મલ્લો હોવા છતાં કોઈ આવ્યું નહિ.

**લાહોર :** મહા વદ ૧૪ માર્ચ ૨, શનિવારે સ્વામીજી લાહોર પધાર્યા અને નવાબ રજાઅલીખાંના બાગમાં ઊતર્યા. તેમ જ આ સ્થાનમાં પ્રવચનો થતાં હતાં.

**ઈસ્લામની સમાલોચના :** તા. ૧૧ માર્ચના એ બાગમાં જ્યારે નવાબ સાહેબ ભ્રમણ કરી રહ્યા હતા અને તે સાંભળતા હતા ત્યારે સ્વામીજીએ ઈસ્લામની સમાલોચના કરતાં પ્રવચન આપ્યું. પ્રવચન સમાપ્તિ સમયે એક સજ્જને કહ્યું કે, ''મહારાજ આપને ઉતારા માટે કોઈ હિન્દુ કે બ્રહ્મસમાજી સ્થાન આપતા નથી અને નવાબ સાહેબે કૃપા કરીને આપને સ્થાન આપેલ છે. જે ઈસ્લામની આલોચનાથી અપ્રસન્ન થઈને આપને અહીંથી વિદાય કરી દેશે.''

**ઈશ્વર સિવાય કોઈનો ભય નથી :** સ્વામીજીએ નિર્ભીકતાપૂર્વક ઉત્તર આપ્યો કે, **''મારું પ્રયોજન કોઈ મત અથવા સમુદાયની બિનજરૂરી નિંદા કે સ્તુતિ કરવાનું નથી અને હું કોઈથી ડરીને મારા કર્તવ્યથી વિમુખ પણ થતો નથી. વૈદિક ધર્મનો પ્રચાર કરવો એ જ મારો ઉદ્દેશ્ય છે અને તે જ સત્ય માનવધર્મ છે. તેના પાલનમાં સર્વનું હિત છે. તેમ જ મને ખબર હતી કે નવાબસાહેબ પ્રવચન સાંભળી રહ્યા છે. જેથી તેઓને વૈદિકધર્મનું મહત્ત્વ સંભળાવ્યું હતું. મને પરમાત્મા સિવાય કોઈનો ભય નથી.''**

પ્રિય પાઠકો ! અધર્મ, અસત્ય અને અન્યાયનો પ્રાણાર્પણ વિરોધ કરનાર, સત્યને માટે માથું હથેળીમાં લઈને અર્થાત્ ખડિયામાં ખાપણને સાથે રાખનાર આવો મહાપુરુષ સંસારના રંગમંચ પર પ્રથમવાર અવતરેલ હતો.



## મુલતાન

સં. ૧૯૩૪ ફાગણ વદ ૮, મંગળવાર (૧૨ માર્ચ, ૧૮૭૮)ના રોજ અહીં સ્વામીજીના સન્માન માટે અનેક પ્રતિષ્ઠિત પુરુષો સ્ટેશન પર આવ્યા અને પ્રથમ બ્રહ્મસમાજના મંદિરમાં પદાર્પણ કરાવી બેગીના બાગમાં નિવાસ કરાવ્યો. અહીં સ્વામીજીનાં પ્રવચનોમાં ભીડ જામવા માંડી અને કુલ ૩૬ પ્રવચનો થયાં.

ગોસાઈ **ગોપાલદાસની ધૂર્તતા :** આ નગર વલ્લભ સંપ્રદાયનું કેન્દ્ર હતું. સ્વામીજીએ તે સંપ્રદાયની અનાચાર લીલાની તીવ્ર આલોચના કરવાથી ડરી ગયેલા ગોસાંઈ ગોપાલદાસે સ્વામીજીના સભાસ્થાન પર આવીને ઘંટા-ઘડિયાલ વગાડી, શોરબકોર કરીને વિક્ષેપ પાડવાનો દૂષિત પ્રયત્ન કર્યો. તેથી પોલીસોએ તેને તેના ચેલાઓ સહિત સભાસ્થાનેથી હાંકી કાઢ્યો.

**છાવણીમાં પ્રવચનો :** સ્વામીજીનાં મુલતાન છાવણીમાં પ્રવચનો થયાં. તેમાં વિશેષતઃ પારસીઓનો સહયોગ હતો. આ સમયમાં હિન્દુઓ અને પારસીઓમાં ભોજન-પાન સંબંધ કેમ થતો નથી ? તેની ચર્ચામાં સ્વામીજીએ સ્પષ્ટ કર્યું કે, ''પારસીઓનો મુસ્લિમો સાથે ખાન-પાનનો નજીકનો સંબંધ હિન્દુઓ પસંદ કરતા નથી.'' તેમ જ સ્વામીજીએ સ્વાસ્થ્ય વિજ્ઞાન સંબંધમાં ભોજન વિષયક ચર્ચા કરી.

**માંસાહાર :** પં. કૃષ્ણનારાયણ સાથે વાર્તાલાપમાં માંસાહાર ભોજનને આત્મોન્નતિમાં બાધક હોવાનું જણાવતા તેમણે શાકાહાર કરવાનું નક્કી કર્યું.

**મેક્ષમૂલર :** પાશ્ચાત્ય વિદ્વાન મેક્ષમૂલરના વૈદિક જ્ઞાન વિશેની ચર્ચામાં સ્વામીજીએ બતાવ્યું કે, ''તે આ ક્ષેત્રમાં હજી બાળક છે અને તેને વેદોમાં કોઈ પારગામી વિદ્વાન ગુરુ નહિ મળે ત્યાં સુધી તે સાયણ, મહીધર વગેરે ભાષ્યકારોનું અંધાનુકરણ કર્યા કરશે.''

**સાત સદસ્યોનો આર્યસમાજ :** તા. ૪ એપ્રિલના મુલતાન આર્યસમાજની સ્થાપના સમયે સાત સદસ્યો હતા. જેથી બ્રહ્મચારી બ્રહ્માનંદે હસતાં-હસતાં આ વાત કરી ત્યારે સ્વામીજીએ ઉત્સાહ વર્ધન કરતાં કહ્યું કે, ''ઈસ્લામ મતના પ્રવર્તન સમયે પયગંબર અને તેની પત્ની બે જ હતાં. આપણે સાત તો છીએ. પછી ચિંતા શા માટે ?''

## લાહોર

સં. ૧૯૩૨ ચૈત્ર સુદ ૧૫, બુધવાર (૧૭ એપ્રિલ, ૧૮૭૮)ના રોજ સ્વામીજી ફરી લાહોર આવ્યા. અહીં તા. ૮ના આર્યસમાજની અન્તરંગ સભાના અધિવેશનમાં સ્વામીજીને પ્રમુખસ્થાને બિરાજવા વિનંતી કરી. પરંતુ નિર્વાચિત પ્રધાનની હાજરી હોય તે જ પ્રમુખ હોવો જોઈએ તેમ કહીને તેમણે અસ્વીકાર કર્યો.

**ધર્મોપદેશમાં ઊંઘ કેમ આવે છે ? :** એક દિવસ એક ભક્તે શંકા કરી કે, ''મહારાજ ! નાચ-ગાન આદિમાં આખી રાત જાગી શકાય છે અને ધર્મોપદેશ–સત્સંગમાં નીંદર કેમ આવે છે ?'' સ્વામીજીએ સમાધાન કર્યું કે, ''નાચ-ગાન ઉત્તેજક હોવાથી કાંટાની પથારી સમાન હોવાથી ઊંઘ ક્યાંથી આવે, જ્યારે ધર્મોપદેશ શાંતિપ્રદ

હોવાથી પુષ્પશય્યા સમાન મૃદુ હોવાથી ઉત્તેજના શાંત થઈ જાય છે, જેથી સુખદ નિદ્રા આવે છે.''

## અમૃતસર

સ્વામીજી વૈશાખ સુદ ૧૪ (મે ૧૫) બુધવારના અમૃતસર આવીને સરદાર ભવાનસિંહના બાગમાં ઊતર્યા.

**ઈંટોની વર્ષા :** એક દિવસ સાત-આઠ તિલકધારી પંડિતો પોતાના ચેલાઓ સાથે શાસ્ત્રાર્થ કરવા માટે આવ્યા. સ્વામીજી સામે ધૃષ્ટતાપૂર્વક બેસી ગયા. શાસ્ત્રાર્થનું તેઓમાં સામર્થ્ય ન હતું અને નક્કી કર્યા મુજબ તેના ચેલાઓએ ઈંટોનાં રોડાં ફેંકવા માંડ્યા. સભા સ્થાનમાં ધૂળ ઉડાડીને ખરાબ કર્યું. આ જોઈને સ્વામીજીના ભક્તો કોપાયમાન થયા. પરંતુ સ્વામીજીએ તેઓને શાંત કરતાં કહ્યું, **''મદ્ય-મદિરાથી પાગલ મનુષ્ય પર કોપ ન કરવો જોઈએ. મારું કામ ઔષધ આપવા સમાન વૈદ્યનું છે. જે લોકો આજે મારા પર ઈંટ-પથ્થર વરસાવે છે તે પશ્ચાત્તાપ કરીને ક્યારેક પુષ્પ-વર્ષા પણ કરશે.''**

**હું આ બાગનો માળી છું :** સ્વામીજી ત્યાંથી નિવાસસ્થાને આવ્યા, ત્યારે એક ભક્તે કહ્યું, ''મહારાજ ! આજે દુષ્ટોએ ઈંટો ફેંકીને આપનું અપમાન કર્યું.'' સ્વામીજીએ સ્થિતપ્રજ્ઞ સમાન ઉત્તર આપ્યો કે, **''પરોપકાર-પરહિતનાં કાર્યોમાં માન-અપમાન, નિંદા-સ્તુતિમાં સમાન રહેવું પડે છે. તે વિના સુધારનું કાર્ય કરી શકાતું નથી. મેં આર્યસમાજરૂપી બાગ બનાવ્યો છે. હું તેનો માળી છું. છોડને ખાતર નાખવા સમયે માળીના શરીર પર રાખ-માટી પણ પડી જાય છે. મારા પર ધૂળ-રાખ ગમે તેટલી પડે તેની મને ચિંતા નથી. પરંતુ આ બાગ સદા લીલોછમ રહે અને ફૂલ્યો-ફાલ્યો રહીને તેની સુવાસ મઘમઘતી રહે તેમ ઇચ્છું છું.''**

**હું એકલો હતો :** પં. પોલહોરામ સ્વામીજીના અનન્ય ભક્ત હતા. તેઓએ આર્યસમાજીઓની અલ્પ સંખ્યાથી નિરાશાજન્ય વાત કરી. જેથી સ્વામીજીએ કહ્યું, ''જો તમે દૃઢ મનથી કાર્યક્ષેત્રમાં ઊતરો તો હજારો મનુષ્યોને સંગાથી બનાવી શકો છો. મેં કાર્યનો આરંભ કર્યો ત્યારે હું ફક્ત એકલો હતો, આજે ઈશ્વરકૃપાથી હજારો લોકો સહયોગી બનીને સાથ આપી રહ્યા છે.''

સ્વામીજીએ વેદના વ્યક્ત કરતાં કહ્યું કે, ''સ્વામી વિશુદ્ધાનંદ અને બાલશાસ્ત્રી જેવા વિદ્વાનો જો સાથ આપે તો ભૂમંડળ પર વૈદિક નાદ ગજાવી શકાય તેમ છે. પરંતુ મારા હૃદયના ભાવને જાણ્યા વિના જ તેઓ મારો વિરોધ કરી રહ્યા છે તે દુઃખદ છે.''

સ્વામીજીના આ વચનમાં વેદના ટપકે છે કે, સમકાલીન વિદ્વાનો તેઓના હાર્દને સમજી શક્યા નહિ. અરે વર્તમાનમાં પણ ઇતિહાસકારો અને સમીક્ષકો પણ દયાનંદના લક્ષ્યો, ઉદ્દેશ્યો અને જીવનદર્શનને સમજવામાં-જાણવામાં ઊણા ઊતર્યા છે.

**ગાયત્રી જપ :** પં. પોલહોરામને સ્વામીજીએ ગાયત્રી અને પ્રણવ જપનો ક્રિયાત્મક



ઉપદેશ આપ્યો અને પ્રાણાયામ વિધિ પણ શીખવી.

**નિહંગોની ધમકી :** એક પ્રવચનમાં સ્વામીજીએ પવિત્ર સરોવર અમૃતસરની આલોચના કરી. જેથી નિહંગ દળના શીખો રોષે ભરાયા અને સ્વામીજીને મારી નાખવાની ધમકી આપી. અટલ ઈશ્વર વિશ્વાસી દયાનંદે નિર્ભયતાપૂર્વક કહ્યું કે, **''જગદીશ્વરની પ્રેરણાથી સંસારના ઉપકારનું કાર્ય કરી રહ્યો છું. તેનું રક્ષણ છે. પછી ચિંતા શાની ?''**

**પં. ખંગસિંહનું પરિવર્તન :** ઈસાઈ પાદરીઓએ ધર્માન્તરણની ભયંકર જાળ બિછાવી હતી. તેમાં પ્રતિષ્ઠિત પુરુષો પણ ફસાયા હતા. પાદરી વેરિંગ (Waring)ની પ્રેરણાથી પં. ખંગસિંહે ઈસાઈ મત ગ્રહણ કર્યો હતો. પાદરી વેરિંગે તેને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા તેના ગામથી તેડાવી લીધા. પં. ખંગસિંહ શાસ્ત્રાર્થ પહેલાં પોતાના મિત્ર જ્ઞાનસિંહ સાથે સ્વામીજીની યોગ્યતા ચકાસવા માટે તેમના નિવાસ પર આવ્યા. તે સમયે સ્વામીજીનો એક બ્રાહ્મણ સાથે સંવાદ ચાલી રહ્યો હતો. તે સાંભળીને ખંગસિંહના ઈસાઈયતનો વિશ્વાસ સમાપ્ત થઈ ગયો અને તે સ્વામીજીનો કટ્ટર અનુયાયી બની ગયો.

પાદરી વેરિંગે આથી નિરાશ થઈને કલકતાથી પાદરી બોલાવી શાસ્ત્રાર્થ માટે તૈયારી કરી, પરંતુ કોઈ આવ્યું નહિ. આ પ્રસંગથી લોકો ઈસાઈમતથી વિમુખ બન્યા અને આર્યસમાજના કાર્યને વેગ પ્રાપ્ત થયો.

**પંજાબ પ્રચાર ઉપસંહાર :** પંજાબમાં સ્વામીજી ધારણા કરતાં મોડા આવ્યા, પરંતુ પ્રચાર યાત્રા સર્વત્ર સફળ રહી. સફળતાનું કારણ પંજાબ ભારતનો સીમા પ્રાન્ત હોવાથી તેમાં સંકુચિતતા ન હતી. બીજું, પંજાબીઓના હૃદયમાં ગ્રહણશીલતા શીઘ્રકારી હતી. જેથી સ્વામીજીની દિવ્ય વાણીનો પ્રવાહ વિદ્યુત સમાન તેઓના હૃદયને સ્પર્શી ગયો. પરિણામે અન્ય પ્રાંતોની અપેક્ષા અત્રે ઝડપથી કાર્ય વેગવાન બની ગયું.

સ્વામીજીના પંજાબ આગમન સમયે ઈસાઈ પાદરીઓ હિન્દુધર્મને બોડીબામણીનું ખેતર સમજીને અનેક કીમિયાઓ દ્વારા ભયંકર વટાળ પ્રવૃત્તિ કરીને જાણે બે હાથે પાક લણી રહ્યા હતા. સ્વામીજી આની સામે ગઢ બનીને ખડા થયા. અનેક આર્યોને ઈસાઈ થતા બચાવ્યા.

પંજાબના લોકોએ સ્વામી દયાનંદની ઓજસ્વિની વાણીથી વૈદિક ધર્મનું સત્ય સ્વરૂપ જાણ્યું, હૃદયમાં ઉતાર્યું; અને જ્યાં સ્વામીજી ગયા તે નગરોમાં આર્યસમાજોની સ્થાપના થતી ગઈ. સમસ્ત ભારતમાં પંજાબ સ્વામીજીનાં કાર્યોમાં અગ્રગણ્ય સ્થાન પામ્યું. પંજાબમાં સ્વામીજીના આગમન અને સફળતા માટે સર્વથી શ્રેષ્ઠ એક વાક્ય પ્રયુક્ત કરી શકાય કે ''તેઓ આવ્યા, જોયું અને જીતી લીધું.'' અર્થાત્ He came, he saw, he conquered.

• • •

# પશ્ચિમોત્તરમાં પડછંદા

મુંબઈ, ઉત્તરાપથ અને પંજાબમાં ભ્રમણ કરીને સ્વામીજીએ આર્યસમાજોની સ્થાપના કરી, આર્યસમાજના સભાસદોની સંખ્યા સહસ્રોને આંબી રહી હતી. તેના કરતાં પણ સ્વામી દયાનંદના ભક્તો, પ્રશંસકો તથા અનુયાયીઓ અધિક હતા. તેઓ માનતા હતા કે, સ્વામીજી સંન્યાસી અને નીડર હોવાથી સત્ય કહી શકે છે. અમે બોલી શકતા નથી. આ લોકો આર્યસમાજી ન હોવા છતાં ઋષિ દયાનંદના પરમભક્તો હતા અને એ ઋષિવરને આર્યજાતિના સંરક્ષક માનતા હતા.

સ્વામી દયાનંદનું કાર્ય અનેકવિધ ક્ષેત્રે ઘમસાણ મચાવી રહ્યું હતું. સ્વામીજીના સિંહનાદથી ઈસાઈ પાદરીઓ અને મુસલમાન મૌલવીઓ હિન્દુ ધર્મ પર કુહાડાના ઘા મારીને ખોખરા કરી રહ્યા હતા. હિન્દુ પંડિતો મૂર્તિઓ અને પુરાણોના ભારથી દબાઈને વાંકા વળી ગયા હતા. તેમાં શત્રુઓના પ્રહારનો સામનો કરવાની શક્તિ જ ક્યાં હતી ?

સ્વામી દયાનંદે એક બાજુ હિન્દુ-આર્યજાતિની કેડ પરથી મૂર્તિઓ-પથ્થરો અને પુરાણ-પોથીઓના ભારને દૂર હડસેલીને તેને ટટ્ટાર કરી. બીજી બાજુ પાદરીઓ અને મૌલવીઓનાં તીક્ષ્ણ તીરોના મારને રોકવા ઢાલ બનાવી દીધી. એ આર્ષજ્ઞાનના દિવ્ય યોદ્ધા દયાનંદ જાણતા હતા કે માત્ર કિલ્લામાં છુપાઈને દુશ્મનને પરાજિત કરી શકાતો નથી. રણઆંગણમાં સામી છાતીએ પ્રહાર કરવા જરૂરી છે. જેથી એક બાજુ જે પાદરીઓ-મુલ્લાઓ પુરાણોની કથાઓથી આર્યો પર પ્રહાર કરી રહ્યા હતા, તે પુરાણોને તિલાંજલિ આપીને, મૂર્તિપૂજાને વેદવિરુદ્ધ સિદ્ધ કરીને સ્વામીજીએ વિધર્મીઓના પ્રહારનાં કાણાઓને પૂરી દીધાં હતાં. જેથી શત્રુની ગોળીઓ આર્યપુરીમાં અથડાઈને પાછી ફરતી હતી. આ રીતે ગૃહરક્ષાનો પ્રબંધ ગોઠવી દીધો. જેથી વિધર્મી સેનાનો પ્રવેશ બંધ થઈ ગયો.

એ દીર્ઘદૃષ્ટા સેનાનાયક દયાનંદે સેનાનું મુખ બહારની બાજુ ફેરવીને સંગ્રામભૂમિમાં પ્રતિઆક્રમણની ભીંસ વધારી દીધી અને પાદરી તથા મૌલવીની સામે બાઇબલ અને કુરાનની અસંભવિત કથા ધરી દીધી. જે પુરાણોથી પણ અધિક ભ્રષ્ટ હતી અને બતાવ્યું કે બીજાનો કચરો શોધો છો, તે પહેલાં તમારા ઉકરડાને સાફ કરો. પુરાણોના વાઘાઓ કરતાં તમારાં વસ્ત્રોમાં અધિક કાણાં છે.

ઈસાઈ અને મુસ્લિમ પ્રચારકોને મૃદુ પ્રકૃતિના હિન્દુઓ તરફથી આવા પ્રતિ આક્રમણની કલ્પના પણ ન હતી. તેઓ ભીરુ હરણ શિંગડાં મારશે તેવી આશા ન હતી. તેઓ સિંહ બનીને ત્રાડ પાડીને હુમલો કરશે, તેવો સ્વપ્નમાં પણ વિચાર



કરી શકતા ન હતા. જેથી પાદરીઓ—મૌલવીઓ નિરાશાના વમળમાં ગોથાં ખાવા માંડ્યા.

એ વેદ દિવાકર દયાનંદે પાથરેલા જ્ઞાન પ્રકાશથી અંધકારમાં અટવાતી આર્યજાતિનું હૃદય નાચી ઊઠ્યું. આર્યધર્મ અને આર્ય જાતિની રક્ષા થઈ શકે છે. આર્ય વીરોના ઈતિહાસનો કોઈ રક્ષક છે. આર્યજાતિ પોતાનાં આન, બાન અને માનની રક્ષા કરી શકે છે. જે આર્ય સજ્જનો ઋષિવર દયાનંદના કાર્યને નિહાળીને પ્રસન્નતાથી સમજી શકતા હતા કે ઈશ્વરે આર્યજાતિ, આર્યધર્મ અને આર્ય સભ્યતાના રક્ષકને મોકલી આપ્યો છે. પરંતુ આથી વિપરીત પોતાના બંધુઓ તેને સમજી શકતા ન હતા અને એક બાજુ તેઓ ઈંટ-પથ્થર વરસાવી રહ્યા હતા. તેમ છતાં કુશળ સેનાપતિ સંગ્રામ ખેલીને વિજયની પરંપરા સર્જી રહ્યા હતા.

સંક્ષેપમાં ઋષિ દયાનંદની સફળતાનાં બે કારણો હતાં : એક આર્યજાતિનાં દૂષણોના કારણે ઉત્પન્ન થયેલી નિર્બળતાનો સુધારો અને બીજું વિરોધીઓના નિર્દય આક્રમણો સામે પ્રત્યાક્રમણ. એ બે કારણોને ઉપાયો દ્વારા દૂર કર્યા. આ સ્થિતિ ભયપૂર્ણ હોવાથી ધર્મયુદ્ધના ચતુર સેનાપતિ દયાનંદને યુદ્ધના નિયમો અનુસાર કઠોર સાધનોનો પ્રયોગ કરવો પડ્યો હતો. તે યુગાનુરૂપ યોગ્ય હતો અને પરિણામદાયક બન્યો હતો.

**પંજાબથી પ્રસ્થાન :** પંજાબવાસીઓમાં નવચેતન ફૂંકીને ઈસાઈ-મુસલમાનોના ધાર્મિક—વટાળ પ્રવૃત્તિના આક્રમણને ખાળીને, પંજાબના પ્રમુખ નગરોમાં વૈદિક ધર્મના ડંકા બજાવીને, ઋષિવર દયાનંદે પશ્ચિમોત્તર પ્રદેશ સંયુક્ત પ્રાંત તરફ બીજી વાર પ્રસ્થાન કર્યું.

**રુડકી :** સં. ૧૯૩૪ અષાઢ વદ ૧૧, ગુરુવાર (૨૫ જુલાઈ, ૧૮૭૮)ના સ્વામીએ રુડકી પધાર્યા અને લાલા શંભુનાથના બંગલામાં નિવાસ કર્યો. આ સ્થાન પર પ્રથમ પ્રવચન ''ઈશ્વરીય જ્ઞાન'' પર થયું.

**અછૂતો પ્રત્યે પ્રેમ :** સ્વામીજીના પ્રવચનમાં જેની ગણના અછૂતોમાં કરવામાં આવતી તેવા એક મજહબી શીખને સભામાં જોઈને પોસ્ટમેન મુનીરખાંએ તેનો તિરસ્કાર કર્યો. જેથી સ્વામીજીએ કહ્યું, ''પરમાત્માની આ સૃષ્ટિમાં સર્વ સમાન છે.''

**અન્ય પ્રવચનો :** સ્વામીજીનાં અન્ય પ્રવચનો વિભિન્ન વિષયો પર આરમન સ્કૂલ સમીપ મેદાનમાં થયાં. જેમાં એક પ્રવચનમાં મુસ્લિમોએ વિઘ્ન ઉત્પન્ન કરવા પ્રયત્ન કર્યો, પરંતુ સફળતા મળી નહિ. શાસ્ત્રાર્થ માટે નક્કી કર્યા પછી પણ કોઈ આવ્યા નહિ.

**પં. ત્રિલોકચંદ્ર :** આરમન સ્કૂલના સંસ્કૃતના આ શિક્ષકને લોકોએ મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ કરવા અનુરોધ કર્યો. પરંતુ તેણે કહ્યું કે, ''દયાનંદ ખૂબ વાક્પટુ છે. તેના કથનનો કોઈ ઉત્તર આપી શકતા નથી, જેથી હું શાસ્ત્રાર્થ કરવા અસમર્થ છું.''

**શિક્ષિત વર્ગમાં આશ્ચર્ય :** સ્વામીજી પાશ્ચાત્ય શિક્ષા અને પાશ્ચાત્ય વિજ્ઞાનના વિદ્યાર્થી કદી પણ રહ્યા ન હતા. છતાં તેઓએ એક પ્રવચનમાં ડાર્વિનના વિકાસવાદની આલોચના કરી અને અનેક પ્રશ્નો જેવા કે સૂર્ય અને પૃથ્વીનું ભ્રમણ, અમેરિકાની શોધ, વાદળાં, ભૂકંપ તથા ખગોળ અને ભૂગોળ વિષય, રસાયન અને ધાતુ સંબંધી વિષયોનું પ્રાચીન ગ્રંથોનાં પ્રમાણો સાથે સમાધાન આપતા શિક્ષિત વર્ગ સંતોષ સાથે આશ્ચર્ય પામ્યો.

**કર્નલ અને કપ્તાન :** સ્વામીજીના પ્રવચનમાં ઈસાઈ મતની આલોચનાથી કર્નલ માનસલ કમાડિંગ ઑફિસર તથા ક્વાર્ટર માસ્ટર કેપ્ટન સ્ટુઅર્ટે થોડા પ્રશ્નો કર્યા અને સ્વામીજીના સમાધાન પછી નિરુત્તર થઈને ચાલ્યા ગયા.

**અદ્વૈતવાદી ભોટૂસિંહ :** આ વેદાન્તી સ્વામીજી પાસે આવીને ગર્વપૂર્વક બોલ્યા કે, ''તમે પરાવિદ્યા જાણતા નથી માટે દ્વૈતવાદનો પ્રચાર કરો છો.'' સ્વામીજીએ પૂછ્યું કે, ''શું તમે ખરેખર બ્રહ્મ છો ?'' તેણે નિઃસંદેહ બ્રહ્મ હોવાનો ઉત્તર આપ્યો. સ્વામીજીએ સમીપ એક મરેલ માખી પડી હતી. તે બતાવીને કહ્યું, ''બ્રહ્મ સૃષ્ટિ સર્જનહાર છે. તમે બ્રહ્મ છો. આ માખીને જીવિત કરી દો.'' બિચારો ભોટૂસિંહ ગભરાઈને લજ્જિત થઈને મૌન થઈ ગયો.

**આર્યસમાજની સ્થાપના :** તા. ૨૦ ઑગસ્ટના અહીં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી અને ત્યારબાદ સ્વામીજીએ ઉપદેશ આપીને શ્રોતાઓને કૃતાર્થ કર્યા.

**અલીગઢ :** સં. ૧૯૩૪ શ્રાવણવદ ૮, બુધવાર (૨૧ ઓગસ્ટ, ૧૮૭૮)ના સ્વામીજી અલીગઢ પધાર્યા. અહીં સ્વામીજીને મળવા મુંબઈથી પં. શ્યામજી કૃષ્ણવર્મા, મૂળજી ઠાકરશી અને હરિશ્ચંદ્ર ચિંતામણિ વગેરે આવેલા. તેઓનું આતિથ્ય સૈયદ અહમદખાંએ પોતાના ઘરે કર્યું. સ્વામીજી અસ્વસ્થ હોવાથી ભોજન કરવા જઈ શક્યા નહિ. અહીં સ્વામીજીનું એક જ પ્રવચન થયું અને તેમાં અલીગઢના સબ જજ ફકરુદ્દીને અધ્યક્ષ પદ શોભાવી સ્વામીજીના પ્રગતિશીલ વિચારોની ખૂબ જ પ્રશંસા કરી.

**મેરઠ :** સં. ૧૯૩૪ શ્રાવણવદ ૧૩, સોમવાર (૨૬ ઑગસ્ટ, ૧૮૭૮)ના રોજ સ્વામીજી મેરઠ પધાર્યા અને લાલા દામોદર દાસની કોઠીમાં નિવાસ કર્યો. આ સ્થાનમાં પ્રવચનોનો પ્રારંભ કરીને તેમાં મત-મતાંતરોના પાખંડોની પોલ ખોલી. તેની કાલ્પનિક કથાઓને રજૂ કરી તેની અસંભવ વાતો પર વિનોદપૂર્ણ ટીકા-ટિપ્પણી કરી. આથી પૌરાણિકોમાં હલચલ મચી ગઈ. પરંતુ શાસ્ત્રાર્થ કરવા કોઈ ફરક્યા નહિ.

**ધર્મરક્ષિણી સભાના પ્રશ્નો :** સનાતન ધર્મરક્ષિણી સભા તરફથી મૂર્તિપૂજા, ગંગાદિ તીર્થ તથા અવતારવાદ પર ત્રણ પ્રશ્નો આવતાં સ્વામીજીએ તેના વિસ્તારથી ઉત્તર આપ્યા. આ સભા દ્વારા શાસ્ત્રાર્થ માટે પત્રવ્યવહાર થતા સ્વામીજીએ શાસ્ત્રાર્થના નિયમો સભાને મોકલ્યા અને તેમાં હસ્તાક્ષર માટે કહેવામાં આવતાં તેઓ શાસ્ત્રાર્થથી નાસીપાસ થઈ ગયા.



**આર્યસમાજની સ્થાપના :** મેરઠમાં તા. ૨૯ સપ્ટેમ્બરના આર્યસમાજની સ્થાપના કરવામાં આવી અને ખૂબ જ ઉત્સાહથી કર્મચારીઓ, વેપારીઓ વગેરે ૮૧ સદસ્યોથી પ્રારંભ કરવામાં આવ્યો.

**જ્યોતિષી ખાલી હાથ ગયા :** ગૌરીશંકર નામક જ્યોતિષી સ્વામીજી મળવા આવ્યા. સ્વામીજીએ આગમનનું કારણ પૂછતાં ''આપનાથી કાંઈ પ્રાપ્તિ માટે આવેલ છું.'' તેમ જણાવ્યું. જેથી સ્વામીજીએ કહ્યુ કે, ''તમે જ્યોતિષ જોઈને આવ્યા છો કે હું કંઈક આપીશ. પરંતુ હું કાંઈ આપવાનો નથી. જેથી તમારું ફલિત જ્યોતિષશાસ્ત્ર મિથ્યા છે.''

**કુશળતા ક્યાં ? :** એક બ્રાહ્મણે સ્વામીજીને કુશળ છો તેમ પૂછતાં કહ્યું, ''ભાઈ ! કુશળતા કેવી રીતે હોય ? બ્રાહ્મણો પોતાનું કર્તવ્યપાલન કરતા નથી. પાખંડો અને આડંબરોમાં મસ્ત બનીને ધર્મપ્રચારથી ચ્યુત થયા છે, ત્યારે માનસિક ચિંતા થાય છે.''

**દિલ્હી :** સં. ૧૯૩૪ આસો સુદ ૮, ગુરુવાર (૩ ઑક્ટોબર, ૧૮૭૮)ના સ્વામીજી દિલ્હી પધાર્યા. અહીં જનતાને પોતાના અમૃતમય ઉપદેશોથી તૃપ્ત કરી. દિલ્હીમાં ૩ નવેમ્બરના રોજ આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

**અજમેર–પુષ્કર :** સ્વામીજી દિલ્હીથી ૬ નવેમ્બર પ્રસ્થાન કરીને ૭ નવેમ્બરના જયપુર થઈને સં. ૧૯૩૫ના કારતક સુદ ૧૨ મંગળવાર (નવેમ્બર ૮)ના અજમેર પહોંચ્યા. ત્યાં સ્ટેશન પર તેમનું સ્વાગત કરવામાં આવ્યું. અજમેરમાં થોડો વિશ્રામ કરીને કારતક સુદ પૂનમનો પુષ્કરમાં મેળો ભરાય છે, ત્યાં પ્રચાર માટે પહોંચ્યા; અને ત્યાં વિજ્ઞાપન પ્રચારિત કરી ધર્મચર્ચા માટે લોકોને આમંત્રણ આપ્યું.

**મંત્રસિદ્ધિની પોલ ખોલી :** પુષ્કરમાં વામમાર્ગી સાધુઓએ મંત્રસિદ્ધિ દ્વારા અલૌકિક કાર્યો તથા પ્રાણહરણ કરવાની ડિંગ ચલાવી હતી. અજમેર કૉલેજના વિદ્યાર્થીઓએ તે સાધુઓને સ્વામી દયાનંદ સામે પ્રયોગ કરી બતાવવા કહ્યું, પરંતુ તેઓ આવ્યા નહિ.

**બુંદીના રાજપંડિત :** આ પંડિતે પદ્મપુરાણનો એક શ્લોક બોલીને મૂર્તિપૂજા સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો. સ્વામીજીએ તરત જ સ્વરચિત એક શ્લોક તેના ખંડનમાં સંભળાવી દીધો. પંડિતોએ શ્લોક શેનો છે, તે પૂછતા સ્વામીજીએ હસીને કહ્યું કે એ શ્લોક 'દયાનંદ પુરાણ'નો છે. ઋષિઓના નામે પુરાણોમાં રચવામાં આવેલા મિથ્યા શ્લોકોનો સ્વામીજીએ આ રીતે ઉત્તર આપ્યો હતો.

**ગર્દભ ગાયત્રી :** એક પંડિતે ગાયત્રી ચોવીસ પ્રકારની બતાવતા સ્વામીજીએ મજાકમાં ચોવીસ હજાર પ્રકારની હોવાનું જણાવીને કહ્યું કે – **''शीतलावाहनाय विद्महे लम्बकर्णाय धीमहि । तन्नो गर्दभः प्रचोदयात् ॥''** આ ગર્દભ ગાયત્રી છે. એ જ રીતે જોડા અને છત્રીની સ્વરચિત ગાયત્રી પણ સંભળાવી. પંડિત વિસ્મય પામીને ચાલ્યો ગયો.

પુષ્કરમાં પ્રચાર–ઉપદેશ કરીને સ્વામીજી ૧૪ નવેમ્બરના અજમેર પધાર્યા અને વૈદિક ધર્મના મહત્ત્વ પર ક્રમશઃ પ્રવચનો કર્યાં.

**શાસ્ત્રાર્થ :** પાદરી ગ્રે તથા ડૉ. હસબેન્ડ સાથે તા. ૨૮ નવેમ્બરના સ્વામીજીનો શાસ્ત્રાર્થ થયો. આ શાસ્ત્રાર્થનું લેખન કરવામાં આવેલ. પરંતુ તેમાં પ્રતિપક્ષીઓએ હસ્તાક્ષર કર્યા નહિ અને ફરી શાસ્ત્રાર્થ લખવામાં ન આવે તે શરત મૂકતાં સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો નહિ. (આ શાસ્ત્રાર્થ **'દયાનંદ શાસ્ત્રાર્થ સંગ્રહ'**માં પ્રકાશિત થયેલ છે.)

**મૌલવી મુહમદ મુરાદઅલી :** સ્વામીજીની મુલાકાત માટે શિક્ષિત અને પ્રતિષ્ઠિત લોકો આવતા હતા, તેમ જ વિચારશીલ મુસલમાનો પણ આવતા. તેમાં ''રાજપૂતાના ગેઝેટ''ના સંપાદક શ્રી મુહમદ મુરાદઅલીનો પણ સમાવેશ પણ થતો હતો. તેઓ સ્વામીજી પાસેથી અનેક શંકાઓનું સમાધાન મેળવીને એટલા પ્રભાવિત થયા કે, તેમણે ગોરક્ષા વિષયમાં પ્રયાસ કરવાનો સંકલ્પ કર્યો.

**જયપુર :** અજમેરથી પ્રસ્થાન કરીને સ્વામીજી મસૂદા (ડિસેમ્બર ૨) અને નસીરાબાદ (ડિસેમ્બર ૧૦)ના નિવાસીઓને પોતાના ઉપદેશોનું પાન કરાવીને અજમેર થઈને (સં. ૧૯૩૫ માગસર વદ ૬, રવિવાર – ૧૫ ડિસેમ્બર, ૧૮૭૮) જયપુર પધાર્યા.

સ્વામીજીની પૌરાણિક માન્યતાની આલોચનાથી જયપુર નરેશ અપ્રસન્ન થયા. પરંતુ તેથી કાંઈ સ્વામીજીના કાર્યનો અવરોધ કરવો એ નરેશના હાથની કોઈ વાત ન હતી અને સ્વામીજી નિર્ભીક રીતે પ્રચાર કરતા રહ્યા.

**રેવાડી :** સં. ૧૯૩૫ પોષ સુદ ૨, બુધવાર (૨૫ ડિસેમ્બર, ૧૮૭૫)ના રોજ સ્વામીજી રાવ યુધિષ્ઠિરસિંહના આમંત્રણથી રેવાડી પધાર્યા. રાવસાહેબના આગ્રહથી અહીં સ્વામીજીએ અગિયાર પ્રવચનો આપ્યાં. તેમાં પૌરાણિક મતોની તથા ઈસાઈ અને ઈસ્લામની ચર્ચા કરી અને મૃતક શ્રાદ્ધની મિથ્યા વાતોનું તથા ઈસાઈઓ પણ પૌરાણિકોની સમાન હૂંડી લખીને સ્વર્ગમાં સર્વ સુખ-સામગ્રી મળવાની મિથ્યા અંધશ્રદ્ધા ધરાવે છે, તેની આલોચના કરી.

**વેદાન્તી :** એક વેદાન્તી પોતાને બ્રહ્મ માનતો હતો. તેને સ્વામીજીએ કહ્યું કે, ''બ્રહ્મ સૃષ્ટિરચના કરે છે. તું આ ભૂમિને એક હાથ ઊંચી ઉઠાવી દે.'' આ સાંભળીને વેદાંતી ચૂપ થઈ ગયો.

**આર્યસમાજ અને ગૌશાળા :** રેવાડીમાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી અને સ્વામીજીની પ્રેરણાથી રાવ યુધિષ્ઠિરે ગૌશાળાની સ્થાપના કરી.

**અન્ય શહેરો :** પોષ વદ ૧, ગુરુવાર (૯ જાન્યુઆરી)ના રોજ સ્વામીજી દિલ્હી આવ્યા અહીં તેઓનાં ત્રણ પ્રવચનો થયાં. અહીંથી સ્વામીજી પોષ વદ ૯, ગુરુવાર (૧૬ જાન્યુઆરી)ના રોજ મેરઠ આવ્યા અને અહીં વિજ્ઞાપન છપાવી સાથે લઈ સહરાનપુરમાં આવીને બે પ્રવચનો આપ્યાં. ત્યાર બાદ થોડા દિવસો રુડકીમાં રોકાઈને



હરદ્વાર કુંભના મેળામાં પ્રચારાર્થ જવા માટે પ્રસ્થાન કર્યું.

**જ્વાલાપુર :** સં. ૧૯૩૫ મહાવદ ૧૪, ગુરુવાર (૨૦ ફેબ્રુઆરી, ૧૮૭૯)ના સ્વામીજીએ જ્વાલાપુર આવીને મૂલા મિસ્ત્રીના બાગના બંગલામાં નિવાસ કર્યો.

**ગોભક્ષક બન્યા ગોરક્ષક :** અહીંના મુસલમાન જમીનદાર રાવ એવજખાંએ સ્વામીજી સાથેના વાર્તાલાપથી પ્રભાવિત થઈને માંસાહારનો ત્યાગ કર્યો અને પોતાના ધર્મબંધુઓને પણ ગોરક્ષા માટે પ્રેરિત કરવાનું વચન આપ્યું.

**હરદ્વાર :** સં. ૧૯૩૫ ફાગણ સુદ ૬, ગુરુવાર (ફેબ્રુઆરી ૨૭)ના સ્વામીજી હરદ્વાર પહોંચીને મૂલા મિસ્ત્રીના ખેતરમાં શિબિર લગાવીને ધર્મોપદેશમાં પ્રવૃત્ત થયા. વિજ્ઞાપન દ્વારા તેની જનતામાં જાહેરાત કરી.

**લોકોની ભીડ :** આ કુંભના મેળામાં સ્વામીજીના નામની ધૂમ મચી રહી. લોકોના ઝુંડના ઝુંડ મળવા માટે આવવા માંડ્યાં. તેમાં કોઈ જિજ્ઞાસા માટે, કોઈ ભક્તિભાવપૂર્વક આવતા હતા. પ્રાયઃ લોકો માત્ર કુતૂહલ માટે આવતા કે એક ભગવાં વસ્ત્રધારી હિન્દુ સંન્યાસી હોવા છતાં પરંપરાગત મૂર્તિપૂજા, અવતારવાદ, શ્રાદ્ધ, તીર્થાટન વગેરેનું ખંડન કરનાર સંન્યાસીના રૂપ-રંગ, આકાર-પ્રકાર, આચાર-વિચાર કેવા છે તે જોઈએ.

**સતુઆ સ્વામી :** આ માત્ર સક્તુ–સાથવો ખાતા હોવાથી લોકો તેને સતુઆ સ્વામી કહેતા હતા. લોકોએ તેમને સ્વામી દયાનંદ સાથે શાસ્ત્રાર્થ કરવાનું કહેતાં તેમણે દયાનંદ નાસ્તિક હોવાથી મોઢું જોવું પાપ છે, તેમ કહીને પોતાનો ભય ટાળવા પ્રયત્ન કર્યો. સ્વામીજીએ વચ્ચે પડદો રાખવાનું જણાવ્યું છતાં પણ તે આવ્યા નહિ.

**આવો ભાઈ લક્કડપૂજકો :** એક દિવસ નિર્મળા સાધુઓ જે ઝંડાપૂજક છે, તેઓ પોતાના ઝંડાને ચામર ઢોળતા તેની જયકાર બોલાવતા સ્વામીજી પાસે આવ્યા. સ્વામીજીએ સહજ વિનોદપૂર્વક કહ્યું, ''આવો ભાઈ લક્કડપૂજકો ! તમે તો લક્કડપંથી છો.'' સ્વામીજીએ તેઓનો માત્ર ઉપહાસ ન કર્યો, પરંતુ તેઓને જડ વસ્તુઓની પૂજાના સ્થાને સાચા ઈશ્વરની ઉપાસના કરવાનો ઉપદેશ પણ આપ્યો.

**બે નાગા સાધુ :** નિરંજની અખાડાના બે નાગા સાધુઓએ સ્વામીજી પાસે આવીને અસભ્યતાપૂર્ણ વાર્તાલાપ કર્યો છતાં સ્વામીજી હસીને તેમની ઉપેક્ષા કરતા રહ્યા. તે જોઈને તેઓ પર એવો પ્રભાવ પડ્યો કે તેઓએ શરમ અનુભવીને ક્ષમા માંગી. ક્ષમાવીર દયાનંદે પ્રેમપૂર્વક ક્ષમા આપી. સાધુઓ જતી વેળા પોતાના પિત્તળનાં કડાં, માળા, કફની અને જટા વગેરેને ગંગામાં પ્રવાહિત કરતા ગયા.

**નિર્મળા સાધુ ઈશ્વરસિંહ :** આ સાધુએ ક્યારેય વેદોનાં દર્શન કર્યાં ન હતાં. તેના આગ્રહથી સ્વામીજીએ ચારે વેદોની સંહિતા બતાવતા તેઓ જોઈને વિસ્મય–વિમુગ્ધ બની ગયા.

ઈશ્વરસિંહે સ્વામીજીને પ્રથમ પોતાની અદ્વૈતવાદ સંબંધી માન્યતામાં પરિવર્તન કર્યા અંગે શંકા કરી, તેનું સ્વામીજીએ સમાધાન આપ્યું. ઈશ્વરસિંહે સ્વામીજીને પૂછ્યું કે,

"શું બધા મતો–ધર્મોની એકતા સંભવ છે ?" તેના ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું, "પુરુષાર્થથી બધું સંભવ છે. સાંપ્રદાયિક ભિન્નતા સમાપ્ત કરવી કઠિન નથી. પરંતુ તે માટે ઉદાર વિચારધારા અને પુરુષાર્થ જરૂરી છે."

**શ્રી નજફઅલી :** રુડકીના મામલતદાર શ્રી નજફઅલીએ ઈસ્લામમાં પ્રચલિત બહુપત્ની પ્રથા વિષે પૂછતાં સ્વામીજીએ એક પત્નીત્વને ગૃહસ્થજીવનમાં શ્રેષ્ઠ આદર્શ બતાવ્યો. આ મામલતદાર સ્વામીજીના સેવક હોવાનો ગર્વ અનુભવ કરતા હતા.

**હરની પેડી હાડની પેડી :** એક દિવસ વાર્તાલાપમાં ડેપ્યુટી કલેક્ટર શ્રી વિકારઅલી બેગે હરની પેડીમાં સ્નાન કરવાનું મહત્ત્વ પૂછતાં સ્વામીજીએ કહ્યું, "આ બધી પંડાઓની લીલા છે. નદી સ્નાનથી કોઈ પુણ્ય મળતું નથી અને આજે હરની પેડીમાં હજારો મણ હાડકાંઓ નાખતાં તે હાડની પેડી બની ગઈ છે. હિન્દુઓની માફક મુસલમાનોમાં પણ અજમેરમાં ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તીની કબરના મુજાવરો પણ પંડાઓની માફક મુસ્લિમોનું શોષણ કરે છે. ધર્મના નામે વેપાર બધે જોવા મળે છે."

**સ્વામી આનંદવન :** આ વેદાન્તનિષ્ઠ ૮૦ વર્ષના સંન્યાસીના ચહેરા પર ઓજ અને તેજ હતું. તેઓ શિષ્યો સાથે આવ્યા. સ્વામીજીએ ઊઠીને તેઓનો સત્કાર કરી યોગ્ય આસન પર બેસાડ્યા. સ્વામીજી સાથેના વાર્તાલાપમાં ભોજન સમય પસાર થઈ ગયો હોવા છતાં અદ્વૈત પર વાર્તાલાપ ચાલતો રહ્યો અને શ્રી આનંદવનજીએ સ્વામી દયાનંદ પ્રતિપાદિત વૈદિક દ્વૈત સિદ્ધાન્ત (ઈશ્વર-જીવની ભિન્નતા) સ્વીકાર કરીને શિષ્યોને કહ્યું, "આજ સ્વામી દયાનંદની યુક્તિઓના પ્રચંડ જ્ઞાન સૂર્યે મારા અહં બ્રહ્મવાદના ઘમંડરૂપ ઘોર ઘટાટોપ વાદળોનાં જામેલા થરને વેરવિખેર કરી નાખ્યા છે. હું હૃદયથી દ્વૈતનો સ્વીકાર કરી ચૂક્યો છું." શિષ્યોએ પણ ગુરુનું અનુસરણ કરીને દ્વૈત સ્વીકાર કર્યો.

**અસ્વસ્થતામાં શાસ્ત્રાર્થ :** કુંભના આ મેળામાં નિરંતર પ્રચારના શ્રમ અને આરામ ન મળતાં સ્વામીજી બીમાર પડી ગયા અને ઝાડા થવાના કારણે નબળાઈ આવતાં પ્રવચનો પણ બંધ કરવાં પડ્યાં. આ વાત ફેલાતાં સાધુ મંડળીએ વિચાર્યું કે આ અવસ્થામાં દયાનંદ શાસ્ત્રાર્થ નહિ કરે, જેથી આપણે ત્યાં જઈને પાછા ફરી આવીને તેમનો પરાજય જાહેર કરી દઈએ. આમ વિચાર કરીને તેઓ સ્વામીજી પાસે આવ્યા. તેઓને જોઈને સ્વામીજી તરત જ રોગ શય્યાથી ઊઠ્યા અને શાસ્ત્રાર્થ માટે તૈયાર થઈ ગયા. સાધુ મંડળીના એક મુખ્ય સાધુએ વેદાન્ત વિષય પર ચર્ચા કરતા સ્વામીજીએ તર્ક અને પ્રમાણથી તેને ૫-૭ મિનિટમાં ચૂપ કરી દીધો. બીમાર સિંહ કાંઈ શિયાળોથી થોડો ડરી શકે ?

**શ્રદ્ધારામ ફિલ્લોરીની કપટલીલા :** કુંભના મેળામાં સ્વામીજીના પ્રચારના ડંકા વાગવા માંડ્યા. પૌરાણિકોમાં હલચલ મચી ગઈ અને તેઓએ પંજાબથી સનાતન ધર્મના બહુરૂપી (જેના સિદ્ધાન્તો વિચારો વારંવાર બદલાતા રહ્યા) એવા શ્રદ્ધારામ ફિલ્લોરીને બોલાવ્યા. તેણે જૂના અખાડામાં ધર્મ સભાના મંચ પરથી સ્વામીજી વિરુદ્ધ



પ્રવચનો કરવાં માંડ્યાં.

શ્રદ્ધારામ જાણતા હતા કે સ્વામીજીને જીતી શકાય તેમ નથી. જેથી સ્વામીજીને પોતાના સ્થાનમાં શાસ્ત્રાર્થના નામે બોલાવીને મારપીટ કરી તેમની જીવનલીલા ખતમ કરી નાખવા સુધીનું ષડ્યંત્ર રચ્યું. સ્વામીજી તેમની મુરાદ જાણી ગયા અને શાસ્ત્રાર્થના નિયમો તથા મધ્યસ્થી તરીકે કાશીથી સ્વામી વિશુદ્ધાનંદ કુંભમેળામાં આવેલા તેમનું નામ સૂચવ્યું. પરંતુ ફિલ્લોરીએ તેનો સ્વીકાર ન કર્યો.

સ્વામી વિશુદ્ધાનંદને જાણ થતાં તેમણે સ્વામીજીને પત્ર દ્વારા સ્પષ્ટ કહ્યું કે, "ધૂર્ત શ્રદ્ધારામ આપના શરીરને હાનિ પહોંચાડશે માટે તેના સ્થાન પર જશો નહિ." આથી શ્રદ્ધારામ ફિલ્લોરીની કપટલીલાનો ભાંડો ફૂટી ગયો.

**પં. શ્રદ્ધારામનું સ્વરૂપ :** પ્રસિદ્ધ 'જય જગદીશ હરે'ની આરતીનો રચયિતા આ પં. ફિલ્લોરી બહુરૂપી હતો. પંજાબમાં પૌરાણિકોનો નેતા, અનેક ચેલા-ચેલીઓનો ગુરુ તથા ઈસાઈઓથી પૈસા લઈને તેના સમર્થનમાં એક પુસ્તક લખી આપ્યું હતું. તેમાં – **ઈસા મેરા રામ રમૈયા, ઈસા મેરા કૃષ્ણ કનૈયા; મુખ સે ઈસા ઈસા બોલ; તેરા ક્યા લગેગા મોલ.** એવાં ગુણગાન ગાયાં હતાં અને "સત્યામૃત પ્રવાહ" નામનું પુસ્તક લખીને પોતે નાસ્તિક હોવાનું જાહેર કર્યું હતું. આ હતો 'શ્રદ્ધા' ભક્તિ બઢાવોની અંતિમ પંક્તિ ધરાવતી જય જગદીશ હરેની આરતીનો રચયિતા બહુરૂપી શ્રદ્ધારામ ફિલ્લોરી.

**દહેરાદૂન :** સં. ૧૯૩૫ ચૈત્ર વદ ૮, સોમવાર (૧૪ એપ્રિલ, ૧૮૭૯)ના રોજ સ્વામીજી સ્વાસ્થ્ય પ્રાપ્તિ માટે વિશ્રામના વિચારથી દહેરાદૂન આવ્યા. પરંતુ સત્સંગ માટે આવતા લોકોને ઉપદેશ આપતા રહ્યા અને ત્યારબાદ પ્રવચનોનો પ્રારંભ કર્યો. તેમાં બાઈબલ, કુરાન અને બ્રહ્મસમાજની આલોચના કરી.

**પાદરીનો પ્રકોપ :** સ્વામીજીની બાઈબલની આલોચનાથી પાદરી મારસિન અત્યંત ક્રોધિત થતા, તેને એક અંગ્રેજ સજ્જન શ્રી પારમરે શાંત કરવા પ્રયત્ન કર્યો, તેમ છતાં તે ક્રોધાવેશમાં જ ત્યાંથી ચાલ્યો ગયો.

એક દેશી ઈસાઈ બિપિનચંદ્ર બોઝે સ્વામીજી સાથે દલીલોમાં બાઈબલની પુષ્ટિ કરી. તેમાં સ્વામીજીની સાથે અંગ્રેજ પાદરી શ્રી ગાર્ટલેન પણ સહમત થયા, જેથી બોઝ સાહેબ નારાજ થઈ ગયો.

**મુસ્લિમોનો રોષ :** સ્વામીજીની કુરાનની આલોચનાથી રોષે ભરાયેલા મુસ્લિમો શાસ્ત્રાર્થની યોજના માટે સ્વામીજી પાસે આવ્યા. સ્વામીજીએ શાસ્ત્રાર્થના નિયમો નક્કી કર્યા. તેઓએ મૌલવી મહમદ હુસેનને તૈયાર કર્યા. પરંતુ મૌલવી સાહેબ શાસ્ત્રાર્થ માટે મેદાનમાં આવ્યા જ નહિ.

**ઈસાઈ બનતા બચ્યા :** દહેરાદૂનમાં સ્વામીજીના પ્રયાસથી એક જમીનદારના બે પુત્રો ઈસાઈ બનવા તૈયાર થયા હતા. તેમની શંકાઓનું સમાધાન કરી આપીને

પરધર્મી થતાં બચાવ્યા.

**શુદ્ધિનો શુભારંભ :** સ્વામી દયાનંદે જોયું કે ઈસાઈ અને મુસલમાનોના પ્રચારકોનાં ઝુંડ આર્યોને ધર્મભ્રષ્ટ કરી રહ્યાં છે. બીજી બાજુ શુદ્ધતાના ભારથી ભ્રમિત થયેલા ખોખરા ભેજાના પંડિતો વિધર્મીઓને ફરી આર્યજાતિમાં પ્રવેશ આપવાનો વિરોધ કરી રહ્યા હતા. તે સમયે સ્વામીજીએ વિધર્મીઓ માટે સઆર્યજાતિનાં દ્વાર ખોલી નાખ્યાં અને દહેરાદૂનમાં શુદ્ધિયજ્ઞનો પ્રારંભ કર્યો. તેમાં પ્રથમ આહૂત બન્યો મોહમદ ઉમર. સ્વામીજીએ તેને વૈદિક ધર્મની દીક્ષા આપીને અલખધારી નામ આપ્યું. (આ અલખધારીએ વિદ્વાન બની વૈદિક ધર્મ વિશે ઉર્દૂમાં અનેક પુસ્તકો લખ્યાં. તેના હિન્દી અનુવાદ પણ થયા.) ૧૮૭૯ એપ્રિલ ૨૯ના રોજ દહેરાદૂનમાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

## સહારનપુર અને મેરઠ

સં. ૧૯૩૫ વૈશાખ સુદ ૧૦, ગુરુવાર (૧ મે, ૧૮૭૯ )ના રોજ સ્વામીજી સહારનપુર આવ્યા. અહીં થિયોસોફિકલ સોસાયટીના સ્થાપક કર્નલ એચ.એસ.ઑલ્કોટ અને મેડમ એચ.પી. બ્લેવેટ્સ્કી અમેરિકાથી સ્વામીજીને મળવા આવેલાં. આનું વર્ણન આગળ કરવામાં આવશે.

## અલીગઢ—જલેસર

મેરઠથી સ્વામીજી જેઠ સુદ ૨, શુક્રવાર (૨૩ મે)ના રોજ અલીગઢ આવ્યા. અહીં ફરી બીમાર પડી ગયા હતા. ત્યાંથી ૨૮ મે બુધવારના રોજ જલેસર પધાર્યા અને સ્વાસ્થ્ય પ્રાપ્ત કર્યું.

## મુરાદાબાદ

અષાઢ સુદ ૧૫ ગુરુવાર (૩ જુલાઈ)ના રોજ સ્વામીજી મુરાદાબાદ પધાર્યા. અહીં તેઓનાં ત્રણ પ્રવચનો થયાં.

**રાજનીતિ પર પ્રવચન :** અહીંના જોઈન્ટ મૅજિસ્ટ્રેટ શ્રી સ્પીડિંગે સાહેબના આગ્રહથી સ્વામીજીએ અનેક પ્રતિષ્ઠિત અને શિક્ષિત વ્યક્તિઓના સમુદાયની વચ્ચે રાજનીતિ પર પ્રવચન આપીને તેની સુંદર છણાવટ કરી. જેથી શ્રી સ્પડિંગ સાહેબ તથા સર્વે ખૂબ જ પ્રભાવિત થયા.

**હિન્દી ભાષાનો પ્રયોગ :** એક દિવસ સભા સમાપ્તિ પછી બાબુ કાલીપ્રસન્ન વકીલે અંગ્રેજીમાં વાતચીત કરતા સ્વામીજીએ તેને આર્યભાષા—હિન્દીમાં વાત કરવા પ્રેરિત કર્યા.

સ્વામીજી દેશની એકતાની સાંકળ બની શકે તેવી એક માત્ર આર્ય—હિન્દી ભાષાને રાષ્ટ્રભાષાનું રૂપ આપનાર પ્રથમ મહાપુરુષ હતા. તેઓએ પોતાના સર્વ ગ્રંથો હિન્દીમાં લખ્યા હતા.

**આર્યસમાજની સ્થાપના :** ૨૦ જુલાઈ, ૧૮૭૯ના રોજ રાજા જયકૃષ્ણદાસની



કોઠી પર આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

**અભિવાદન નમસ્તે :** મુન્શી ઈન્દ્રમણિજીએ નમસ્તેના સ્થાને 'પરમાત્મા જયતિ' એવું અભિવાદન રાખવા આગ્રહ રાખતા સ્વામીજીએ પ્રાચીનકાળમાં તથા શાસ્ત્ર પ્રમાણોથી નમસ્તે હોવાનું પ્રતિપાદન કર્યું અને એક 'નમસ્તે' અભિવાદન પણ દેશને એક સૂત્રમાં બાંધનાર — એકતા કરનાર હોવાનું જણાવ્યું.

**પં. જ્વાલાપ્રસાદ મિશ્ર :** આ પ્રસિદ્ધ પૌરાણિક વિદ્વાને યજુર્વેદનું હિન્દી ભાષ્ય કરેલ. તેઓએ સ્વામીજીની મુલાકાત લઈને તે સંબંધી વાર્તાલાપ કર્યો.

**સંગ્રહણીની ચિકિત્સા :** સ્વામીજી હરદ્વારથી બીમાર પડી ગયા પછી ધીરે ધીરે કષ્ટદાયક સંગ્રહણી રોગથી પીડિત થતાં પં. લક્ષ્મીદત્ત વૈદ્યની ચિકિત્સા કરી. ત્યાર બાદ સિવિલ સર્જન ડૉ. ડીનસાહેબ પાસે ચિકિત્સા કરાવતાં લાભ થયો. જેથી તેમને ફી આપવા આગ્રહ કરતાં તેમણે સ્વીકાર ન કર્યો. આથી સ્વામીજીએ તેમને મુરાદાબાદમાં નિર્મિત થયેલી કેટલીક કલાપૂર્ણ વસ્તુઓ ઉપહાર રૂપમાં આપી.

**બદાયૂં :** શ્રાવણ સુદ ૧૪, ઑગસ્ટ - ૧, શુક્રવાર ના રોજ સ્વામીજી બદાયૂં પધાર્યા. અત્રે આર્યસમાજની સ્થાપના સ્વામીજીના આગમન પૂર્વે થઈ ગઈ હતી. સભાસદો સમક્ષ સ્વામીજીનાં ભગવાન શ્રીકૃષ્ણના ચરિત્ર વિષયક, શ્રાવણી ઉપાકર્મ વિષે તથા અન્ય પ્રવચનો થયાં. અહીંના વિદ્વાન પંડિતો વાર્તાલાપ માટે આવ્યા અને સ્વામીજી સાથેની મૂર્તિપૂજા વગેરે વિષય પર ચર્ચા કરી અને તેઓએ સ્વામીજીના કથનનો સ્વીકાર કર્યો. અત્રે એક નવયુવકને ભૂતનો વળગાડ છે તેમ કહીને સ્વામીજી પાસે લાવતાં, તેઓએ કહ્યું કે, ભૂત કોઈ યોનિ નથી અને તેઓએ તેના માનસિક રોગની ચિકિત્સા કરવા જણાવ્યું.

**બરેલી :** શ્રાવણ વદ ૧૨, ઑગસ્ટ ૧૪ ગુરુવારે સ્વામીજી બરેલી પધાર્યા. ચાંદાપુરમાં સ્વામીજીની પાદરી શ્રી સ્કૉટ સાથે શાસ્ત્રીય ચર્ચા થઈ હતી. ત્યારથી સ્વામીજીને તેના પર બંધુભાવ હતો. અહીં સ્કૉટ મહાશય સાથે તા. ૨૫—૨૬—૨૭ ઑગસ્ટના (૧) આવાગમન, (૨) ઈશ્વર દેહ ધારણ કરે છે ? અને (૩) ઈશ્વર પાપ ક્ષમા કરે છે ? એ ત્રણ વિષયો પર વાર્તાલાપ થયો. જનતા પર ખૂબ જ પ્રભાવ પડ્યો.

**મુન્શીરામનું જીવન પરિવર્તન :** સ્વામીજીના બરેલી પ્રચાર સમયે મુન્શી નાનકચંદ નગરના કોટવાળ હતા. તેમનો પુત્ર મુન્શીરામ (સ્વામી શ્રદ્ધાનંદ) એ સમયે રાજકીય મહાવિદ્યાલયમાં અધ્યયન કરતો હતો. તેને ઈશ્વર, વેદ અને ધર્મ-કર્મમાં કોઈ શ્રદ્ધા ન હતી.

પિતાએ પુત્રને કહ્યું, ''મુન્શીરામ નગરમાં એક વિદ્વાન અને યોગી દંડી સ્વામીનાં પ્રવચનો ચાલે છે. તેના શ્રવણથી તારા સર્વ સંશયો દૂર થશે.'' પુત્રે પિતાનું મન પ્રસન્ન કરવા સ્વીકાર કર્યો. પરંતુ મનમાં એ ભાવ હતો કે એ ફક્ત સંસ્કૃત જાણનાર

સાધુ બુદ્ધિની શી વાત કરતો હશે ?

બીજા દિવસે જ્યારે તે પ્રવચનમાં ગયા તો સ્વામીજીની દિવ્ય મૂર્તિનાં દર્શનથી પ્રભાવિત થયા. વિશેષતઃ પાદરી સ્કૉટ તથા અન્ય અંગ્રેજ વિદ્વાનોને પણ ત્યાં બેસીને સાંભળતા જોઈને શ્રદ્ધાની વૃદ્ધિ થઈ. હજી દશ જ મિનિટ પ્રવચન સાંભળતાં જ થયું કે, ''આ વિચિત્ર વ્યક્તિ છે. માત્ર સંસ્કૃતજ્ઞ હોવા છતાં વિદ્વાન પણ આશ્ચર્ય પામે તેવી યુક્તિયુક્ત વાતો કરે છે.'' તે પ્રવચન પણ ઈશ્વરના **ઓમ્** નામ પર હતું. જે પ્રવચન તેના માટે અશ્રુતપૂર્વ હતું. આથી પ્રસન્નતા પામીને ત્યારબાદ તેમને બધાં પ્રવચનો સાંભળવાની શ્રદ્ધા ઉત્પન્ન થઈ. સાથે સ્વામીજીની જીવનચર્યા જોવાની પણ ઉત્કંઠા જાગી.

**જીવનચર્યા દર્શન :** મુન્શીરામ રાતે અઢી વાગ્યે સ્વામીજીના નિવાસસ્થાન પર પહોંચીને છુપાઈ રહ્યા અને સ્વામીજી સાડા ત્રણ વાગ્યે નીકળ્યા અને એટલા ઝડપથી ચાલતા હતા કે તેમની પાછળ દોડવું પડતું. બીજે દિવસે એ જ રીતે પાછળ લપાઈછુપાઈને સ્વામીજી જે સ્થાને બેસતા ત્યાં વહેલા આવીને બેસી ગયા અને સ્વામીજીને દોઢ કલાક સુધી સમાધિસ્થ અવસ્થામાં બેઠેલા જોયા.

**મુન્શીરામનો પ્રશ્ન :** મુન્શીરામને પોતાના નાસ્તિકપણાનું અભિમાન હતું. જેથી એક દિવસ ઈશ્વરના અસ્તિત્વ પર આક્ષેપ કરી દીધો. પાંચ જ મિનિટમાં સ્વામીજીએ તેમને અવાક્ કરી દીધા. મુન્શીરામે ફરી કહ્યું, ''મહારાજ ! આપે મારું મોઢું તો બંધ કરી દીધું, પરંતુ ઈશ્વરનું અસ્તિત્વ છે તેવો વિશ્વાસ ઉત્પન્ન નથી થયો.'' સ્વામીજીએ ઉત્તર આપ્યો, ''જુઓ તમે પ્રશ્ન કર્યો મેં ઉત્તર આપ્યો. મેં તમને ઈશ્વરમાં વિશ્વાસ ઉત્પન્ન કરાવી દેવાની પ્રતિજ્ઞા ક્યાં કરી હતી ? વિશ્વાસ તો પરમાત્માની કૃપાથી જ ઉત્પન્ન થાય છે.''

**દોષ બચ્ચોં કે બચ્ચોં કા હૈ :** સ્વામીજીની દિનચર્યા અને સમયમાં ચોક્કસ હતા. શનિવારના પ્રવચનની સમાપ્તિ પછી લોકોએ આવતીકાલે રવિવાર હોવાથી એક કલાક વહેલાં પ્રવચન કરવા અનુરોધ કર્યો. સ્વામીજી નગરથી દોઢ ગાઉ દૂર હોવાથી તેમણે કહ્યું કે, ગાડી સમય પર આવે તો હું અવશ્ય આવી જઈશ. આર્યસમાજના મંત્રી લાલા લક્ષ્મીનારાયણે ગાડીનો પ્રબંધ કરી દઈશ તેમ જણાવ્યું. પછીના દિવસે સ્વામીજી પોણો કલાક મોડા પહોંચ્યા. હોલ ખચાખચ ભરેલ હતો. પ્રવચનના પ્રારંભમાં જ સ્વામીજીએ કહ્યું, ''હું સમય પર તૈયાર હતો, પરંતુ ગાડી આવી નહિ, જેથી ચાલીને આવતો હતો ત્યારે ગાડી સામે મળી માટે મોડું થયું છે. એમાં મારો દોષ નથી. દોષ બચ્ચોં કે બચ્ચોં કા હૈ અર્થાત્ બાલવિવાહનાં સંતાનોમાં આવી નબળાઈ હોય છે.''

**પુરાણોની અશ્લીલતા :** એક પ્રવચનમાં પાદરી સ્કૉટ, કલેક્ટર રીડ, કમિશનર એડવર્ડ્સ તથા અન્ય અંગ્રેજો પણ હતા. સ્વામીજીએ પુરાણોની અસંભવ અને ભ્રષ્ટ કથાઓનું ખંડન કરતા પાંચ સ્ત્રીઓની કલ્પના પર કટાક્ષ કર્યો કે — **''અહલ્યા દ્રૌપદી**



**તારા કુન્તી મંદોદરી તથા।''** આ શ્લોક અનુસાર અહલ્યાનો ઈન્દ્ર સાથે વ્યભિચાર, દ્રૌપદીના પાંચ પતિ, વાલીના મૃત્યુ પછી તારાનો સુગ્રીવ સાથે અને રાવણના મૃત્યુ પછી મંદોદરીનો વિભીષણ સાથે વિવાહ અને કુમારી કુંતીને કર્ણનો જન્મ આપ્યાના પુરાણોમાં અશ્લીલ આરોપો લગાવ્યા છે.

**બાઈબલની અશ્લીલતા :** પુરાણોની એ કથા સાંભળીને કલેક્ટર વગેરે અંગ્રેજો હસતા રહ્યા. આ જોઈને સ્વામીજીએ કહ્યું, ''આ હતી પુરાણીઓની લીલા. હવે સાંભળો કિરાનીઓ–ઈસાઈઓની લીલા. એ લોકો તો એવા ભ્રષ્ટ છે કે કુંવારી મેરીને પુત્ર ઈસુ ઉત્પન્ન થવાનું બતાવે છે અને તેનો દોષ સર્વજ્ઞ, શુદ્ધ સ્વરૂપ પરમેશ્વર પર લગાડે છે. આવું ઘોર પાપ કરતાં જરા પણ શરમાતા નથી.'' આ સાંભળીને કમિશનર અને કલેક્ટરના ચહેરા લાલઘૂમ થઈ ગયા, પરંતુ સ્વામીજીનું પ્રવચન એ જ જોશથી ચાલુ રહ્યું અને અંત સુધી ઈસાઈ મતનું ખંડન થતું રહ્યું.

**કમિશનરનો કોપ :** બીજે દિવસે કમિશનરે આર્યસમાજના મંત્રી લાલા લક્ષ્મીનારાયણને બોલાવીને કહ્યું, ''આપ પંડિત દયાનંદને કહી દેજો કે અધિક કઠોર ખંડન ન કરે. અમે ઈસાઈઓ તો સભ્ય અને સહનશીલ છીએ, પરંતુ હિન્દુ અને મુસ્લિમો ભડકી ઊઠશે તો પ્રવચનો બંધ થઈ જશે.''

**લાલાજીની મૂંઝવણ :** લાલા લક્ષ્મીનારાયણ મૂંઝાયા. તેમનામાં સ્વામીજીને કમિશનરની વાત કરવાનું સાહસ ન હતું. તેમ છતાં ખૂબ જ સંકોચ સાથે એટલું જ કહ્યું કે, ''ખંડનમાં અધિક કઠોરતા ન રાખીએ તો શી હાનિ છે ?'' સ્વામીજી તેમની વાતને સમજી ગયા અને હસીને કહ્યું કે, ''આટલી વાત કહેવામાં કેમ સંકોચ કરો છો ?''

**નિર્ભીક દયાનંદ :** આજના પ્રવચનમાં પાદરી સ્કૉટ સિવાયના બધા અંગ્રેજો તથા શ્રોતાઓથી હોલ ખીચોખીચ ભર્યો હતો. આત્માના સ્વરૂપ પર પ્રવચન હતું. તેમાં સત્યના બળ પર વર્ણન કરતાં સ્વામીજીએ કહ્યુ, **''લોકો કહે છે કે સત્યને પ્રકટ ન કરો, કલેક્ટર ક્રોધિત થશે, કમિશનર અપ્રસન્ન થશે, ગવર્નર પીડા પહોંચાડશે. અરે, ચક્રવર્તી રાજા અપ્રસન્ન થાય તો પણ હું સત્ય જ કહીશ.''** ત્યારબાદ **'નૈનં છિન્દન્તિ....'** નો શ્લોક બોલીને ''આત્માને શસ્ત્ર છેદી શકતું નથી. અગ્નિ બાળી શકતો નથી.'' વગેરે કહીને ગર્જનાપૂર્વક લલકાર કર્યો કે, **''આ શરીર તો નાશવાન છે. તેની રક્ષા માટે અધર્મ કરવો વ્યર્થ છે. તેને જે કોઈ ઈચ્છે તે નષ્ટ કરી દે.''** ફરી ચોતરફ તીક્ષ્ણ દૃષ્ટિ ઘુમાવીને સિંહનાદ કરતાં કહ્યું, **''પરંતુ મારા આત્માનો નાશ કરનાર કોઈ શૂરવીર પુરુષ હોય તો મને બતાવો. જ્યારે સંસારમાં એવો કોઈ વીર જોવામાં નથી આવતો, ત્યારે હું સત્યને દબાવવા માટે વિચારી પણ શકતો નથી.''**

સ્વામીજીનો સિંહનાદ સંપૂર્ણ ભવનમાં ગુંજી ઊઠ્યો, તેના પડઘા પડ્યા. સભામાં ટાંચણી પડે તોપણ અવાજ સંભળાય તેવો સન્નાટો છવાઈ ગયો. ઋષિવરનું પ્રવચન

પૂર્ણ થયું. પરંતુ લોકોના કાનોમાં તેનો નાદ ગુંજતો રહ્યો.

**મૃદુનિ કુસુમાદપિ :** આ હતું પરિવ્રાટ સમ્રાટ દયાનંદનું દુર્દમ્ય, નિર્ભીક અને સત્યવાદી વ્યક્તિત્વ. પરંતુ તેઓનું બીજું સ્વરૂપ ફૂલથી પણ કોમળ હતું. સ્વામીજીના ભક્ત પાદરી સ્કૉટ તે દિવસે રવિવાર હોવાથી ચર્ચમાં તેમના પ્રવચનના કારણે આવેલ નહિ. જેથી સ્વામીજી ત્રણસો-ચારસો લોકો સાથે ચર્ચ પર ગયા. સ્કૉટ મહાશયનું પ્રવચન પૂરું થયું હતું. લગભગ એકસો ઈસાઈ શ્રોતાઓ હતા. તેઓએ સ્વામીજીને આવતા જોઈને સ્વાગતપૂર્વક લાવીને પ્રવચન વેદી (Pulpit) પર વિરાજમાન કરી ઉપદેશ આપવા આગ્રહ કર્યો. અહીં સ્વામીજીએ વીસ મિનિટ મનુષ્ય-વ્યક્તિપૂજાનું ખંડન કર્યું. ઈશ્વરના સ્થાને મનુષ્ય-પૂજા કરી શકાય નહિ. (બરેલીનું આ વર્ણન સ્વામી શ્રદ્ધાનંદની આત્મકથા **'કલ્યાણમાર્ગના પથિક'**માં વિસ્તારથી વાંચવા યોગ્ય છે.)

## શાહજહાંપુર

સં. ૧૯૩૫ ભાદરવા વદ ૪, ગુરુવાર (૪ સપ્ટેમ્બર, ૧૮૭૯)ના રોજ સ્વામીજી શાહજહાંપુર આવ્યા. ત્યાંની આર્યસમાજ દ્વારા વિજ્ઞાપન દ્વારા પ્રવચનોની જાહેરાત કરવામાં આવી. અહીં સ્વામીજીનાં છ પ્રવચનો થયાં, જેથી સાંપ્રદાયિક લોકોમાં ખળભળાટ મચી ગયો.

**વેદ તો શંખાસુર લઈ ગયો :** પં. લક્ષ્મણ શાસ્ત્રી શાસ્ત્રાર્થ માટે આવતા સ્વામીજીએ મૂર્તિપૂજામાં વેદનું પ્રમાણ આપવા કહ્યું. અજ્ઞાની શાસ્ત્રીજી બોલ્યા કે, ''વેદ તો શંખાસુર લઈ ગયો છે, જેથી હું તેનું પ્રમાણ ક્યાંથી આપી શકું ?'' સ્વામીજીએ હાથમાં વેદ રાખીને કહ્યું, ''પંડિતજી ! તમારા આળસ અને પ્રમાદરૂપી શંખાસુરનો વધ કરીને મેં વેદ જર્મનીથી મંગાવ્યા છે. લ્યો, આમાંથી પ્રમાણ આપો.'' સભામાં હાસ્યનું મોજું ફરી વળ્યું. પંડિતજી ભોંઠા પડીને ભાગી ગયા.

**પં. અંગદરામ શાસ્ત્રી :** પૌરાણિકોએ પીલીભીતથી પં. અંગદરામ શાસ્ત્રીને શાસ્ત્રાર્થ માટે તેડાવ્યા. પરંતુ તેણે શાસ્ત્રાર્થના બદલે વિષયાન્તર પત્રવ્યવહાર ચલાવ્યો, પણ શાસ્ત્રાર્થ માટે આવ્યા નહિ.

## ફર્રુખાબાદ

શાહજહાંપુરથી પ્રસ્થાન કરીને સ્વામીજી (પ્રથમ) આસો સુદ ૨, ગુરુવાર (૧૮ સપ્ટેમ્બર) લખનૌ રોકાઈને ૨૪ સપ્ટેમ્બરના રોજ કાનપુર આવીને આસો સુદ ૧૦, ગુરુવાર (૨૫ સપ્ટેમ્બર)ના રોજ ફર્રુખાબાદ પહોંચ્યા.

**પ્રવચનો :** સ્વામીજીનું પ્રથમ પ્રવચન ગોરક્ષા પર થયું. બીજું દેશ, કાલ અને યોગ્યતા અનુસાર દાન એ વિષય પર થયું. અંતિમ પ્રવચનમાં આર્યસમાજના દશ નિયમોની વ્યાખ્યા કરી.

**પૌરાણિક તરકટ :** પં. બલદેવપ્રસાદ શર્માએ અહીં ધર્મસભાની સ્થાપના કરીને,



જ્યારે સ્વામીજી અહીંથી પ્રસ્થાન કરવાના હતા તે સમયે પચીસ પ્રશ્નો લખીને મોકલ્યા. તેઓનું એ ષડ્યંત્ર હતું કે, સ્વામીજી જવાની તૈયારીમાં હોવાથી ઉત્તર આપી શકશે નહિ. પરંતુ સ્વામીજીએ તેના યુક્તિયુક્ત ઉત્તર મોકલી આપ્યા. તેનો એ પ્રભાવ પડ્યો કે સ્વયં પં. બલદેવપ્રસાદ આર્યસમાજના સદસ્ય બની ગયા.

**કર્મફળ સિદ્ધાન્ત :** અહીંના મૅજિસ્ટ્રેટ સ્કૉટ સાહેબને એક પગમાં ખોડ હોવાથી લંગડાતા ચાલતા હતા અને તે ખોડનું કારણ ઈશ્વરની ઇચ્છા માનતા હતા. સ્વામીજીએ તેમને કર્મફળના સિદ્ધાન્ત અનુસાર પૂર્વજન્મનાં કર્મનું ફળ છે, તેમ સમાધાન આપ્યું.

**મારું કાર્ય મંદિર તોડવાનું નથી :** ફર્રુખાબાદમાં રસ્તો પહોળો કરવામાં વચ્ચે એક નાનું મંદિર પડતું હતું. બાબુ મદનમોહનલાલે સ્વામીજીને અનુરોધ કર્યો કે, ''આપ મૅજિસ્ટ્રેટ સ્કૉટ સાહેબને ભલામણ કરીને મંદિર તોડાવી નાખો.'' સ્વામીજીએ સ્પષ્ટ ઉત્તર આપ્યો કે, **''મારું કાર્ય લોકોના મનમંદિરમાં જામી ગયેલી મૂર્તિપૂજા દૂર કરવાનું છે. મંદિરો અને મૂર્તિઓ તોડવાનું નથી.''**

**અન્ય સ્થાન પ્રવાસ :** ફર્રુખાબાદથી પ્રસ્થાન કરીને સ્વામીજી વિભિન્ન નગરોમાં પ્રચારાર્થ ભ્રમણ કરતા રહ્યા. આ સમયમાં સ્વામીજીનું સ્વાસ્થ્ય ઠીક ન હતું. તેમ છતાં પ્રવચનો અને વેદભાષ્ય લેખનકાર્ય કરતા રહીને નિમ્ન નગરોમાં નિવાસ કર્યો. સં. ૧૯૩૫ આસો (દ્વિતીય) સુદ ૧, ગુરુવાર (૧૬ ઑક્ટોબર, ૧૮૭૯) ના રોજ ના રોજ કાનપુર આવ્યા. ૧૭ ઑક્ટોબર શુક્રવારના પ્રયાગ આવીને ૨૩ ઑક્ટોબર ગુરુવારના રોજ મિરજાપુર પધાર્યા.

## દાનાપુર

સં. ૧૯૩૫ આસો (દ્વિતીય) સુદ ૧૫, ગુરુવાર (૩૦ ઑક્ટોબર, ૧૮૭૯)ના રોજ સ્વામીજી દાનાપુર પહોંચ્યા. અહીં સ્વામીજીનાં વિભિન્ન વિષયો પર પ્રવચનો થયાં.

**પંડિત ચતુર્ભુજ :** અલીગઢ નિવાસી આ પંડિતે દાનાપુર આવીને પોતે સ્વામીજીને શાસ્ત્રાર્થમાં અનેક વાર હરાવ્યાની બડાઈ કરવા માંડી. અહીં પૌરાણિકોએ તેને શાસ્ત્રાર્થ માટે કહેતાં તૈયાર ન થયો. પરંતુ તેણે સ્વામીજીને પીટવાનું ષડ્યંત્ર રચ્યું.

**ષડ્યંત્ર :** પં. ચતુર્ભુજે મુસ્લિમો સાથે મળીને ષડ્યંત્રની રચના કરી. એક દિવસ સ્વામીજીને શાસ્ત્રાર્થના નિયમો નક્કી કરવા પોતાના સ્થાને તેડાવ્યા. સ્વામીજી ત્યાં ગયા, પરંતુ તે હાજર ન હતો અને અંધારું થતાં દીવો બુઝાવીને એકત્ર થયેલા ષડ્યંત્રકારીઓ સ્વામીજી પર હુમલો કરવા તૈયાર થયા ત્યારે સ્વામીજીના સાથીઓ તે ગુંડાઓને લલકારીને સ્વામીજીને સ્વસ્થાન પર લાવ્યા.

**મૌલવીનો બકવાદ :** એ વિઘ્ન સંતોષીઓ પોતાના ષડ્યંત્રમાં સફળ ન થતાં એક દિવસ તેમણે સ્વામીજીના પ્રવચનમાં વિઘ્ન કરવા મૌલવીને ઊભો કરી દીધો. તે અનર્ગલ બકવાસ કરવા લાગ્યો, જેથી પોલીસ ઈન્સ્પેક્ટર શ્રી ગિલબર્ટ સાહેબે તેને

બેસાડી દીધો. સ્વામીજીના પ્રવચનથી શ્રી ગિલબર્ટ સાહેબ ખૂબ જ પ્રભાવિત થયા તથા અન્ય અંગ્રેજોને પણ પ્રતિદિન પ્રવચનમાં લાવતા હતા.

**ઈસ્લામ વિરુદ્ધ ન બોલો :** સ્વામીજીના ભક્ત શ્રી ગુલાબચંદનલાલે ભલામણ કરી કે આપ ઈસ્લામ વિરુદ્ધ ન બોલો. પરંતુ સ્વામીજીએ તે દિવસે સાંજના પ્રવચનમાં ઈસ્લામની અવૈજ્ઞાનિક અને તર્કવિરુદ્ધ માન્યતાઓનું ખંડન કર્યું અને ઉપસંહારમાં કહ્યું, ''લોકો કહે છે હું ઈસ્લામનું ખંડન ન કરું, પરંતુ સત્યને છુપાવવું મારા માટે સંભવ નથી.''

**શ્રી જહોનસાહેબ સોદાગર :** આ મહાશયના બંગલામાં સ્વામીજીએ મુકામ કરેલ. એક દિવસ વિદેશી પાદરીઓ અને અંગ્રેજ મહિલાઓ તથા પુરુષો સાથે જહોન સાહેબ મળવા આવ્યા અને ઉપદેશ આપવા અનુરોધ કર્યો. સ્વામીજીએ વિસ્તારપૂર્વક ધર્મ, સંપ્રદાય, દેશકાલાનુસારના રિવાજો અને ગોરક્ષા વગેરે વિષયો પર સુંદર ઉપદેશ આપ્યો. તેના પ્રભાવથી જહોનસાહેબે ગોમાંસ ભક્ષણનો સર્વથા ત્યાગ કર્યો.

**વ્યાકુળ દયાનંદ :** એક રાતે સ્વામીજીને એકાએક ઊઠીને આંટા મારતા જોઈને, કર્મચારીની નિદ્રા ઊડી જતાં તેણે વ્યાકુળતા વિશે પૂછતાં સ્વામીએ એક દીર્ઘ નિશ્વાસ સાથે જણાવ્યું કે, **''ઈસાઈ લોકો પાણીની માફક પૈસા વહાવીને હિન્દુ સમાજની દરિદ્રતા, પરાધીનતા અને દુર્દશાનો લાભ ઉઠાવીને તેનું ધર્માન્તરણ કરી રહ્યા છે, જ્યારે આપણા ધર્માચાર્યો, મઠાધીશો અને મહન્તો કુંભકર્ણની નિદ્રામાં પડ્યા છે. આ જોઈને હું આર્યજાતિની સાર્વત્રિક અધોગતિ અને અવનતિથી વ્યાકુળ બની ગયો છું. મારી વેદનાનો કોઈ પાર નથી.''** સર્વત્યાગી દયાનંદનું આ ચિંતન તેમને સમકાલીન મહાપુરુષોમાં અગ્રસ્થાન પર પ્રતિષ્ઠિત કરે છે.

**સાધારણ વિદ્વાન :** સ્વામીજીની વૈદિક અને આર્ષયુગના પુનરુદ્ધારની ભાવના તથા તેઓનું તપ, ત્યાગમય જીવન જોઈને એક ભક્તે કહ્યું, ''આપ ઋષિ છો.'' સ્વામીજીએ નિરભિમાનતાથી ઉત્તર આપ્યો કે, ''ભાઈ ! પ્રાચીન કાળના ઋષિઓના અભાવમાં તમે મને એમ માનો છો. પરંતુ જો હું મહર્ષિ કણાદ કે કપિલના યુગમાં થયો હોત તો એક સામાન્ય વિદ્વાનના રૂપમાં મારી ગણના થાત.''

## કાશી

સં. ૧૯૩૬ કારતક સુદ ૭, ગુરુવાર (૨૦ નવેમ્બર, ૧૮૭૯)ના રોજ સ્વામીજી કાશી પધાર્યા. અહીં આવીને વિજ્ઞાપન પ્રસારિત કર્યું. અહીં મુંબઈથી કર્નલ ઑલ્કાટ અને મેડમ બ્લેવેટ્સ્કી મળવા આવ્યાં. તેઓનાં સન્માન અને પ્રવચન પણ થયાં.

**વૈદિક યંત્રાલય :** સ્વામીજીના ગ્રંથોનું પ્રકાશન વિભિન્ન સ્થળે થતું હતું. તેમાં પડતી અનેક મુશ્કેલીઓના નિવારણ માટે મહા સુદ ૬, ગુરુવાર (૨૦ ફેબ્રુઆરી, ૧૮)ના રોજ વૈદિક યંત્રાલય ખરીદીને વિધિવત્ સ્થાપના કરી. ત્યારે સ્વામીજી માર્મિક સ્વરમાં



બોલી ઊઠ્યા કે, **''આજ હમ પતિત હો ગયે, આજ હમ ગૃહસ્થ હો ગયે.''** સર્વ ત્યાગી દયાનંદને લોકહિતકારી વૈદિક ધર્મની સ્થાપના માટે અત્યંત જરૂરી હોવાથી પ્રેસ લેવાની ફરજ પડી હતી. કાશીમાં સ્વામીજીના ઉપદેશ અને પ્રચારની ધૂમ મચી રહી.

**સંગ્રહણી રોગ :** એક વર્ષ પૂર્વે સ્વામીજીને થયેલા સંગ્રહણી રોગથી તેઓ હજી સંપૂર્ણ મુક્ત થયા ન હતા. જેથી ખૂબ દુર્બળતા આવી ગઈ હતી. આ રોગ સંબંધમાં સ્વામીજીએ વાર્તાલાપમાં કહ્યું કે, ''મને એકાધિક વાર ઝેર આપવામાં આવેલ છે, તેનું આ પરિણામ છે.'' આશ્ચર્યની વાત તો એ હતી કે વિરોધીઓ દ્વારા ષડ્યંત્રોથી સ્વામીજી ચેતતા રહેતા હતા. પરંતુ તેઓને શિષ્યો અને નોકરો પણ પૂર્ણ વફાદાર મળ્યા ન હતા.

**અન્ય નગરોમાં પ્રચાર :** સં. ૧૯૩૬ ચૈત્ર વદ ૧૧, બુધવાર (૫ મે, ૧૮૮૦)ના રોજ સ્વામીજી લખનૌ પધાર્યા. ત્યાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી. ત્યાંથી સ્વામીજી તા. ૯ મેના રોજ કાનપુર આવીને ૨૦ મેના રોજ ફર્રૂખાબાદ આવ્યા અને ત્યાં વિભિન્ન વિષયો પર ઉપદેશામૃતનું પાન કરાવ્યું. ત્યાંથી જેઠ વદ ૯, ગુરુવાર (૧ જુલાઈ)ના રોજ મૈનપુરી પધાર્યા.

**મેરઠ :** સ્વામીજી જુલાઈ ૮ ગુરુવારના મેરઠ પહોંચ્યા. અહીં સ્વામીજીનું છઠ્ઠી વારનું આગમન હતું.

**પંડિતા રમાબાઈ :** આ સંસ્કૃતજ્ઞ કન્યાને મેરઠ આર્યસમાજ સંચાલિત કન્યા વિદ્યાલયમાં અધ્યાપિકાની આવશ્યકતા હોવાથી કલકત્તાથી મેરઠ બોલાવવામાં આવેલ. તેની સંસ્કૃતમાં ખૂબ સારી ગતિ હોવાથી ભવિષ્યમાં દેશ અને ધર્મની ઉન્નતિમાં તે યોગ્ય બને તેમ વિચારીને સ્વામીજીએ પોતાના ચતુર્થ આશ્રમની મર્યાદાનુસાર તેને અધ્યયન કરાવવું યોગ્ય ન હોવા છતાં, પોતાના અનેક શિષ્યોની સાથે બેસાડીને તેમની હાજરીમાં ન્યાય અને વૈશેષિકનાં કેટલાંક સૂત્રોનું અધ્યયન કરાવ્યું. સ્વામીજીને આમની પાસે ભવિષ્યના નારી ઉદ્ધારની ખૂબ જ આશા હતી. પરંતુ તે ફળીભૂત ન થઈ અને રમાબાઈએ એક ઈસાઈ બિપિનચંદ્ર સાથે લગ્ન કરી લીધાં. અંતમાં તે ઈસાઈ બનીને અન્ય સ્ત્રીઓને પણ ઈસાઈ બનાવવામાં કાર્યરત રહી.

## આર્યસમાજ અને થિયોસોફિકલ સોસાયટી

આર્યસમાજ અને થિયોસોફિકલ સોસાયટી બંનેની સ્થાપના યોગાનુયોગ સન ૧૮૭૫માં થઈ હતી. એ સંસ્થાના સ્થાપક કર્નલ ઓલ્કાટ અને મેડમ બ્લેવેટ્સ્કી હતાં. તેઓના દ્વારા અમેરિકામાં સ્થાપવામાં આવેલ તે સંસ્થાને સફળતા મળી નહિ. જેથી તેઓએ ભારતમાં સ્વામી દયાનંદ અને આર્યસમાજ તરફ દૃષ્ટિ કરી અને તેઓ

સ્વામીજી સાથે લંબાણપૂર્વક પત્રવ્યવહાર કરતાં રહ્યાં. જેમાં સ્વામીજીને તેઓ ગુરુ, માર્ગદર્શક અને નેતા રૂપમાં સ્વીકાર કરતાં રહ્યાં.

**સ્વામીજીનો મેળાપ :** તેઓએ ભારત–મુંબઈ આવીને સ્વામીજીને મળવાની ઉત્સુકતા દર્શાવી. સર્વપ્રથમ એ યુગલ સ્વામીજીને (૧ મે, ૧૮૭૯)ના રોજ સહારનપુરમાં મળ્યું અને ત્યાં બે દિવસ રોકાઈને સ્વામીજી સાથે મેરઠ આવ્યાં. ત્યાં તેઓનું ભવ્ય સ્વાગત અને આતિથ્ય કરવામાં આવ્યું. સ્વામીજી સાથે તેઓનું પ્રવચન (૫ મે,૧૮૭૯) રાખવામાં આવ્યું. તેમાં એ લોકોએ સ્વામી દયાનંદ અને વૈદિક ધર્મની પ્રશંસા તથા ઈસાઈમતનું ખંડન કર્યું. તેમ જ સ્વામીજીને પોતાના ગુરુ તથા થિયોસોફિકલ સોસાયટીનો આર્યસમાજની શાખા રૂપમાં સ્વીકાર કર્યો. ત્યારબાદ બનારસ (૧૫ ડિસેમ્બર, ૧૮૭૯)માં પણ સ્વામીજી સાથે મુલાકાત થઈ. (તેનો પૂર્વ પૃષ્ઠોમાં નિર્દેશ કરેલ છે.)

**પોત પ્રકાશન :** કર્નલ અને મેડમ સ્વામી દયાનંદ અને આર્યસમાજ સાથે સંબંધ સ્થાપિત કરીને પોતાની સંસ્થા અને વિચારોનો પ્રસાર કરવાની મેલી મુરાદ પ્રથમથી જ ધરાવતાં હતાં. તેઓ ઈશ્વર, વેદ અને ધર્મ વગેરે વિષયોમાં સ્વામીજીથી પ્રતિકૂળ વિચાર ધરાવતા હતા. તેને ગુપ્ત રાખીને માત્ર આર્યસમાજ અને આર્યસમાજીઓનો સહકાર મેળવીને પોતાનો પગદંડો જમાવવા ઈચ્છતાં હતાં. તેમાં થોડા સમય સુધી તેઓને સફળતા પણ મળી, પરંતુ ધીરે ધીરે તેઓએ પોતાનું પોત પ્રકાશ્યું.

## પ્રતિકૂળ માન્યતાઓ

કર્નલ અને મેડમના વિષયમાં સ્વામીજીને શિષ્યો દ્વારા જાણકારી પ્રાપ્ત થઈ કે, તેઓ (૧) ઈશ્વરને માનતા નથી, (૨) પોતાને બૌદ્ધ કહે છે. (૩) હિમાલયના કોઈ કલ્પિત મહાત્માઓનું અસ્તિત્વ અને તેમના દ્વારા મળતા ગુપ્ત સંદેશાઓ પર વિશ્વાસ રાખે છે. (૪) સિદ્ધિઓને નામે ચમત્કારોના દાવા કરીને ભૂત-પ્રેત આદિમાં વિશ્વાસ, મેસ્મેરિઝમ અને હિપ્નોટિઝમ દ્વારા ચમત્કારોની પ્રવૃત્તિઓ કરે છે. (૫) થિયોસોફીમાં ઈસાઈ, મુસલમાન, બૌદ્ધ અને હિન્દુઓ પરસ્પર વિરુદ્ધ સિદ્ધાંતો માનવા છતાં પ્રવેશ કરી શકે છે.

**વિચાર અને વાર્તાલાપ :** કર્નલ અને મેડમ સિમલા જતાં મેરઠ સ્વામીજીને મળતાં સ્વામીજીએ વિવાદાસ્પદ વાતો પર વિચાર અને વાર્તાલાપ કરવા જણાવ્યું. પરંતુ તેઓએ પૂર્ણ સહકાર આપ્યો નહિ અને સિમલા જતાં રહ્યાં.

**સંબંધ વિચ્છેદ :** સ્વામીજીએ એ જ દિવસે આર્યસમાજની એક સભા બોલાવીને થિયોસાફિકલ સોસાયટી સાથે સંબંધ ન રાખવાની ઘોષણા કરી દીધી અને ત્યારબાદ સ્વામીજીએ ૧૮૮૨માં મુંબઈ પ્રવાસ સમયે વિધિવત્ જાહેરાત કરીને સંબંધ વિચ્છેદ કરી નાખ્યો.

**ભંડો ફૂટી ગયો :** સ્વામી દયાનંદના વિચારોનો અગ્નિ દેશ-વિદેશ-અમેરિકા સુધી પહોંચ્યો હતો. કર્નલ અને મેડમ પણ બધા ધર્મોને થિયોસોફીના ચક્કરમાં લાવીને



ઈસુના ચેલા બનાવવા ઈચ્છતાં હતાં. સ્વામી દયાનંદને પણ ગુરુ બનાવીને ભોળવવા માગતાં હતાં. પરંતુ આર્ષજ્ઞાનના મહાન ઋષિ તેમની ચાલ જાણી ગયા અને તેમનો ભંડો ફોડી નાખ્યો તથા આર્યસમાજથી પૃથક્ કરી નાખ્યાં. આ રીતે સ્વામીજીને ફસાવવાની તેમની માન્યતા ભૂલભરેલી નીકળી, જે સ્વામીજીની આર્ષ દૃષ્ટિ પાસે ધૂળમાં મળી ગઈ અને પોતાના હાથ પાછા પડ્યા. (આ વિષયમાં વિસ્તાર માટે લેખકનું ''મહાભારતથી મહર્ષિ દયાનંદ'' પુસ્તક દૃષ્ટવ્ય છે.)

**મુજફ્ફરનગર–પુનઃ મેરઠ :** સં. ૧૯૩૬ના ભાદરવા સુદ ૧૩, ગુરુવાર (૧૬ સપ્ટેમ્બર, ૧૮૮૦)ના રોજ મુજફ્ફરનગર આવ્યા. અહીં પ્રવચનો અને ઉપદેશમાં મૃતકશ્રાદ્ધ ખંડનથી બ્રાહ્મણોએ પથ્થર ફેંક્યા, પરંતુ સ્વામીજી તેને પુષ્પવર્ષા માનીને હસતા રહ્યા. સ્વામીજી સદા સ્થિતપ્રજ્ઞ રહેતા હતા. તેમના પર પથ્થર કે પુષ્પ વર્ષાનો કોઈ પ્રભાવ પડતો નહિ.

મુજફ્ફરનગરથી સ્વામીજી બીજી ઑક્ટોબર શનિવારના રોજ મેરઠ આર્યસમાજના વાર્ષિક ઉત્સવમાં પધાર્યા અને ત્યાં બે પ્રવચનોમાં થિયોસોફિકલનું મહોરું ખુલ્લું કરીને વાસ્તવિક સ્વરૂપ રજૂ કર્યું. અહીં સ્વામીજીએ સ્વજીવનની કેટલીક ઘટનાઓ બતાવી હતી અને રાષ્ટ્રોત્થાનની યોજના રજૂ કરી હતી.

**દહેરાદૂન :** મુજફ્ફરનગરથી સ્વામીજી ૭ ઑક્ટોબર ગુરુવારે દહેરાદૂન થઈને મેરઠમાં પાંચ દિવસ રોકાઈને ૧૯૩૭ કારતક વદ ૧૦, શનિવાર (૨૭ નવેમ્બર)ના રોજ આગ્રા પધાર્યા.

**આગ્રા :** અહીં સ્વામીજીના વિભિન્ન વિષયો પર પચીસ પ્રવચનો થયાં. સ્વામીજીના ઉપદેશોમાં અદ્ભુત રસ ભરેલો હતો. લોકો દૂર-દૂરથી સાંભળવા આવતા. મનોરંજનપૂર્વક તર્કયુક્ત દલીલોથી તેઓની સામે કોઈ ટકી શકતું નહિ.

**બંગાળી નાસ્તિક :** અહીં એક બંગાળી ડૉક્ટર કટ્ટર નાસ્તિક હતો. તેને પોતાની તર્કશક્તિ પર ગર્વ હતો અને લોકોમાં પણ તેને દલીલોમાં કોઈ જીતી શકે નહિ તેવી છાપ હતી. પરંતુ તેના સ્વામીજી સાથેના બે-ચાર પ્રશ્ન-ઉત્તરોથી બિસ્તરા ગોલ થઈ ગયા અને તેને બોલતાં-બોલતાં મોઢામાં ફીણ આવી ગયાં. લોકો પર સ્વામીજીના તર્કથી સુંદર છાપ પડી.

**જોડા ઉતારાય–પાઘડી નહિ :** આગ્રામાં રોમન કૅથોલિક ઈસાઈઓનું સેન્ટપીટર્સ ચર્ચ પ્રખ્યાત છે. તેના અધ્યક્ષ લાટ પાદરી – બિશપે સ્વામીજીને મળવા માટે આમંત્રણ આપ્યું. સ્વામીજી તેમને મળવા ગયા અને વિભિન્ન વિષયો પર વાર્તાલાપ થયો. ત્યારબાદ સ્વામીજી ગિરજાઘર જોવા માટે ગયા. ત્યાં પ્રહરીએ પાઘડી ઉતારીને અંદર પ્રવેશ કરવા જણાવ્યું. સ્વદેશાભિમાની સ્વામીજીએ સ્પષ્ટ કહ્યું, ''અમારા દેશમાં પાઘડી ધારણ કરી રાખવી એ સન્માનનું સૂચક છે. તમે કહો તો હું જોડા ઉતારી નાખું. કારણ કે જોડા પહેરીને કોઈ પૂજાગૃહમાં જવું એ અમારી સંસ્કૃતિથી વિરુદ્ધ

છે.'' પ્રહરીએ બંને ઉતારવા કહ્યું, જેથી સ્વામીજી અંદરના ભાગમાં ગયા નહિ અને બહાર વરંડામાં રહેલી મૂર્તિઓ જોઈને પાછા ફરી ગયા. સ્વદેશના આચાર અને સંસ્કૃતિના રક્ષક દયાનંદ ગિરજાઘરમાં પાઘડી ઉતારીને ગયા નહિ.

**આર્યસમાજની સ્થાપના :** આગ્રામાં ૨૬ ડિસેમ્બર, ૧૮૮૦ રવિવારના દિવસે આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

**રાધાસ્વામી સાધુ :** આગ્રા રાધાસ્વામી સંપ્રદાયનું કેન્દ્ર હતું. તે મતના સાધુઓ સ્વામીજી પાસે મળવા આવ્યા અને કહ્યું કે, ''અમારા મતમાં મૂર્તિપૂજા અને અવતારવાદનું કોઈ સ્થાન નથી. એ અમારા મતની શ્રેષ્ઠતા છે.'' સ્વામીજીએ કહ્યું કે, ''એ સિદ્ધાંત ઠીક છે, પરંતુ ગુરુને ઈશ્વરથી પણ અધિક માનવા અને તેની સેવાને જ જીવનનું લક્ષ્ય માનવું એ હીનતા છે.'' આ વાર્તાલાપમાં સ્વામીજીએ ગુરુભક્તિ અને ઈશ્વર ઉપાસના વિશે પણ ઉપદેશ આપ્યો.

**મહાન તત્ત્વદર્શી :** આગ્રા કૉલેજમાં બ્રહ્માનંદ પોતાના યુવાકાળમાં અભ્યાસ કરતા હતા. તેઓ એક દિવસ સ્વામીજીના નિવાસસ્થાન પર સત્સંગ માટે આવ્યા. પરંતુ સ્વામીજી ત્યારે હતા નહિ. જેથી સ્વામીજીના શિષ્યો પં. ભીમસેન અને જ્વાલાદત્તને મળીને પૂછ્યું કે, ''તમે કોઈ આત્મદર્શી પુરુષ બતાવી શકો છો ?'' પં. જ્વાલાદત્તે ઉત્તરમાં કહ્યું, વર્તમાન સમયમાં સ્વામીજી શ્રેષ્ઠ આત્મદર્શી છે. અમે તેઓને અનેકવાર સમાધિસ્થ અવસ્થામાં જોયા છે તથા અમોને વેદભાષ્ય લખાવતાં કોઈ કઠિન વિષય આવતાં સ્વામીજી ઓરડાનું કમાડ બંધ કરીને અંદર સમાધિસ્થ થઈને ફરી આવીને લખાવતા હતા. અને તેઓ કહેતા કે, **''મનુષ્ય અંતર્મુખ બનતાં ઈશ્વરીય જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત કરી શકે છે.''**

**ત્રિકાળ સંધ્યા :** પં. કાલિદાસે ત્રિકાળ સંધ્યા વિશે શંકા કરતા સ્વામીજીએ અનેક યુક્તિપૂર્વક ત્રિકાળ સંધ્યા અનાર્ષ હોવાનું અને દ્વિકાળ સંધ્યા આર્ષ હોવાનું સિદ્ધ કર્યું.

**જનગણનામાં ધર્મ અને જાતિ :** સન ૧૮૮૧માં પ્રથમ જનગણનાની કાર્યવાહી ચાલતી હતી ત્યારે સ્વામીજીએ અનુયાયીઓને આદેશ આપ્યો કે ધર્મના ખાનામાં વૈદિક ધર્મ અને જાતિમાં આર્ય લખાવવું જોઈએ.

**ઉપસંહાર :** ટંકારાથી છલકતી ઊછળતી યુવાનીમાં મૃત્યુંજય બનવા નીકળેલા મૂળશંકરે સાંસારિક મોહ-મમતાને ઠોકર મારીને વૈરાગ્યનો કંટકાકીર્ણ પંથ ગ્રહણ કર્યો હતો. વર્ષો સુધી ગંગાકિનારે અવધૂત અવસ્થામાં વિચરનાર સંન્યાસી આજ ઋષિ દયાનંદ રૂપે સ્વદેશ, સ્વજાતિ અને સ્વધર્મ જ નહિ, પરંતુ અશેષ માનવતાની સામે અનેક પડકારોનો સફળતાપૂર્વક સામનો કરી રહેલ છે. લોકહિત અને જનકલ્યાણની પ્રવૃત્તિઓનું સૂત્ર સંચાલન કરી રહેલ છે. આજે એ માત્ર ધર્મ પ્રચારક નહિ, પરંતુ સ્વદેશી જનસમાજની આશાઓ અને આકાંક્ષાઓના પ્રતીક બની રહેલ છે.

• • •



# વીરભૂમિ રાજસ્થાનમાં રણકાર

ભારતવર્ષ અંગ્રેજ–વિદેશી શાસનની એડી નીચે પરતંત્ર હતો. તેમ છતાં દેશી રાજાઓ આંતરિક શાસનમાં સ્વતંત્ર હતા. પરંતુ તે રાજાઓ પાશ્ચાત્ય પ્રવાહમાં તણાઈને પોતાનું પરાક્રમ અને ચારિત્ર્યને ખોઈ બેઠા હતા. અનેક પ્રકારના દુર્ગુણ, દુર્વ્યસન અને ચારિત્ર્યનાશક પ્રવૃત્તિઓમાં ડૂબી ચૂક્યા હતા. વિલાસી જીવનમાં ખદબદતા હતા. અંગ્રેજી શાસનના માંધાતાઓને ખુશ કરવા અને કુર્નિશ બજાવવામાં રચ્યા-પચ્યા રહેતા હતા.

મોટાભાગના રાજાઓ અને સામન્તોને બાદ કરતાં થોડા–ઘણાં રાજાઓ ચરિત્રવાન, પ્રજાપ્રેમી, સદાચારી પણ હતા. તેમ હોવા છતાં તેઓ પોતાના અતીતની ગરિમા અને અસ્મિતાને ખોઈ બેઠા હતા. સ્વધર્મ, સ્વભાષા અને સ્વસંસ્કૃતિના થોડા અંશો કોઈ સ્થળે જોવા મળતા હતા. જેથી સ્વામી દયાનંદે વિચાર કર્યો કે જો રાજસ્થાનના રાજાઓના પ્રાચીન ગૌરવને જગાડવામાં આવે, તેઓના ચરિત્રોને સુધારવામાં આવે અને તેઓમાં સ્વદેશી અને સ્વાભિમાનને જાગૃત કરવામાં આવે, તો દેશનો સુધાર કરવાનું કાર્ય સરળ બની શકે તેમ છે. કારણ કે રાજાના સુધારથી પ્રજામાં તેનું અનુસરણ શીઘ્ર થતું હોવાથી અલ્પ પ્રયત્ને સુધારનું આંદોલન ઘણી તીવ્રતાથી આગળ ધપી શકે તેમ છે. આ યોજનાને લક્ષ્ય કરીને સ્વામીજીએ ફરી એક વાર રાજસ્થાનની ધરતી પર પદાર્પણ કર્યું.

**ભરતપુર :** આગ્રાથી પ્રસ્થાન કરીને સ્વામીજી ૧૯૩૭ ફાગણ સુદ ૧૦, ગુરુવાર (૧૦ માર્ચ, ૧૮૮૧)ના રોજ ભરતપુર પધાર્યા. અહીં દશ દિવસ સુધી વૈદિક આદર્શો પર ધર્મોપદેશ આપ્યો.

**જયપુર :** ભરતપુરથી સ્વામીજી ફાગણ વદ ૫, રવિવાર (૨૦ માર્ચ)ના જયપુર પધાર્યા. અહીં સ્વામીજીનાં અનેક સ્થાનો પર પ્રવચનો થયાં. પં. કાલુરામ શાસ્ત્રીના પ્રયાસોથી અહીં 'વૈદિક ધર્મસભા'ની સ્થાપના થઈ હતી. તે બાદમાં આર્યસમાજરૂપમાં પરિવર્તિત કરવામાં આવી.

**અજમેર :** સં. ૧૯૩૭ વૈશાખ સુદ ૭, ગુરુવાર (૫ મે, ૧૮૮૧)ના રોજ સ્વામીજીએ અજમેરમાં છઠ્ઠી વાર પદાર્પણ કર્યું. અહીં સ્વામીજીના આગમન પૂર્વે (૧૩ ફેબ્રુઆરી) આર્યસમાજની સ્થાપના થઈ ચૂકી હતી. અહીં સાંજે સાતથી રાત્રિના નવ વાગ્યા સુધી વિભિન્ન વિષયો પર વ્યાખ્યાનો થતાં હતાં. બે કલાક સુધી શ્રોતાઓ મધુર ઉપદેશામૃતનું પાન કરતા હતા. અહીં બાવીસ દિવસોમાં સ્વામીજીનાં છવ્વીસ પ્રવચનો થયાં.

**પં. લેખરામની મુલાકાત :** પેશાવરથી પંડિત લેખરામજી (તા. ૧૭ મે) સ્વામીજીના દર્શન માટે આવીને મળ્યા. પંડિત લેખરામજીએ સ્વામીજીને દશ પ્રશ્નો પૂછ્યા અને સ્વામીજીએ તેમના સર્વ સંદેહોનું નિવારણ કર્યું. પંડિતજીની સ્વામીજી સાથેની આ પ્રથમ અને અંતિમ મુલાકાત હતી. સ્વામીજીએ તેઓને અષ્ટાધ્યાયીની એક પ્રત આપી અને પચીસ વર્ષ પછી વિવાહ કરવાનો આદેશ આપ્યો.

**દાઢી અને ચોટી :** સ્વામીજીની હાજરીમાં એક દિવસ ખ્વાજા પીરની દરગાહના દીવાનના કાકા મીર શફીહુસેન અને પં. શાલિગ્રામ શાસ્ત્રી બંને વિવાદે ચડ્યા. જેથી સ્વામીજીએ હસતાં હસતાં મીરસાહેબને કહ્યું, ''જો તમે ખોટી વાત કરશો તો હું તમારી દાઢી પકડીશ.'' અને શાસ્ત્રીજીને કહ્યું કે, ''તમારી ચોટલી પકડીશ અને હું તો સંન્યાસી છું; દાઢી અને ચોટલીના વિવાદથી ઉપર ઊઠીને સત્ય અને ન્યાયની વાત કરીશ.''

**મસૂદા :** મસૂદાના રાવસાહેબ બહાદુરસિંહના નિમંત્રણથી સ્વામીજી જેઠ વદ ૧૨ ગુરુવાર (૨૩ જૂન)ના રોજ મસૂદા આવ્યા. અહીં રાજમહેલ તથા અન્ય સ્થળો પર પ્રવચનો થયાં.

**પાદરી શૂલબ્રેડ સાથે વાર્તાલાપ :** બ્યાવરથી આવેલા પાદરી શૂલબ્રેડ અને દેશી પાદરી બિહારીલાલનો સ્વામીજી સાથે વાર્તાલાપ થયો. તેમાં સ્વામીજીએ તેઓની શંકાનું નિવારણ કરતાં કહ્યું કે, ગોમેધ અને અશ્વમેધથી ગાય અને ઘોડાને મારવાનું વેદોમાં કોઈ વિધાન નથી અને કેટલાક મંત્રોના સાચા અર્થ બતાવ્યા.

**પાપ કોણ અધિક કરે છે :** પાદરી શૂલબ્રેડે પાપ કોણ અધિક કરે છે તેમ પૂછતાં સ્વામીજીએ સ્પષ્ટ કહ્યું કે, ''પુરાણી—હિન્દુઓ કાશીમાં જવાથી, ઈસાઈઓ ઈસુ પર વિશ્વાસ રાખવાથી અને મુસલમાનો 'તોબા' બોલવા માત્રથી પાપ માફ થવાનું માનતા હોવાથી તેઓ અધિક પાપ કરે છે.'' પાદરીએ પૂછ્યું કે, ''આપ ત્રણેમાંથી કયો મત ધરાવો છો ?'' ત્યારે સ્વામીજીએ કહ્યું, ''હું વેદમતાનુયાયી હોવાથી પાપ ક્ષમા થવાનું માનતો નથી. કર્મફળ અવશ્ય ભોગવવું જ પડે છે.''

**બિહારીલાલ :** આ પાદરીએ સ્વામીજીનાં પ્રવચનો રાજમહેલમાં થતાં હોવાના લક્ષ્યથી પૂછ્યું કે, ''આપ રાજાઓ અને શ્રીમંતોને ઉપદેશ આપો છો. પરંતુ સાધારણ લોકોમાં જઈને કેમ ઉપદેશ આપતા નથી ?'' સ્વામીજીએ કહ્યું, ''તેમ નથી. પ્રવચન અને ઉપદેશમાં બધાને આવવાની છૂટ છે. પરંતુ જેને તરસ લાગી હોય તે જ કૂવા પાસે આવે છે, અન્ય નહિ.''

**જૈનોને યજ્ઞોપવીત :** મસૂદામાં શ્વેતાંબર જૈનોની વસ્તી અધિક હતી. તેના એક સાધુ સિદ્ધકરણ સાથે સ્વામીજીનો વાર્તાલાપ થયો અને લેખિત રૂપમાં પણ જૈનમતમાં મુખ પર પટ્ટી બાંધવી, ઉષ્ણ જળ પીવું અને જળના એક ટીપામાં અનન્ત જીવ રહે છે, વગેરે પ્રશ્નોના સાધુ ઉત્તર ન આપી શક્યા. આ ધર્મચર્ચાનો તથા સ્વામીજીના



પ્રવચનોનો જૈનો તથા અન્યો પર ખૂબ જ પ્રભાવ પડ્યો. અનેક જૈન ગૃહસ્થો વૈદિક ધર્મ તરફ આકૃષ્ટ થયા અને સ્વામીજીના આચાર્યત્વમાં યજ્ઞોપવીત ધારણ કરી. વેદ અને અગ્નિહોત્રનો અસ્વીકાર કરનારા જૈનો દ્વારા સામૂહિક યજ્ઞોપવીત ધારણનો આ પ્રસંગ ભારતના ઇતિહાસમાં સર્વપ્રથમ હતો.

**આર્ય કન્યાઓનો ઉદ્ધાર :** આ રાજ્યમાં પછાત અને વનવાસી એવા હિન્દુઓ હતા, જેને મુસ્લિમ શાસનકાળમાં વટલાવી મુસ્લિમો બનાવેલ હતા. પરંતુ તેમાંના થોડા હિન્દુઓ પણ રહી ગયેલા. તે હિન્દુઓ પોતાની કન્યાઓ મુસલમાનોને પરણાવતા હતા. સ્વામીજીએ તેઓની જ્ઞાતિઓના આગેવાનોને સમજાવીને, પ્રેરણા આપીને આ પ્રથા બંધ કરાવી, જેથી આર્યપુત્રીઓને વિધર્મી થતી બચાવી લીધી.

**સન્માન અને વિદાય :** સ્વામીજીની મસૂદાથી વિદાય સમયે રાવ બહાદુરસિંહે રાજમહેલમાં એક સન્માન સમારંભનું આયોજન કર્યું. સ્વામીજીને બગીમાં બેસાડી નગરમાં સરઘસ આકારે ફેરવી રાજમહેલમાં લાવ્યા. અહીં સ્વામીજીએ રાજધર્મ પર પ્રવચન કર્યું. ત્યારબાદ રાવ સાહેબે સન્માનપત્ર આપ્યું તથા સ્વાગત કર્યું. તેમ જ પ્રસ્થાન સમયે દૂર સુધી સ્વામીજીની સાથે રહીને વિદાય આપી.

**રાયપુર :** રાયપુરના ઠાકોર હરિસિંહના આમંત્રણથી સ્વામીજી શ્રાવણ વદ ૯ ગુરુવાર (૧૮ ઑગસ્ટ)ના રોજ રાયપુર પધાર્યા.

**રાજમંત્રી મુસલમાન :** ઠાકોર હરિસિંહ તેમના સ્વજનો તથા અન્ય જનો સાથે સ્વામીજીને મળવા આવ્યા અને ખૂબ જ ભાવપૂર્વક સત્કાર કર્યો. સ્વામીજીએ વાર્તાલાપમાં ઠાકોરને પ્રશ્ન કર્યો કે, ''આપના રાજમંત્રી કોણ છે ?'' હરિસિંહજીએ મુસલમાન હોવાનું જણાવતાં સ્વામીજીએ તેમની આલોચના કરી. તેથી ત્યાંનો મુસ્લિમ સમુદાય નારાજ થયો અને ૨૭ ઑગસ્ટના રોજ તેઓની ઈદનો તહેવાર હતો, તે અવસર પર મુસલમાનોનો એક સમુદાય કાજીની આગેવાની નીચે સ્વામીજીની પાસે આવ્યો. તેઓ સ્વામીજી સાથે વિચારવિમર્શ કરીને ચાલ્યા ગયા.

**વિરક્તભાવ :** ઠાકોર હરિસિંહના રાણીનું (૪ સપ્ટેમ્બરના રોજ) અવસાન થતાં ઠાકોરસાહેબ શોકમગ્ન બન્યા હતા. ઠાકોરના દરબારી સામંતોએ સ્વામીજીને શોક સંવેદના પ્રકટ કરવા માટે ઠાકોર સાહેબને મળવા માટે અનુરોધ કર્યો. સ્વામીજીએ સંન્યાસોક્ત વિરક્તભાવ પ્રદર્શિત કરતાં કહ્યું, ''ભાઈ, મેં તો સાંસારિક સર્વ સંબંધોનો ત્યાગ કર્યો છે. મારા માટે જીવન અને મૃત્યુ સમાન છે. આથી કોઈ પ્રત્યે હર્ષ કે શોક કરવો એ મારું કાર્ય નથી. મારું કાર્ય તો ધર્મોપદેશ અને જનકલ્યાણનું છે.''

**બ્યાવર—મસૂદા :** ભાદરવા સુદ ૧૫, ગુરુવાર (૮ સપ્ટેમ્બર) સ્વામીજી રાયપુરથી પ્રસ્થાન કરી (૯ સપ્ટેમ્બર) બ્યાવર પધાર્યા. અહીં પાદરી શૂલબ્રેડ અને બિહારીલાલ સાથે ફરી વાર્તાલાપ થયો.

સ્વામીજીએ ૨૧ સપ્ટેમ્બરના રોજ મસૂદા આવીને ત્યાં આસો વદ ૩, સોમવાર (૧૦ ઑક્ટોબર)ના રોજ બનેડા પદાર્પણ કર્યું.

**બનેડા–સંસ્કૃતજ્ઞ રાજા :** બનેડાના રાજા ગોવિંદસિંહ સંસ્કૃતજ્ઞ હતા અને તેઓના રાજ્યમાં સંસ્કૃતનો પ્રચાર પણ સારો હતો. રાજાએ જીવ, આત્મા અને પરમાત્મામાં ભેદ વિશે પૂછતા સ્વામીજીએ જીવ અને આત્મા એક જ તત્ત્વ છે, પરંતુ પરમાત્મા જીવાત્માથી ભિન્ન છે; તેમ વિસ્તારથી સમાધાન આપ્યું.

**વેદદર્શન અને મંત્રપાઠ :** રાજાના અનુરોધથી સ્વામીજીએ ચારેય વેદોનાં દર્શન કરાવ્યાં અને ઋગ્વેદના પ્રથમ મંત્રનો સસ્વર પાઠ સંભળાવ્યો.

**સસ્વર વેદપાઠી રાજકુમાર :** રાજા ગોવિંદસિંહે પોતાના બંને રાજકુમારોને સસ્વર વેદપાઠનો અભ્યાસ કરાવેલ હતો. જેથી સ્વામીજી સમક્ષ સામગાન તથા વેદના જટાપાઠ, ક્રમપાઠ અને ઘનપાઠ સંભળાવતાં તેઓએ પ્રસન્ન થઈને રાજકુમારોને વર્ણોચ્ચાર શિક્ષા, સંધિવિષય અને સંસ્કૃતવાક્યપ્રબોધનાં પુસ્તકો આપ્યાં. અહીંના રાજ્ય પુસ્તકાલયમાં વેદો તથા સંસ્કૃતના અન્ય ગ્રંથોને જોઈને સ્વામીજીએ પોતાને ઉપયોગી ગ્રંથોમાંથી જાણકારી પ્રાપ્ત કરી અને નિઘંટુ ગ્રંથના પાઠોની સરખામણી કરી.

**ચક્રાંકિતનું સ્વર્ગ :** શંખ, ચક્ર, ગદા અને પદ્મને તપાવીને શરીર પર છાપ લગાવવાથી સ્વર્ગ પ્રાપ્ત થવાની માન્યતા ધરાવતા ચક્રાંકિત લોકોને સ્વામીજીએ વ્યંગભાવથી કહ્યું કે, ''ભઠ્ઠીમાં કૂદીને ભસ્મ થઈ જાવ તો સીધો મોક્ષ જ મળી જાય ને ?''

**ચિત્તોડ :** સં. ૧૯૩૮ કારતક સુદ ૫, ગુરુવાર (૨૭ ઑક્ટોબર, ૧૮૮૧)ના રોજ સ્વામીજી મેવાડની જૂની પ્રસિદ્ધ રાજધાની અને આર્યજાતિનું કેન્દ્ર રજપૂતાનાના શિરોમણિ ચિત્તોડગઢમાં પધાર્યા. રાજ્યના પદાધિકારીઓ કવિરાજ શ્રી શ્યામલદાસે અને શ્રી મોહનલાલ પંડ્યાએ સ્વામીજીના આતિથ્યનો સર્વ પ્રબંધ કરી રાખ્યો હતો.

**સુઅવસર :** એ સમયે ભારતના વાઈસરૉય લૉર્ડ રિપન દ્વારા એક રેલમાર્ગનું ઉદ્‌ઘાટન તથા ચિત્તોડ (ઉદયપુર)ના મહારાણા સજ્જનસિંહને જી.સી.એસ.આઈ.ની પદવી આપવાની હતી. જેથી શાહપુરાધીશ મહારાજા હરસિંહજી તથા અન્ય રાજાઓ–સામન્તોનો દરબાર ભરાયો હતો.

**મહારાણાની મુલાકાત :** સ્વામીજીનાં પ્રવચનોમાં મેવાડ રાજ્યના સામંતો, જાગીરદારો વગેરે આવીને સત્સંગનો લાભ પ્રાપ્ત કરતા હતા. એક દિવસ મહારાણા સજ્જનસિંહ આવીને શ્રોતાઓની વચ્ચે સામાન્ય મનુષ્યની સમાન ચૂપચાપ બેસી ગયા અને સ્વામીજીનો ઉપદેશ સાંભળતા રહ્યા. પોતાની સમક્ષ એક તેજસ્વી તથા રાજપુરુષ સમાન દેખાતા પુરુષને જોઈને સ્વામીજીએ કહ્યું, ''એમ લાગે છે કે આપ અહીં પ્રથમવાર પધાર્યા છો ?'' તેથી ત્યાં હાજર રહેલા મહારાજા નાહરસિંહજીએ તેઓ ઉદયપુરના મહારાણા સજ્જનસિંહ હોવાનો પરિચય આપ્યો.



સ્વામીજીએ મહારાણાનું સન્માન વ્યક્ત કરતા સ્નેહસિક્ત વાણીથી કહ્યું, ''શ્રીમંત રાણાજી ! આપને આ રીતે સામાન્ય આસન પર બેસવું ઠીક નહિ.''

મહારાણાએ અતિ નમ્રતાથી નિવેદન કર્યું કે, ''પરિવ્રાજક સંન્યાસીની સમક્ષ તો સમ્રાટે પણ નીચે આસન પર બેસવું જોઈએ.'' ત્યારબાદ બંને વચ્ચે સહૃદયતાપૂર્વક વાર્તાલાપ થયો અને સ્વામીજીએ રાજધર્મ અને પ્રજાપાલન વિશે ઉપદેશ આપ્યો. તેમ જ સદાચારના નિયમોનું પ્રતિપાદન કરીને મદ્યપાન તથા વેશ્યાસંગ વગેરેના દોષોનું વર્ણન કર્યું. સ્વામીજીની આવી નીડર વાણી સાંભળીને મહારાણા ખૂબ જ પ્રભાવિત થયા અને રાજધાની ઉદયપુર પધારવા આમંત્રણ આપ્યું.

**માતૃશક્તિને પ્રણામ :** એક દિવસ સ્વામીજી અનેક રાજપુરુષો સાથે ભ્રમણ માટે જઈ રહ્યા હતા. રસ્તામાં એક મંદિર નજીક નાનાં બાળકો રમી રહ્યાં હતાં. તેમાં એક ચાર વર્ષની બાળા પણ હતી. સ્વામીજીએ ત્યાંથી પસાર થતાં શિર નમાવી દીધું. તે જોઈને એક ભક્તે કહ્યું, ''મહારાજ ! આપ ભલે મૂર્તિપૂજાનું ગમે તેટલું ખંડન કરો, પરંતુ દેવમૂર્તિનો પ્રભાવ છે કે આપનું શિર તેની સામે નમી ગયું.'' સ્વામીજી ઊભા રહી ગયા અને ઉત્તર આપ્યો કે, ''મૂર્તિ સમક્ષ નહિ, પરંતુ આ ચાર વર્ષની બાળા જે આપણી જન્મદાયિની માતૃશક્તિ છે તેની સામે મસ્તક નમેલ છે.'' એક સંન્યાસી પરિવ્રાજકના હૃદયમાં રહેલા માતૃશક્તિ પ્રત્યેના આદર ભાવને બધા નિહાળી રહ્યા.

**વ્યથા હૃદયની, કથા આંસુની :** સ્વામીજીને ક્ષત્રિય શિરોમણિ મહારાણા પ્રતાપ અને દુર્ગાદાસ જેવા પૂર્વજોના વારસદારોની અવદશા જોવાનો અવસર પ્રાપ્ત થયો. ક્યાં એ સ્વાધીનતા માટે સંગ્રામ ખેલતા શેરેબબર અને ક્યાં રાજ્ય અને ઇન્દ્રિયોના ગુલામ ! સ્વામીજીએ રજપૂતાનાની અવદશા હૃદયની વ્યથા સાથે જોઈ. જે લોકો વીરતાના આદર્શ, સ્વમાનના પૂજારી અને સ્વાધીનતાની મૂર્તિઓ હતા, તેઓનાં સંતાનોને દયાનંદે વિલાસિતાના ગુલામ, અફીણના બંધાણી અને અંગ્રેજોના ગુલામ જોયા. એક દિવસ સ્વામીજી પોતાના શિષ્ય આત્માનંદ સાથે ચિત્તોડનો કિલ્લો જોવા ગયા. જે વિતરાગ દયાનંદના નેત્રોમાંથી માતા, પિતા અને બહેનોનો વિયોગ આંસુ ન લાવી શક્યો, પરંતુ ચિત્તોડગઢની દશા જોઈને તેઓની આંખમાંથી આંસુ સરી પડ્યા અને ઠંડો નિઃશ્વાસ નાખીને બોલ્યા કે, ''આત્માનંદ ! બ્રહ્મચર્યનો નાશ થવાથી ભારતવર્ષની અધોગતિ થઈ છે અને બ્રહ્મચર્યના પાલનથી જ ફરી આ દેશનો ઉદ્ધાર થઈ શકશે. હું ચિત્તોડગઢમાં એક ગુરુકુલ ખોલવા ઇચ્છું છું.'' (બાદમાં સ્વામી વ્રતાનંદજીએ અહીં ગુરુકુળ સ્થાપીને સ્વામીજીની ઇચ્છા પૂરી કરી.)

**ચિત્તોડથી વિદાય :** સ્વામીજીને મુંબઈ આર્યસમાજના વાર્ષિકોત્સવ પર જવાનું હતું. જેથી મહારાણાએ વિદાય વેળાએ ઉદયપુર પધારવાનું નિમંત્રણ પાઠવ્યું અને વેદભાષ્ય પ્રકાશન માટે ૫૦૦/– રૂ. પ્રદાન કરી ભાવભીની વિદાય આપી.

**ઇન્દોર :** સ્વામીજી માગસર વદ અમાસ બુધવાર (૨૧ ડિસેમ્બર) ઇન્દોર આવ્યા, પરંતુ ત્યાં જાણવા મળ્યું કે મહારાજા તુકોજીરાવ બહારગામ ગયા હતા. અત્રે ન્યાયાધીશ

શ્રી નિવાસરાવે સ્વામીજીનું આતિથ્ય કર્યું. અહીં સ્વામીજીએ એક સપ્તાહ રોકાઈને પ્રવચનો આપ્યાં.

**મુંબઈનો અંતિમ પ્રવાસ :** સં. ૧૯૩૮ પોષ સુદ ૧૦, શુક્રવાર (૩૦ ડિસેમ્બર, ૧૮૮૧ )ના સ્વામીજીએ ભારતના મહાનગર મુંબઈમાં અંતિમવાર પદાર્પણ કર્યું. સ્ટેશન પર આર્ય સભાસદો તથા કર્નલ ઑલ્કાટ વગેરેએ સન્માન કર્યું અને વાલકેશ્વરની ગૌશાળામાં નિવાસ કર્યો.

**વાર્ષિકોત્સવ :** વિશ્વના સર્વપ્રથમ મુંબઈ આર્યસમાજની સ્થાપનાને સાત વર્ષ પૂર્ણ થતાં વાર્ષિક ઉત્સવ તા. ૨૦–૨૧–૨૨ માર્ચ ૧૮૮૨ના ઊજવવામાં આવ્યો. તેમાં પ્રથમ દિવસે બૃહદ્ યજ્ઞ થયો તથા આ પ્રસંગે ગુજરાતી અને દાક્ષિણાત્ય પંડિતોએ સસ્વર વેદ પાઠ કર્યો. તેમાં એક અથવા અધિક વેદસંહિતા કંઠસ્થ હતી, તેવા પંડિતો હતા. તેમને સંબોધિત કરતાં સ્વામીજીએ કહ્યું, ''આ લોકો જ સાક્ષાત્ ચતુર્મુખ બ્રહ્મા છે. જેના મુખથી ચારે વેદ સંહિતાના મંત્રો ગંગાની નિર્મળ ધારા સમાન અવિરત પ્રવાહિત થઈ રહ્યા છે.''

**મનોહર સામગાન :** એક દાક્ષિણાત્ય પંડિતે સામવેદનું તાનપૂરા–તંબૂરા પર સસ્વર ગાન કરીને શ્રોતાઓને વિસ્મિત અને વિમુગ્ધ કરી દીધા. શ્રોતાઓ સામગાનથી ઉત્પન્ન ભાવમાધુરીમાં તલ્લીન થઈ ગયા.

**સ્વામીજીનાં પ્રવચનો :** સ્વામીજીના મુંબઈ નિવાસકાળ સમયમાં લગભગ ૨૫ પ્રવચનો વિભિન્ન સ્થાનો પર તથા વિભિન્ન વિષયો પર સાપ્તાહિક સત્સંગોમાં થયાં હતાં. (આ પ્રવચનોનું સંકલન વર્તમાનમાં **'ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન'** પુસ્તકમાં દ્રષ્ટવ્ય છે) તેમાં બે પ્રવચનોની વિગતો અગત્યની હોવાથી નિમ્ન પ્રસ્તુત છે :

**સાતમું પ્રવચન :** 'મનુષ્યોન્નતિ' વિષય પરનું આ પ્રવચન ૫ ફેબ્રુઆરીના હાલાઈ મહાજન વાડીમાં થયું હતું. તેમાં શેઠ લક્ષ્મીદાસ ખીમજીના અનુરોધથી તે પ્રવચનની સભાના પ્રમુખસ્થાને મોરબી નરેશ ઠાકોર વાઘજી બહાદુર હતા. પ્રવચનની સમાપ્તિ પર ઠાકોર સાહેબ જઈ રહ્યા હતા ત્યારે સ્વામીજીએ તેમને રોકીને કહ્યું, ''આપ જવાની ઉતાવળ શા માટે કરો છો ? આપે અત્યારે જે પ્રવચન સાંભળ્યું છે તે આપનું જ છે.'' સ્વામીજીના આ કથનને ઠાકોર સાહેબ સમજી ન શક્યા ત્યારે તેનો અભિપ્રાય સ્પષ્ટ કરતાં સ્વામીજીએ કહ્યું, ''આ પ્રવચન રજૂ કરનાર આપના જ રાજ્યની પ્રજા છે.''

**પચ્ચીસમું પ્રવચન :** 'યોગ' વિષય પરના આ પ્રવચનમાં સ્વામીજીએ સ્વયં કરેલી યોગસાધનાનો અનુભવ તથા પાતંજલ યોગ વર્ણિત અષ્ટાંગ યોગની વિસ્તૃત વિવેચના કરી હતી તથા હઠયોગની ક્રિયાઓની આલોચના કરી હતી. કષ્ટદાયક આસનોને નટવિદ્યા બતાવીને સ્પષ્ટ કહેલ કે, મનને સ્થિર કરવા માટે આસનનું



વિધાન છે. યોગનો સંબંધ જેટલો મન અને આત્મા સાથે છે, તેટલો શરીર સાથે નથી. આસન તો બહિરંગ યોગ છે. ધારણા, ધ્યાન અને સમાધિ જ યોગનાં અંતરંગ સાધન છે. (વિસ્તાર માટે ઉક્ત પુસ્તક દ્રષ્ટવ્ય છે.)

**ગોરક્ષા અભિયાન :** સ્વામીજીની દ્રષ્ટિએ ગોરક્ષા અને ગોવધ-નિષેધનો પ્રશ્ન માત્ર હિન્દુઓની આસ્થાનો નહિ, પરંતુ તે દેશની આર્થિક સમૃદ્ધિથી સંબંધિત એક રાષ્ટ્રીય પ્રશ્ન પણ હતો. આ માટે આર્યાવર્તના પુનરુદ્ધારના સમરાંગણમાં ખેલતા ઋષિએ કતલખાનામાં ભાંભરડા નાખતી ગાયોનો આર્તનાદ સાંભળ્યો. અહિંસાના એ મહાત્માએ મુંબઈમાં **'ગોકરુણાનિધિ'** પુસ્તક લખીને ગાય અને અન્ય પશુઓના નાશથી દેશને થતા નુકસાનનું વિસ્તૃત રૂપે વર્ણન કર્યું. મુંબઈમાં ગોરક્ષા પર મૂળજી જેઠા માર્કેટમાં પ્રભાવશાળી પ્રવચન આપ્યું.

**આવેદનપત્ર :** સ્વામીજીએ ગોવધ બંધ કરાવવા માટે દેશમાં જનમત જાગૃત કરવા એક યોજના બનાવી. કરોડો હસ્તાક્ષર કરાવીને એ પત્રથી સરકારને ગોવધ બંધ કરાવવા માટે ફરજ પાડવામાં આવે. આ કાર્ય માટે કરુણામૂર્તિ દયાનંદે એ આવેદનપત્રથી મહારાણી વિક્ટોરિયા સુધી પહોંચવું હતું. જે પત્રમાં દેશભરમાંથી ૨,૬૭,૬૨૮ હસ્તાક્ષર પ્રાપ્ત થયા. ત્યાં સુધીમાં સ્વામીજીનું નિર્વાણ થતાં આ કાર્યક્રમ અધૂરો રહી ગયો. આ ઉપરાંત અનેક સ્થાનો પર **'ગોકૃષ્યાદિરક્ષિણી સભા'**ઓ પણ સ્થાપિત કરી હતી.

**શાસ્ત્રાર્થની ચેલેન્જ :** વેંકટેશ્વરાચાર્ય નામના એક પંડિતે તા. ૧૩ જૂન, ૧૮૮૨ના રોજ મુંબઈના સમાચારપત્રમાં જાહેરાત છપાવીને મૂર્તિપૂજા સિદ્ધ કરી બતાવવા માટે શાસ્ત્રાર્થ કરવાની તૈયારી બતાવી. આ જાહેરાતનો ઉત્તર સ્વામીજીના ભક્ત બૅરિસ્ટર શ્રી રામદાસ છબીલદાસે સંસ્કૃત શ્લોકમાં રચીને સ્વામીજીના હસ્તાક્ષર કરીને વેંકટેશ્વરાચાર્યને મોકલી આપ્યો. **''भीतः कदा नाम मृगेन्द्रशावको दीनं मुखं वीक्ष्य मृगाङ्गनायाः''** અર્થાત્ ''શું સિંહબાળ હરણીના દીન મુખને જોઈને ક્યારેય ડરી શકે છે ?'' પં. વેંકટેશ્વરાચાર્ય દૂરથી શાસ્ત્રાર્થની ડિંગ મારતા રહ્યા, પરંતુ સ્વામીજી સામે આવવાનું સાહસ કરી શક્યા નહિ.

**મૂર્તિપૂજા સિદ્ધિ પર ઈનામ :** આર્યસમાજ મુંબઈના સદસ્ય શેઠ મથુરાદાસ લવજીએ એક જાહેરાત છપાવીને પ્રકટ કરી કે, જે વિદ્વાન વેદોમાંથી મૂર્તિપૂજા સિદ્ધ કરી બતાવે તેને પાંચ હજાર રૂપિયા ઈનામ આપવામાં આવશે. પરંતુ મુંબઈના પંડિતો કમલનયન, રામલાલ, ગટ્ટુલાલ કોઈ સ્વામીજીના સામે શાસ્ત્રાર્થ માટે આવ્યા નહિ. શાસ્ત્રાર્થ સમરના શૂરા સેનાપતિ દયાનંદની શાસ્ત્રાર્થની સળગતી શમશેરના તેજ સામે આંખો મીંચીને ઊંઘી ગયા.

**પાદરી જોસેફ કુકને ચેલેન્જ :** પાદરી કુકે પોતાના એક પ્રવચનમાં વૈદિક ધર્મ

પર આક્ષેપ કર્યો હતો. સ્વામીજીએ પત્ર દ્વારા તેમને ૨૨ જાન્યુઆરી, ૧૮૮૨ના રોજ ફરામજી કાસવજી હોલમાં તેમના આક્ષેપોના ઉત્તર આપવામાં આવશે તેમ જણાવ્યું. તેમ જ પાદરી સાહેબ શાસ્ત્રાર્થ માટે તૈયાર હોય તો યથાસ્થાન, યથાસમય આવવા પણ જણાવ્યું. પરંતુ મિ. કુકે પત્રનો ઉત્તર આપવાનો સામાન્ય શિષ્ટાચાર પણ ન બતાવ્યો અને ચૂપચાપ બે દિવસ પહેલાં તા. ૨૦ના રોજ પૂના પલાયન થઈ ગયા. સ્વામીજીએ પ્રવચનમાં નિયમાનુસાર પાદરીના 'ઈસાઈ મત એક માત્ર ઈશ્વરોક્ત ધર્મ છે તથા તે વિશ્વધર્મ બનવાની યોગ્યતા ધરાવે છે' તે મતનું ખંડન કર્યું.

**થિયોસોફી સાથે સંબંધ વિચ્છેદ :** પૂર્વ પ્રકરણમાં સ્વામીજીના મેરઠ પ્રવાસ દરમિયાન થિયોસોફિકલ સોસાયટીના આર્યસમાજ સાથેના સંબંધની ચર્ચા કરવામાં આવી છે. તદનુસાર તેના અંતિમ રૂપમાં સ્વામીજીએ કર્નલ ઓલ્કાટ અને મેડમ બ્લેવેટ્સ્કીને પત્ર લખીને શંકા સમાધાન કરવા માટે એક તક આપી. પરંતુ કર્નલ આવ્યા નહિ અને બહારગામ ચાલ્યા ગયા તથા મેડમે તેમની પાસે પરસ્પર ચર્ચા અને શાસ્ત્રાર્થ માટે સમય નથી એવો મૌખિક ઉત્તર આપ્યો.

આ સ્થિતિમાં સ્વામીજીએ ૨૬ માર્ચના રોજ ફરામજી કાસવજી હોલમાં સંપન્ન સાર્વજનિક સભામાં આર્યસમાજ અને થિયોસોફિકલ સોસાયટીના પ્રારંભના પરસ્પરના સંબંધોની સમીક્ષા રજૂ કરીને તેના આર્યસમાજ સાથેના સંબંધોના વિચ્છેદની જાહેરાત કરી દીધી. સ્વામીજીના મુંબઈ પ્રવાસનું આ એક વિશેષ કાર્ય હતું.

**આર્યસમાજના નિયમો :** મુંબઈ આર્યસમાજની સ્થાપના સમયે અઠ્ઠાવીસ નિયમો બનાવ્યા હતા. ત્યારબાદ લાહોર આર્યસમાજની સ્થાપના સમયે તેને ઉપનિયમનું રૂપ આપીને સાર્વભૌમ એવા દશ નિયમો બનાવ્યા હતા. જેને સ્વામીજીએ મુંબઈ આર્યસમાજની અંતરંગ સભામાં પ્રસ્તાવરૂપે મૂકતાં સ્વામીજીના તે પ્રસ્તાવને માન્ય કરીને લાહોરમાં નિર્ણિત દશ નિયમોને માન્યતા આપવામાં આવી તથા ઉપનિયમોનો પણ સ્વીકાર કરવામાં આવ્યો. આ રીતે સ્વામીજીના મુંબઈના પ્રવાસકાળમાં આ એક મુખ્ય કાર્ય કરવામાં આવ્યું.

**મુંબઈથી પ્રસ્થાન :** સ્વામીજી મુંબઈમાં લગભગ છ માસ સુધી રહ્યા. ત્યાંથી ફરી રાજસ્થાનની યાત્રા પર જવા પ્રસ્થાન કર્યું. તેમાં ઉદયપુર પહોંચતાં વચ્ચે અનેક નગરોમાં રોકાણ કરતા રહ્યા. જેમ કે, ખંડવા–સં. ૧૯૩૯ અષાઢ સુદ ૮, શનિવાર (૧૮૮૨ જૂન ૨૪); ઇન્દોર–અષાઢ વદ ૪, મંગળવાર (જુલાઈ ૪); રતલામ–અષાઢ વદ ૬ ગુરુવાર (જુલાઈ ૬); જાવરા–અષાઢ વદ ૮, શનિવાર (જુલાઈ ૮) ચિત્તોડ–અધિક શ્રાવણ સુદ ૧૦, મંગળવાર (જુલાઈ ૨૫) થઈને અધિક શ્રાવણ વદ ૧૨ ગુરુવાર (ઓગસ્ટ ૧૦)ના રોજ ઉદયપુર પહોંચ્યા.

## મહારાણાની ભૂમિ પર

ઉદયપુરમાં સ્વામીજી મહારાણાના આમંત્રણથી પધાર્યા હતા અને તેઓએ



સ્વામીજીના નિવાસનો પ્રબંધ ગુલાબબાગ સ્થિત નવલખા રાજમહેલ (જે તે સમયે નવ લાખના ખર્ચે બંધાવેલ હતો તે સજ્જન-વિલા)માં કર્યો હતો. સ્વામીજી સાથે તેમના શિષ્યો સ્વામી આત્માનંદ, પં. રામાનંદ અને પં. ભીમસેન શર્મા વગેરે હતા.

સ્વામીજીનો એ વિશ્વાસ હતો કે પ્રજાનો સુધારો રાજાના સુધારા પર આધાર રાખે છે. જેથી તેઓને જ્યાં અવસર મળતો ત્યાં તેઓ શાસકોને સુધારવાનો પ્રયત્ન કરતા હતા. ઉદયપુરમાં મહારાણા સાંગા, મહારાણા પ્રતાપ અને રાણા રાજસિંહ જેવા રણબંકાઓનું ગરમ રક્ત મહારાણામાં પુનઃ સંચાર પામીને સ્વદેશ ભક્તિ જાગૃત થાય. તેમ સ્વામીજી ઇચ્છતા હતા. જેથી અહીં લગભગ છ માસ જેટલા દીર્ઘ સમય નિવાસ કરીને તેમને સુષુપ્તિમાંથી જગાડવાનો પ્રયત્ન કર્યો હતો.

**મહારાણાનો અનુરાગ :** ભારતના રાજાઓમાં તે સમયે જેટલાં દૂષણો જેવાં કે વિલાસિતા, મદ્યપાન, વેશ્યાગમન વગેરે હતાં તથા મૂર્તિપૂજા, પ્રાણી-બલિદાન વગેરે ભ્રમાત્મક માન્યતાઓ હતી, તે બધાં મહારાણામાં પણ હતાં. તેઓ પ્રતિદિન સવાર-સાંજ સ્વામીજીના ઉપદેશમાં આવવા લાગ્યા અને તેથી તેઓમાં ખૂબ જ ઝડપથી સુધારો થવા લાગ્યો.

**સ્વામીજી પાસે અધ્યયન :** મહારાણાએ એક અંતેવાસીના રૂપમાં સ્વામીજીનાં ચરણમાં બેસીને અધ્યયનનો પ્રારંભ કર્યો. પ્રથમ સ્વામીજીએ સરળ પદ્ધતિથી સંસ્કૃત વ્યાકરણનું જ્ઞાન કરાવ્યું. ત્યારબાદ મનુસ્મૃતિના ૭, ૮ અને ૯ અધ્યાય ભણાવ્યા. યોગદર્શન ઉપરાંત ન્યાય અને વૈશેષિક દર્શનનાં ખાસ પ્રકરણો તથા શેષ વૈદિક દર્શનોના પ્રકીર્ણ અંશોનું અધ્યયન કરાવ્યું. પછી મહાભારતના ઉદ્યોગ અને વનપર્વના ઉપયોગી અંશોનું તથા વિદુરનીતિનું વિશેષરૂપે જ્ઞાન આપ્યું.

**મહારાણાની કાયાપલટ :** સ્વામીજીના સત્સંગ-ઉપદેશ અને અધ્યયનના કારણે મહારાણાએ પોતાની દિનચર્યામાં સુધારો કરવા માંડ્યો. પોતાનો સમય વિભાગ નિશ્ચિત કરવા માંડ્યો. પ્રાતઃકાલ જાગરણ અને સંધ્યોપાસના નિયમપૂર્વક કરવા લાગ્યા. મદ્યપાન, વેશ્યાગમન, શૃંગારરસના નૃત્ય ગીત આદિનો ત્યાગ કર્યો અને દિનચર્યાને વ્યવસ્થિત કરીને પ્રજાનાં કાર્યોમાં અધિકાધિક સમય આપવા લાગ્યા.

**બૃહદ્ યજ્ઞ–અગ્નિહોત્ર :** મહારાણાએ પોતાના રાજ્યાભિષેક દિવસ નિમિત્તે નીલકંઠ મહાદેવના મંદિરની નજીક બૃહદ્ યજ્ઞનું આયોજન કરી પોતાના હાથે પૂર્ણાહુતિ કરી હતી. તેમ જ રાજમહેલમાં નિયમિત અગ્નિહોત્ર કરાવવા માટે એક વેદજ્ઞ પુરોહિત રાખવામાં આવેલ હતા.

**નિર્દોષ પશુઓની વકીલાત :** મધ્યકાલીન ધાર્મિક દૂષણોમાં નોરતાં અને દશેરા પર દેવીઓને પાડાઓ અને બકરાઓનાં બલિદાન આપવાની ક્રૂર અને બર્બર પ્રથા હતી, તે મુજબ ઉદયપુરમાં પણ એ દિવસોમાં દશેરા હોવાથી પશુહિંસા થઈ રહી હતી.

સ્વામીજીએ મહારાણાને અપીલ કરતા કહ્યું કે, ''હું મૂક પશુઓ—પાડાઓના વકીલ બનીને આ ક્રૂર પ્રથા બંધ કરવાની દલીલ માંડું છું.'' મહારાણાએ સ્વામીજીના કથનનો સ્વીકાર કર્યો, પરંતુ શતાબ્દીઓથી ચાલતી આ પ્રથા એકસાથે બંધ ન થતાં ધીરે-ધીરે તેને સમાપ્ત કરવામાં આવશે તેમ આશ્વાસન આપ્યું.

**રાષ્ટ્રભાષા પ્રચાર :** સ્વામીજીએ ઉદયપુર રાજ્યમાં ન્યાયાલય અને અન્ય રાજકાર્યમાં અરબી ભાષાના શબ્દોના પ્રયોગના સ્થાને આર્ય—હિન્દી ભાષાના શબ્દો બનાવીને તે પ્રયોગ કરવાનું સૂચવતાં મહારાણાએ તેનો અમલ કર્યો.

**આપ મંદિરના મહંત બનો :** એક દિવસ મહારાણાએ એકાંતમાં અત્યંત વિનમ્ર ભાવે નિવેદન કર્યું કે, ''ભગવન્ ! આપ રાજનીતિના 'સર્વસંગ્રહ' સિદ્ધાંતથી પ્રતિકૂળ હોવાથી મૂર્તિપૂજાનું ખંડન છોડીને એકલિંગ મહાદેવની ગાદીના મહંત બનો તો તેની લાખોની આવકથી વેદભાષ્ય પ્રકાશનાદિમાં વ્યય કરી શકશો. આપ ભલે સ્વયં શિવ—પ્રતિમાનું પૂજન ન કરો, પરંતુ મઠની સંપત્તિ પર આપનો અધિકાર રહેશે અને આપને સંપૂર્ણ રાજ્યના ગુરુ માનવામાં આવશે.'' સ્વામીજી આ પ્રસ્તાવ સાંભળીને પ્રથમ ચકિત થયા પછી તેમણે થોડા આવેશપૂર્વક કહ્યું, **''આપ આ પ્રસ્તાવ કોની સામે મૂકી રહ્યા છો તેની આપને ખબર છે ? મેં જીવનભર મઠો, મંદિરો અને મૂર્તિપૂજાનો વિરોધ કર્યો છે. આપનું રાજ્ય તો એટલું નાનું છે કે હું એક દોટ કાઢીને બહાર નીકળી શકું તેમ છું. પરંતુ આપ એ બતાવો કે, પરમાત્માના આ વિશાળ બ્રહ્માંડરૂપી રાજ્યને છોડીને હું ક્યાં જઈ શકું તેમ છું ? વેદ અને ઈશ્વરની આજ્ઞાનો ભંગ કરવો એ મારા માટે કદી પણ સંભવ નથી.''**

સ્વામીજીના રોષપૂર્ણ મુખમંડળને જોઈને મહારાણા ચોંકી ઊઠ્યા અને વાતને બીજી તરફ વાળીને કહ્યું, ''હું તો આપના વિશ્વાસની દઢતા જાણવા માગતો હતો. મને વિશ્વાસ બેસી ગયો છે કે આપને આપના સિદ્ધાંતથી સંસારની કોઈ પણ વસ્તુ વિચલિત કરી શકે તેમ નથી.''

**સ્વદેશી ભાવના :** સ્વામીજી દેશ કલ્યાણ માટે સ્વદેશીની ભાવના જાગૃત કરતા હતા. સ્વદેશી વસ્ત્રોનું ધારણ કરવાની પ્રેરણા આપતા હતા તથા આયુર્વેદ ચિકિત્સા પદ્ધતિના વિકાસ માટે કાર્યરત રહેતા હતા. તેમ જ તેમણે રાજ્યના કારભારમાં આર્ય—હિન્દી ભાષા અને દેવનાગરી લિપિનો પ્રયોગ પ્રારંભ કરાવ્યો હતો.

**ધર્મના કારણે જાગીર જવા દો :** એક દિવસ સ્વામીજી મહારાણાને મનુસ્મૃતિનું અધ્યયન કરાવતા હતા ત્યારે તેમણે હાજર રહેલા મેવાડના સરદારો અને દરબારીઓ સમક્ષ કહ્યું, ''સ્વામીના ધર્મને અનુકૂળ આજ્ઞાનું પાલન કરવું જોઈએ; અધર્મની આજ્ઞા માનવી નહિ.'' આથી સરદારગઢના ઠાકુર મનોહરસિંહે કહ્યું કે, ''મહારાણા અમારા સ્વામી છે. તેની કોઈ અધર્મયુક્ત આજ્ઞા ન માનીએ તો અમારી જાગીર પડાવી લે.'' સ્વામીજીએ તેના ઉત્તરમાં સ્પષ્ટ કહ્યું, ''રાજકોપના ભયથી કદીપણ અધર્માચરણ કરવું નહિ. ભલે જાગીર ચાલી જાય, તેના કરતાં તો ધર્માચરણપૂર્વક



ભિક્ષા માગીને ખાવું શ્રેષ્ઠ છે.''

**ભારતની સંપૂર્ણ ઉન્નતિ ક્યારે ? :** પં. મોહનલાલ વિષ્ણુલાલ પંડ્યાએ સ્વામીજીને એક મહત્ત્વપૂર્ણ પ્રશ્ન પૂછ્યો કે, ''મહારાજ ભારતની સંપૂર્ણ રાષ્ટ્રીય ઉન્નતિ અને હિત ક્યારે થશે ?'' સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું :

**''એક ધર્મ, એક ભાવ, એક ભાષા અને એક લક્ષ્ય બનાવ્યા વિના ભારતનું પૂર્ણ હિત અને જાતીય-રાષ્ટ્રીય ઉન્નતિ થવી દુષ્કર છે. સર્વ ઉન્નતિઓનું કેન્દ્ર સ્થાન એકતા છે. જ્યાં ભાષા, ભાવ અને ભાવનામાં એકતા આવી જાય, ત્યાં સાગરમાં નદીઓની માફક સંપૂર્ણ સુખ એક-એક કરીને પ્રવેશ કરવા માંડે છે.''**

**દયાનંદનો એકતાનો મહામંત્ર :** આર્યોની ઉન્નતિ માટે એક ઈશ્વર ઓમ્, એક ધર્મ વૈદિક, એક ધર્મગ્રંથ વેદ, એક જાતિ આર્ય, એક ભાષા આર્ય—હિન્દી, એક રાષ્ટ્ર આર્યાવર્ત અને એક અભિવાદન નમસ્તે — એ સપ્તસૂત્રો અભંગ એકતા અને સંગઠનની શૃંખલાને સાંધનારો દયાનંદી **'મહામંત્ર'** છે.

**પંડ્યાજીનો પુનઃ પ્રશ્ન :** શ્રી પંડ્યાજીએ ફરી શંકા કરી કે, ''જ્યારે આપ દેશવાસીઓને વાસ્તવિક એકતા સૂત્રમાં જોવા ઈચ્છો છો, તો મતમતાંતરોનું ખંડન કેમ કરો છો ? તેથી તો ઊલટાની વૈમનસ્યની વૃદ્ધિ થાય છે.'' સ્વામીજીએ ઉત્તરમાં પોતાના હૃદયની ધ્વનિને વ્યક્ત કરતાં કહ્યું :

**''ધર્મના નામે મિથ્યા આચારો અને અંધવિશ્વાસોના પુંજ એવા મતમતાન્તરોનું ખંડન કરવું અત્યાવશ્યક છે. કારણ કે તેના દ્વારા ફેલાએલા પરસ્પરના વિરોધ તથા અનેકતાના કારણે રાષ્ટ્રીય એકતાને ભયંકર હાનિ પહોંચી છે. હિન્દુ ધર્માચાર્યોની સંકુચિત અને સાંપ્રદાયિક મનોવૃત્તિએ સમાજને છિન્નભિન્ન કરીને અનેક ટુકડાઓમાં વેરવિખેર કરી નાખેલ છે.''**

**''આજના આ જીર્ણશીર્ણ, દુર્બળ, નિરાશાગ્રસ્ત તથા જાતપાતની જટિલ જાળમાં ફસાયેલા, સેંકડોમાં વિભક્ત સમાજને પુનઃજીવિત, જાગૃત કરવાની જરૂરત છે. ધર્માચાર્યોના પ્રમાદ અને સંકુચિત વ્યવહારના કારણે લોકો લાચાર બની સ્વધર્મ છોડીને ઈસાઈ અને મુસલમાન બની રહ્યા છે. જ્યાં સુધી તેમાં આવેલી જડતા, કૂપમંડૂકત્વની ભાવના તથા અંધાનુકરણની પ્રવૃત્તિનો નાશ ન થાય, ત્યાં સુધી ગતાનુગતિ અને યથાસ્થિતિ બની રહેશે. તેને દૂર કરી સમાજમાં નવચેતના લાવવી અતિ આવશ્યક છે.''**

**''આ મહાન ઉદ્દેશ્યની પૂર્તિ માટે હું વ્યક્તિગત માન-અપમાનની ચિંતા કર્યા વિના સમાજના પ્રત્યેક વર્ગને પ્રેરણા અને ઉદ્‌બોધન કરતો સર્વત્ર ભ્રમણ કરી રહ્યો છું. મને મારા પથથી વિચલિત કરવા માટે અનેક શારીરિક યાતનાઓ તથા ઝેર આપીને મારી નાખવાની ચેષ્ટાઓ કરવામાં આવી છે. તેમ છતાં હું મારા ઉદ્દેશ્યની તરફ નિરંતર આગળ વધી રહ્યો છું. જેમાં ઈશ્વરની મહાન કૃપા છે.''**

**જો બે-ચાર દયાનંદ હોત :** સ્વામીજીની આ ઓજપૂર્ણ અને લોકહિતની ભાવનાની વાણી સાંભળીને ગદ્‌ગદ કંઠથી પંડ્યાજી બોલી ઊઠ્યા કે, ''મહારાજ ! બે-ચાર ધર્માચાર્યો આપ જેવા વિચારના મળી જાય તો અતિ અલ્પ સમયમાં ભારત પોતાના લુપ્ત થયેલા ગૌરવને પુનઃ પ્રાપ્ત કરી લે તેમાં કોઈ શંકા નથી.''

**મુસ્લિમ જજ સાથે શાસ્ત્રાર્થ :** ઉદયપુરના ન્યાયાધીશ મૌલવી અબ્દુલ રહેમાનની સાથે સ્વામીજીનો એક સપ્તાહ સુધી શાસ્ત્રાર્થ થયેલ. તેમાં અંતિમ દિવસે મહારાણા હાજર રહ્યા અને સ્વામીજીના કથનનું અનુમોદન કર્યું. (આ શાસ્ત્રાર્થ લિપિબદ્ધ કરવામાં આવેલ, જે **'દયાનંદ શાસ્ત્રાર્થ સંગ્રહ'** પુસ્તકમાં દૃષ્ટવ્ય છે.)

**સ્મારક ચિહ્નનો વિરોધ :** એક દિવસ કવિરાજ શ્યામલદાસે સ્વામીજીને કહ્યું કે, ''આપ જેવા મહાપુરુષનું કોઈ યોગ્ય સ્મારક ચિહ્ન બનાવવું જોઈએ.'' સ્વામીજીએ તેનો વિરોધ કરતાં કહ્યું, **''હું વ્યક્તિ પૂજાનો વિરોધી છું. મારી તો ઇચ્છા છે કે મૃત્યુ પછી મારા શરીરની રાખ કોઈ ખેતરમાં નાખવામાં આવે, જે ખાતરના કામમાં આવે.''** વિભિન્ન પ્રકારનાં જડ સ્મારકો મૂર્તિપૂજાનાં કેન્દ્ર બનતાં હોવાથી સ્વામીજી તેના વિરોધી હતા.

**અમૂર્તનું ધ્યાન :** એક દિવસ મહારાણાએ મૂર્તિ વિના ધ્યાન કેવી રીતે કરી શકાય તેમ પૂછતાં સ્વામીજીએ કહ્યું, ''ઈશ્વરની ઉપાસના કરતી સમયે કોઈ મૂર્તિમાન પદાર્થનું ધ્યાન ન કરવું જોઈએ. ઈશ્વર સર્વશક્તિમાન, સૃષ્ટિના કર્તા, ધર્તા, પાલનકર્તા છે. તેના મહિમાનું સ્મરણ કરીને તેનાં ગુણ-કર્મ અને સ્વભાવનું ચિંતન કરવું એ જ ધ્યાન છે.''

**આ આર્યસમાજ છે :** ઉદયપુરથી સ્વામીજીએ ફરૂખાબાદ નિવાસી લાલા કાલીચરણને પત્રમાં લખ્યું હતું કે, ''તમે આર્યસમાજની પત્રિકામાં નાટકનો વિષય છાપો છો તે અનુચિત છે. તે છાપવું એ ભડવાઈ છે. આ આર્યસમાજ છે, ભડવા સમાજ નથી.''

**હિન્દીનું સમર્થન :** સ્વામીજીએ એક પત્ર દ્વારા ફર્રૂખાબાદ તથા મેરઠ આર્યસમાજોને નિર્દેશ કરેલ કે, સરકાર દ્વારા શિક્ષા સુધાર માટે નિયુક્ત હંટર કમિશન સમક્ષ શિક્ષણના માધ્યમ રૂપમાં દેવનાગરી લિપિમાં લખવામાં આવતી હિન્દી—આર્યભાષાની રજૂઆત કરવી. સ્વામીજીએ સુધારનાં મુખ્ય કાર્યો હિન્દી ભાષા પ્રચાર અને ગોરક્ષાનો પ્રારંભ ઉદયપુરથી કરેલ હતો.

**પરોપકારિણી સભાનું નિર્માણ :** ઋષિવર દયાનંદની દૂરદર્શિની દૃષ્ટિને પોતાના મૃત્યુનો જાણે પૂર્વાભાસ થઈ ગયો હોય તેમ પોતાનું ભૌતિક શરીર ન રહે ત્યારે પણ તેઓ દ્વારા પ્રારંભ કરેલ પ્રવૃત્તિઓ શાસ્ત્રપ્રચાર, વૈદિકધર્મનો દેશ-દેશાન્તરમાં પ્રચાર અને પ્રસાર, અનાથ અને અબળા સંરક્ષણ જેવાં લોકહિતનાં કાર્યો નિરંતર



ચાલુ રહે તે માટે મેરઠ નિવાસકાળ સમયે પરોપકારિણી સભાની સ્થાપના કરી તેને પંજીકૃત—રજિસ્ટર કરાવેલ હતી. પરંતુ ત્યારબાદ તેમાં પરિવર્તન જરૂરી હોવાથી તેની પુનઃ રચના કરીને ઉદયપુરમાં એક સ્વીકારપત્ર—વસિયતનામું તૈયાર કર્યું અને તેને સં. ૧૯૩૯ મહાવદ ૫, મંગળવારે (૨૭ ફેબ્રુઆરી, ૧૮૮૩)ના રોજ મેવાડની શાસકીય કચેરીમાં નિયમાનુસાર રજિસ્ટર—પંજીકૃત કરાવ્યું. તેમાં સ્વામીજીએ ૨૩ સભ્યો અને વસિયતનામાના ૧૪ નિયમોનું આલેખન કરીને પોતાના હસ્તાક્ષર કર્યા. તેના પ્રારંભિક ભાગમાં નિમ્ન ઉલ્લેખ છે કે—

*''હું સ્વામી દયાનંદ સરસ્વતી નિમ્ન લિખિત નિયમો અનુસાર ત્રેવીસ સજ્જન—આર્ય પુરુષોની સભાને મારાં વસ્ત્ર, પુસ્તક, ધન અને યંત્રાલય વગેરેના સર્વસ્વનો અધિકાર આપું છું અને તેનો પરોપકારી—સત્કાર્યોમાં વિનિયોગ કરવા માટે અધ્યક્ષ બનાવીને હું આ સ્વીકારપત્ર લખી આપું છું કે જેથી એ સમય પર કામ આવે.''*

આ રીતે સ્વામીજીએ પરોપકારિણી સભાને પોતાની ઉત્તરાધિકારિણી બનાવીને વ્યવસ્થા કરી હતી, જેથી ભવિષ્યમાં કોઈ તેમના નામે ગાદીપતિ કે મહંત, મઠાધીશ બનીને પાખંડ ચલાવીને જનતાને વૈદિક ધર્મથી વિમુખ કરી શકે નહિ. આ સ્વામીજીની ભવિષ્યકાલીન દીર્ઘદૃષ્ટિ હતી.

**વિદાય સન્માન :** સ્વામીજી ઉદયપુરમાં લગભગ સાડા છ મહિનાથી અધિક સમય રહ્યા. અહીં 'સત્યાર્થપ્રકાશ' જેવા કાલજયી મહાગ્રંથ તથા વેદભાષ્યનું લેખન કાર્ય કર્યું. વિદાય સમયે મહારાણા સજ્જનસિંહજીએ વેદભાષ્ય પ્રકાશન માટે ૧૨૦૦/— રૂ. અર્પિત કરી પોતાની શ્રદ્ધાના પ્રતીકરૂપે રેશમી ઉત્તરીય વસ્ત્ર અર્પણ કર્યું. આ ઉપરાંત પોતાના હસ્તાક્ષરયુક્ત એક અભિનંદન પત્ર સ્વામીજીના ચરણોમાં સમર્પિત કર્યું અને પુનરાગમનની પ્રાર્થના સાથે તેઓને વિદાય આપી.

• • •

# મહાપ્રસ્થાનના પથ પર

## શાહપુરા

ઉદયપુરથી સ્વામીજી સં. ૧૯૩૯ મહા વદ ૭, ગુરુવાર (૧ માર્ચ, ૧૮૮૩)ના રોજ નિમ્બાહેડા ગયા. ત્યાંથી ચિત્તોડ ગયા અને ત્યાં એક સપ્તાહ રોકાઈને મહા વદ ૧૪ ગુરુવાર (૮ માર્ચ)ના રોજ શાહપુરા પધાર્યા.

**રાજાધિરાજ નાહરસિંહ :** શાહપુરા નરેશ નાહરસિંહજી બુદ્ધિમાન, વિચારશીલ તથા પ્રજાહિતમાં રુચિ રાખનાર હતા. તેઓ સ્વામીજીના પરમ ભક્ત હતા અને સ્વામીજીને પોતાના રાજ્યમાં પધારવા આગ્રહપૂર્વક વિનંતી કરી હતી. તેઓએ સ્વામીજીના આતિથ્યની સુંદર વ્યવસ્થા કરી હતી.

**સ્વામીજી પાસે અધ્યયન :** શાહપુરા નરેશ પ્રતિદિન સાંજે છ થી નવ વાગ્યા સુધી સ્વામીનાં ચરણોમાં બેસીને અધ્યયન કરતા હતા. એક કલાક ધર્મ સંબંધી શંકાઓનું સમાધાન કરવામાં આવતું હતું અને બે કલાક પ્રક્ષિપ્ત ભાગ છોડીને મનુસ્મૃતિ, સંપૂર્ણ યોગદર્શન તથા વૈશેષિક દર્શનનાં કેટલાંક સૂત્રોનું અધ્યયન કરતા હતા. તેમ જ ક્રિયાત્મક રૂપમાં પ્રાણાયામના વિધિનો પણ અભ્યાસ કર્યો હતો.

**સંસ્કાર સિંચન :** સ્વામીજીએ શાહપુરાધીશને રાજપ્રશાસન સંબંધી શિક્ષા આપીને તેમાં સુધાર કરાવ્યો હતો. તેમ જ રાજકુમારોને શાસ્ત્રોની શિક્ષા માટે સલાહ આપેલ અને સ્વામીજીના હાથે યુવરાજ ઉમેદસિંહ[1] અને કુમાર સરદારસિંહનો યજ્ઞોપવીત સંસ્કાર કર્યો હતો તથા તેઓની શિક્ષા માટે આર્ય સંન્યાસીઓને નિયુક્ત કર્યા હતા. ત્યાર બાદ તેઓના વંશજોને શિક્ષા પણ આર્ય વિદ્વાનો દ્વારા થઈ હતી.

**યજ્ઞશાળા :** સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈને મહારાજાએ રાજભવનમાં તેમની ઈચ્છાનુસાર એક યજ્ઞશાળા બનાવી. તેમાં પ્રતિદિન યજ્ઞ કરતા હતા. તે સમયથી આજે પણ તેમના વંશજો દ્વારા ત્યાં પ્રતિદિન યજ્ઞ થઈ રહ્યો છે.

**રામસ્નેહી મહંત :** શાહપુરામાં રામસ્નેહી સંપ્રદાયની મુખ્ય પીઠ છે. તેઓ રામનામ જપને મોક્ષનું કારણ માને છે. નગરજનોએ આ સંપ્રદાયના પીઠાધિપતિ સાધુ હિંમતરામને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા કહ્યું, પરંતુ તેણે ઈન્કાર કર્યો કે, ''ભાઈ ! અમે તો રામ રામ બોલીએ છીએ. અમારું શાસ્ત્રાર્થમાં કામ નહિ.''

**રામસ્નેહીઓનો મેળાપ :** એ સમયે રામસ્નેહીઓનાં ફૂલડોલનો મેળો હતો તેમાં

---

૧. **સંસ્મરણ :** આ લેખકની સુસ્મરણની દાબડીમાં બાળપણથી લઈને અત્યાર સુધીમાં અનેક સુપ્રસિદ્ધ આર્ય સંન્યાસીઓ, વિદ્વાનો અને મહાનુભાવો જેઓ ટંકારા ઋષિ જન્મભૂમિના દર્શને આવતા તેઓના મેળાપની અમૂલ્ય તકો પ્રાપ્ત થયેલ છે. તે સંસ્મરણમાં શાહપુરા નરેશ ઉમેદસિંહજીનો પણ સમાવેશ થાય છે.



અનેક વૈશ્યો આવેલા. તેઓ સ્વામીજીને મળવા આવતા સ્વામીજીએ તેઓને ઉપદેશ આપ્યો કે, ''માત્ર રામ-નામ રટવાથી શું લાભ ? જેવી રીતે લાડુ-લાડુ બોલતાં રહેવાથી તે મળી જતાં નથી, તેમ માત્ર નામ રટણથી પણ ઈશ્વર પ્રાપ્તિ થતી નથી. પરંતુ ઈશ્વરના પ્રણવ—ઓમ્ નામનો જપ અને સાથે તેનું અર્થ ભાવન કરવું જોઈએ.''

**રાજપુરોહિત છત્રમલ વ્યાસ :** આ પંડિતજી એક દિવસ સ્વામીજીને મળવા આવ્યા. સ્વામીજીએ તેને કોઈ શંકા હોય તો પૂછવા જણાવ્યું. તેઓએ કોઈ જ શંકા નથી તેમ કહ્યું, જેથી સ્વામીજીએ કહ્યું, **''यश्च मूढ़तमो लोके यश्च बुद्धैः पराङ्गतः । द्वौ हीमौ सुखमेधेते क्लिश्यत्यन्तरितो जनः ॥''** અર્થાત્ સંસારમાં કાં તો સર્વથા મૂઢ અને કાં તો અત્યંત બુદ્ધિમાન બે જ સુખી હોય છે, બાકીના તો શંકાગ્રસ્ત રહે છે.

**બિહારીલાલની શંકા :** બિહારીલાલ નામક એક સંસ્કૃતના વિદ્યાર્થીએ પાણિનીય અષ્ટાધ્યાયીનાં બે સૂત્રોના આધારે મૂર્તિપૂજા વિષયમાં શંકા કરતા સ્વામીજીએ તેનું સમ્યક્ સમાધાન કર્યું.

**જોધપુરનું નિમંત્રણ :** સ્વામીજીના ઉદયપુર નિવાસ સમયે જોધપુરના મહારાજાનું નિમંત્રણ મળેલ અને ત્યારબાદ શાહપુરામાં પણ પુનઃ નિમંત્રણ પ્રાપ્ત થતાં સ્વામીજીએ જોધપુર જવાની તૈયારી કરવા માંડી.

**શાહપુરાધીશની ચેતવણી :** રાજાધિરાજ નાહરસિંહને સ્વામીજીના જોધપુર જવાની જાણ થતાં ચિંતા થઈ, કારણ કે જોધપુર નરેશના વેશ્યાગામી ચરિત્ર અને હજૂરિયા દરબારીઓની ખુશામતથી તેઓ પરિચિત હતા. તેથી તેમણે સ્વામીજીની સેવામાં નિવેદન કર્યું કે, ''મહારાજ ! આપ જોધપુર જાઓ છો, પરંતુ ત્યાં વેશ્યાવૃત્તિનું અધિક ખંડન ન કરતા.'' સ્વામીજીએ અવિચલિત અને પ્રશાન્ત સ્વરમાં ઉત્તર આપ્યો કે —

**''રાજન્ ! મોટા-મોટા કાંટાવાળાં વૃક્ષોને છેદવા માટે નખ કાપવાની નરેણી કામ નથી આવતી, તેનાં ઉચ્છેદન માટે તો તીક્ષ્ણ ધારદાર હથિયારની જરૂર પડે છે.''**

**શાહપુરાથી વિદાય :** શાહપુરાધીશ નાહરસિંહજીએ સ્વામીજીને વિદાય વેળાએ વેદભાષ્ય માટે રકમ ભેટ ધરી, અભિનંદન પત્ર સમર્પિત કર્યું અને વૈદિક ધર્મના પ્રચારાર્થે ઉપદેશકની નિયુક્તિ માટેના ખર્ચ માટે વચન આપ્યું તથા અત્યંત શ્રદ્ધા અને ભાવપૂર્વક વિદાય આપી.

**અજમેર :** શાહપુરાથી સ્વામીજી સં. ૧૯૩૯ વૈશાખ વદ ૪, શનિવાર (૨૬ મે, ૧૮૮૩)ના રોજ પ્રસ્થાન કરીને બીજે દિવસે (તા. ૨૭ મે) અજમેર પધાર્યા.

**હું સત્યનો ઉપદેશ કરીશ :** અજમેરના આર્ય પુરુષોએ સ્વામીજીને જોધપુર ન જવા અનુગ્રહ કર્યો કે, ''જોધપુરની ભૂમિ રૂક્ષ અને ઉજ્જડ છે. એટલું જ નહિ, પરંતુ ત્યાંના લોકો નિષ્ઠુર, કઠોર, અજ્ઞાની અને સંવેદનારહિત છે. ત્યાંના લોકો સત્ય ઉપદેશથી વિરોધી બનીને આપને હાનિ પહોંચાડે, જેથી ત્યાં જવું શ્રેયસ્કર નથી.''

સ્વામીજીએ જરા પણ ચિંતા અને ભય સિવાય ઉત્તર આપ્યો કે, **"ભલે લોકો મારી આંગળીઓને વાટ બનાવીને સળગાવે તો પણ હું ત્યાં સત્યોપદેશ કરીશ."**

**જોધપુર :** સ્વામીજી અજમેરથી ૨૮ મે રાત્રિના રેલવે દ્વારા પ્રસ્થાન કરીને ૨૯ મેના રોજ પાલી સ્ટેશન પહોંચ્યા. (અહીં સુધી જ રેલવે હોવાથી) જોધપુર મહારાજા તરફથી સ્વામીજીને લેવા માટે એક હાથી, ત્રણ રથ, એક સેજ ગાડી, ત્રણ ઊંટ અને ચાર સવારો આવ્યા હતા. રસ્તામાં એક દિવસ રોહટ વિશ્રામ કરીને જોધપુર જવા ઊપડ્યા. જ્યારે જોધપુર બે ગાઉ દૂર હતું, ત્યારે પ્રાતઃકાલ વાયુસેવન માટે પગપાળા ચાલવા લાગ્યા અને ૧૯૩૯ વૈશાખ વદ ૧૦, ગુરુવાર (૩૧ મે, ૧૮૮૩)ના રોજ જોધપુર પધાર્યા.

**નિવાસ-સ્વાગત :** સ્વામીજીને મિયાં ફૈજુલ્લાખાંના ઉદ્યાનમાં વિશાળ કોઠી-મહાલયમાં ઉતારો આપ્યો. રાજ્ય તરફથી ભોજન વગેરેની વ્યવસ્થા કરવામાં આવી. સુરક્ષા માટે ચાર સેવકો-નોકરો રાખવામાં આવ્યા. સ્વામીજીના આગમનના સમાચાર મળતા કર્નલ પ્રતાપસિંહ અને રાવરાજા તેજસિંહ સ્વામીજીના સ્વાગત-સેવા માટે આવ્યા અને પર્યાપ્ત સમય સુધી વાર્તાલાપ કર્યો.

**મહારાજા જશવંતસિંહ :** જોધપુર નરેશ જશવંતસિંહ પ્રથમ નંબરના વિલાસી, વેશ્યાગામી, મદ્યપાની તથા હજૂરિયા-ચાપલૂસ દરબારીઓથી ઘેરાયેલા રહેતા હતા. બહુવિવાહ તો સામાન્ય પ્રથા હતી. આ ઉપરાંત રખાતો રાખવાની ફેશન બની ગઈ હતી. રાજમહેલમાં અનેક ષડ્યંત્રો ચાલતાં હતાં.

**મહારાજાની મુલાકાત :** સ્વામીજીને મળવા માટે મહારાજા જશવંતસિંહે ખાસ કોઈ તત્પરતા બતાવી નહિ. તેઓ સત્તાવીસ દિવસો પછી ૨૬ જૂનના સ્વામીજીને મળવા માટે આવ્યા. વેદભાષ્ય માટે થોડી રકમ સ્વામીજીનાં ચરણોમાં ભેટ ધરી. સ્વામીજી ખુરશી પર બેઠા હતા અને મહારાજા નીચે બેસવા જતા હતા, જેથી સ્વામીજીએ તેઓને પોતાની પાસે ખુરશી પર બેસાડ્યા. ક્ષેમકુશળ પૂછ્યા બાદ સ્વામીજી સાથે ત્રણ કલાક ધર્માલાપ ચાલતો રહ્યો. તેમાં મનુસ્મૃતિના આધાર પર રાજધર્મનો ઉપદેશ આપ્યો. સ્વદેશ-પ્રેમ, પ્રજાપાલન, ન્યાય વ્યવસ્થા વગેરે પર પુરુષાર્થ કરવા સૂચના આપી. દેશદ્રોહ અને પારસ્પરિક ફાટ-ફૂટના દોષો પર પ્રકાશ પાડ્યો. પ્રવચન સમાપ્તિ પછી મહારાજાએ નિવેદન કર્યું કે, આપ જ્યાં સુધી અત્રે નિવાસ કરો, ત્યાં સુધી આપના ઉપદેશથી લોકોને કૃતાર્થ કરતા રહેશો. આગળ પણ ક્યારેક મહારાજા સ્વામીજીની પાસે આવીને અથવા તેઓને પોતાના મહેલમાં બોલાવીને ઉપદેશ પ્રાપ્ત કરતા રહ્યા. પરંતુ સ્વામીજીના ઉપદેશોને આચરણમાં મૂકવાનો કેટલો પ્રયાસ કર્યો તે શંકાસ્પદ છે.

**પ્રવચનો :** સ્વામીજીના જોધપુર આગમનના બીજા દિવસથી ફૈજુલ્લાખાંની કોઠીના મેદાનમાં સાંજે ચારથી છ પ્રવચનો થવા લાગ્યાં. લોકો તેનો લાભ ઉઠાવવા માંડ્યા.



આ પ્રવચનોમાં રાજાઓના ચારિત્ર્ય, દુર્ગુણો, દુર્વ્યસનો અને વેશ્યાગમનની તીવ્ર આલોચના કરતા હતા અને તેને દેશની અધોગતિનું કારણ જણાવતા હતા. પ્રવચનમાં સ્વામીજી મૂર્તિપૂજા, મૃતક શ્રાદ્ધ, બાલવિવાહ વગેરેનું ખંડન કરતા હતા. પરંતુ સાથે નિરાકાર ઈશ્વરની ઉપાસના, સદાચાર, ગોરક્ષા, આર્યભાષા વગેરે રચનાત્મક વિષયો પર પ્રભાવશાળી વાણીનો પ્રવાહ વહાવતા હતા.

**હું સત્ય જ કહીશ :** એક દિવસ રાવરાજા તેજસિંહે સ્વામીજીને વિનમ્રતાથી કહ્યું, "મહારાજ ! આપ અમારા મહારાજાના ચારિત્ર્ય સંબંધમાં કાંઈ બોલશો નહિ." સ્વામીજીએ થોડા આવેશપૂર્વક ઉત્તર આપ્યો કે, "શું આપ મને અસત્ય બોલાવવા માંગો છો ? યાદ રહે હું જે બોલીશ તે સત્ય જ બોલીશ, તેમ છતાં હું કોઈના નામનિર્દેશપૂર્વક અથવા અસભ્યતાપૂર્વક કથન કરતો નથી."

**સ્વામી ગણેશપુરી :** રાવરાજા જવાનસિંહે નજીકના બોરૂંદા ગામથી સ્વામી ગણેશપુરીને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ માટે બોલાવ્યા. પરંતુ તે શાસ્ત્રાર્થ માટે તૈયાર ન થયા. તેણે સ્પષ્ટ કહ્યું કે, "હું સ્વામીજીથી પરિચિત છું, તેમના ગ્રંથો પણ વાંચ્યા છે. મારામાં સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવાની યોગ્યતા નથી."

**ચક્રાંકિતોની સમાલોચના :** સ્વામીજીએ એક દિવસ પ્રવચનમાં ચક્રાંકિતોની આલોચના કરી. તેથી ચક્રાંકિતો ચિડાયા અને તેમાંના વૈષ્ણવ વિજયસિંહ મહેતાએ તેના ગુરુ શ્રી રામ પાર્વતીયને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ માટે તૈયાર કર્યા. શ્રી રામે શાસ્ત્રાર્થના ન્યાયાધીશ રૂપે વિજયસિંહને રાખવાનો આગ્રહ કર્યો. પરંતુ એક તો તે વૈષ્ણવ હતો અને બીજું એ સંસ્કૃત જાણતો ન હતો. જેથી સ્વાભાવિક જ સ્વામીજીએ તેનો ન્યાયાધીશ રૂપમાં સ્વીકાર કર્યો નહિ, જેથી શ્રી રામે શાસ્ત્રાર્થ કર્યો નહિ. પરંતુ સ્વામીજીએ ચક્રાંકિત મતનું મૂળ મનાતા વેદમંત્ર **— पवित्रं ते विततं** ..... (ઋ. ૯ : ૮૩ : ૧) નો વાસ્તવિક અર્થ બતાવીને તિલક, છાપ વગેરેનું ખંડન કર્યું. તેથી જ રામાનુજ વૈષ્ણવ મતાનુયાયીઓ વિરોધી બની ગયા.

**ફૈજુલ્લાખાં :** જોધપુર રાજ્યના આ દીવાન—મંત્રી પદ પર કાર્ય કરનારનું ખૂબ વર્ચસ્વ હતું. તેઓ રાજ્યના કર્તા-ધર્તા બની બેઠેલ હતા. આ ફૈજુલ્લાખાં સ્વામીજીને ત્રણવાર મળવા આવ્યા હતા. એક દિવસ પ્રવચનમાં સ્વામીજીએ ઈસ્લામની અવૈજ્ઞાનિક અને તર્કરહિત વાતોનું ખંડન કર્યું. જેથી ફૈજુલ્લાખાંનો ભત્રીજો મહમદખાન ક્રોધિત થઈને તલવારની મૂઠ પર હાથ રાખીને બોલ્યો કે, "અમારા મતના વિષયમાં તમે કાંઈ ન બોલો."

અત્યંત મૃદુ સ્વરે સ્વામીજી બોલ્યા, *"બેટા ! તારા મોઢામાં હજી દૂધિયા દાંત છે. તલવાર પર હાથ રાખતાં આવડે છે, પરંતુ તેને મ્યાનથી બહાર કાઢવી મુશ્કેલ છે. જો હું તારા જેવાની ધમકીઓથી ડરતો હોત અને પ્રાણની ચિંતા કરતો હોત તો ધર્મોપદેશ અને આટલું મોટું જોખમ ઉઠાવીને ફરી શકત નહિ. બેસી જા ભાઈ !"* લજ્જા પામીને મહમદખાન ચૂપ થઈ ગયો.

**.....તો જીવતા ન જાત :** સ્વામીજીનો આ નીડર અવાજ સાંભળીને મિયાં ફૈજુલ્લાખાં શરમાયા, પરંતુ મનમાં દ્વેષથી સળગીને સ્વામીજીના વિરોધી બની ગયા અને એક દિવસ વાર્તાલાપમાં મિયાં સાહેબ બોલ્યા કે, ''અત્યારે જો મુસલમાનોની સત્તા હોત તો તમે જીવતા ન જાત.''

સ્વામીજીએ કોઈ પણ થડકારા વિના ઉત્તર આપ્યો, *''ખાં સાહેબ ! જો એવો અવસર આવે તો હું થરથરી ન જાઉં અને ચૂપચાપ બેસી પણ ન રહું. જો કોઈ ઔરંગઝેબી શાસનમાં મને હાનિ પહોંચાડે, તો હું પણ કોઈ શિવાજી, દુર્ગાદાસ અથવા રાજસિંહ જેવા વીર રાજપૂતની પીઠ થાબડી દેત અને તેને એવું શૂરાતન ચડાવત કે મુસલમાનોના હોંશ ઊડી જાય.''* કોપાવિષ્ટ ખાં સાહેબે મૂંગા રહેવું જ ઉચિત માન્યું.

**ઈશ્વર રક્ષક છે :** સ્વામીજી પ્રાતઃકાલ અંધારામાં જંગલમાં ફરવા જતા. ત્યાં હિંસક પશુઓ હોવાથી રાવરાજા તેજસિંહે તેમના રક્ષણ માટે એક પ્રહરીને સાથે રહેવા આદેશ આપ્યો, પરંતુ સ્વામીજીએ અસ્વીકાર કરીને કહ્યું, ''ઈશ્વર મારો રક્ષક છે, કોઈ જરૂર નથી.''

**વેશ્યાગમનની નિંદા :** સ્વામીજી ભરી સભામાં વેશ્યાગમનના દોષો અને વેશ્યાગામીઓને શબ્દો દ્વારા ફટકારતા હતા અને તેઓ ક્ષત્રિય સિંહ સમાન તથા વેશ્યા કૂતરી સમાન હોવાનું સ્પષ્ટ કહેતા હતા.

**પ્રતાપસિંહને પત્ર :** સ્વામીજીએ જોધપુર નરેશના નાનાભાઈ કર્નલ પ્રતાપસિંહને પત્ર લખીને મહારાજાના આળસ અને વિલાસિતા પર દુઃખ વ્યક્ત કર્યું હતું.

**રાણીઓની પ્રશંસા :** એક પ્રસંગમાં સ્વામીજીએ કહ્યું હતું કે, ''હિન્દુ રાજાઓના દુરાચારના કારણે તેઓનાં રાજ્ય તો ક્યારનાં નાશ પામ્યાં હોત. પરંતુ જે કાંઈ બચ્યાં છે તે રાણીઓના પતિવ્રત ધર્મથી ટકી રહ્યાં છે. રાજાઓનાં કુકર્મ તો એવાં છે કે, તેઓનાં વહાણ તો ક્યારનાં ડૂબી ગયાં હોત.''

**નન્હી ભક્તન :** આ મહારાજા જશવંતસિંહની રખાત (વેશ્યા કે નર્તકી) હતી. તે મહારાજા પર કાબૂ ધરાવતી હતી અને તેનાથી રાજ્યના અધિકારીઓ અને કર્મચારીઓ પણ ડરતા હતા તથા રાજ્યમાં તેની સત્તા ચાલતી હતી. સ્વામીજીના ઉપદેશ અને પ્રતાપસિંહને પાઠવેલ પત્ર વગેરેથી તે સ્વામીજીની દુશ્મન બની ગઈ હતી.

**મહારાજાને ફિટકાર :** કેટલાક જીવનચરિત્રકારોએ આ ઘટનાનું વર્ણન આ મુજબ કર્યું છે : સ્વામીજી મહારાજાના આમંત્રણથી માત્ર ત્રણ વાર રાજમહેલમાં ઉપદેશ આપવા ગયા હતા. તેમાં એક સમયે સ્વામીજીનો પ્રવેશ થયો ત્યારે મહારાજા પાસે નન્હી ભક્તન બેઠી હતી. જશવંતસિંહે સ્વામીજીને જોઈને તેની પાલખી જલદી લઈ



જવા હુકમ કર્યો અને પાલખી એક તરફ નમી જતાં તેણે જાતે ટેકો આપ્યો.

સ્વામીજી આ દૃશ્ય જોઈ ગયા અને ક્રોધપૂર્વક ફિટકાર વરસાવતાં કહ્યું, **''જોધાણનાથની આ દશા ? રાજન્ ! કેસરી સિંહની ગુફામાં કૂતરીઓ દાખલ થઈ શકે ખરી ?''** અર્થાત્ રાજપુરુષ સિંહ સમાન અને વેશ્યાઓ કૂતરી સમાન હોય છે. આ ઘટનાને કોઈ કિંવદન્તી—લોકવાયકા માને છે. જે હોય તે પરંતુ આવા પ્રસંગોથી નન્હી ભક્તનને મહારાજા પોતાને છોડી દેશે તેવો ભય પેઠો અને તેણે સ્વામીજીના પ્રાણહરણ માટે ષડ્યંત્ર રચવા માંડ્યું.

**શત્રુઓનું ષડ્યંત્ર :** સ્વામીજીના વિરોધમાં ધીરે ધીરે જોધપુરમાં વાતાવરણ અધિકાધિક વિષાક્ત તથા ષડ્યંત્રયુક્ત બનવા લાગ્યું. નન્હી ભક્તન નાગણ બની. તેની ઈર્ષા અગ્નિમાં ચક્રાંકિતો, વૈષ્ણવો વગેરે પૌરાણિકોએ ઘી હોમ્યું અને મિયાં ફૈજુલ્લાખાં તો પ્રથમથી જ ક્રોધાગ્નિથી સળગી રહ્યો હતો. આ ઉપરાંત શાહીવાદી અંગ્રેજ સરકારને પણ દયાનંદ આંખમાં કણાની માફક ખૂંચતા હતા. આ બધાંએ મળીને ષડ્યંત્ર રચ્યું. માનવતાના મશાલચી દયાનંદના પ્રાણ હરણનું.

**કલ્લુ નોકર દ્વારા ચોરી :** સ્વામીજી સાથે સેવા કરવા માટે રહેતા આ કલ્લુ નોકરે સ્વામીજીના પૈસા અને વસ્તુની રાતે ચોરી કરી અને બારી દ્વારા રાત્રિના ભાગી ગયો. આ નોકર સ્વામીજીનો વિશ્વાસુ અને આજ્ઞાંકિત હતો. તેમ છતાં તેના દ્વારા ચોરી થવી એ ભાવિ ષડ્યંત્રનો પૂર્વાભાસ હતો. આ હતો ષડ્યંત્રનો પહેલો દાવ પોબાર !

**ધૂર્ત સેવકો :** સ્વામીજીની સેવા માટે જે નોકરો અને ચોકીદારો રાખ્યા હતા તે પણ બધા ધૂર્ત હતા. મોંઢે મીઠું બોલતા, પરંતુ પાછળથી મજાક ઉડાવતા હતા. સ્વામીજી આ બધું જાણતા હતા. તેઓને જોધપુરના લોકો તથા પાખંડપૂર્ણ વ્યવહારથી ગ્લાનિ થઈ આવી હતી અને અહીંથી તરત સ્થાનાન્તર થવાનું વિચારવા લાગ્યા હતા. પરંતુ કાળનું ચક્ર કોઈ જુદી જ દિશામાં ફરી રહ્યું હતું.

**વિષપ્રયોગ :** સં. ૧૯૩૯ ભાદરવા વદ ૧૩, શનિવાર (૨૯ સપ્ટેમ્બર, ૧૮૮૩)ની રાતે નિયમાનુસાર રસોઈયા ધૂડમિશ્રે દૂધ આપ્યું. તે પીને સ્વામીજી સૂઈ ગયા. પરંતુ ઉદરમાં પીડાને કારણે ઊંઘ ઊડી ગઈ, બેચેની થવા લાગી અને રાતે ત્રણ વાર ઊલટીઓ થઈ.

તા. ૩૦ની સવારે ઊઠતાં જ ફરી ઊલટીઓ થઈ. તેથી સ્વામીજીને ઝેર અપાયાની શંકા ગઈ. આ પહેલાં પણ સ્વામીજીને બે-ત્રણ વાર ઝેર અપાયું હતું. ત્યારે પોતાની આત્મિક શક્તિ અને ઝેરની અસર નાબૂદ કરનારી યોગિક ક્રિયાઓ દ્વારા ફરી આરોગ્ય પ્રાપ્ત કરી લીધું હતું. પરંતુ આ સમયનું ઝેર કાલકૂટ, હળાહળ અને અધિક માત્રામાં

હોવાથી તેને ઊલટી કરીને કાઢી નાખવાનો પ્રયોગ સફળ થયો નહિ. જેથી જેલના ડૉ. સૂરજમલને બોલાવવામાં આવ્યા. તેમણે રોગની અવસ્થા જોઈ કે સ્વામીજીને આંતરડામાં સોજો, લીવરમાં સોજો, તાવ, ઉદરમાં ભયંકર શૂળ, બળતરા અને તરસની પીડા હતી. ડૉ. સૂરજમલે તરત દવા આપી તેથી તાવ તો ઊતર્યો, પરંતુ બાકીની વેદનામાં કોઈ લાભ થયો નહિ.

**ડૉ. અલીમર્દાનખાં :** તા. ૩૦ના સાંજે ચાર વાગ્યે ડૉ. અલીમર્દાનખાંની સારવાર નીચે સ્વામીજીને મૂકવામાં આવ્યા. આ અલીમર્દાનખાં હૉસ્પિટલમાં આસિસ્ટન્ટ અને ત્રીજી કક્ષાનો ડૉક્ટર હતો. જે કપટી, ખુશામતી અને સંભવતઃ સ્વામીજીના જાન લેવાના ષડ્‌યંત્રકારીઓ સાથે મળેલો હતો. કારણ કે જોધપુરમાં ડૉ. નવીનચંદ્ર ગુપ્ત અને રેસિડન્સી ડૉ. એડમ જેવા બે સુયોગ્ય ડૉક્ટર હોવા છતાં તેમની સેવા લેવામાં આવી નહિ. ડૉ. અલીમર્દાનખાંએ જાણીબૂઝીને સ્વામીજીની તબિયત અધિક ખરાબ થાય તે માટે વિપરીત ચિકિત્સા કરીને કેલોમલ (Calomel) નામના ઘાતક પદાર્થની અનેક ગણી માત્રા આપવા માંડી.

**રોગનું ભયંકર સ્વરૂપ :** આ પ્રકારની વિપરીત ચિકિત્સાથી સ્વામીજીને ચાલીસ-ચાલીસ ઝાડા થવા માંડ્યા. સાથે પ્રથમનાં લક્ષણો અને વેદનાઓ વધીને ભયંકર સ્વરૂપ બની ગયાં. તા. પાંચમીના રોજ તો એટલી નબળાઈ આવી ગઈ કે, ચાર-પાંચ સેવકો બેઠા કરે, ત્યારે બેઠા થઈ શકે તેવી સ્થિતિમાં મુકાયા. તા. ૧૫ સુધીમાં મોઢું, ગળું, જીભ, તાળવું અને માથા પર છાલાં પડી ગયાં. પેટમાં ભયંકર દુઃખાવો, બળતરા, હેડકી અને ઝાડા તો ચાલુ જ રહ્યાં. ઝેર સ્વામીજીની શરીરની નસ, નાડી અને રક્તમાં પ્રવેશીને પ્રાણશક્તિને હણી રહ્યું હતું. આ રીતે ડૉ. અલીમર્દાનખાં સોળ દિવસ સુધી સ્વામીજીના શરીરને ખતમ કરીને મૃત્યુના મુખમાં ધકેલતો રહ્યો.

**અદ્‌ભુત ધૈર્ય :** આવી ભયંકર શારીરિક અવસ્થામાં પણ સ્વામીજીના મુખમંડલ પર અદ્‌ભુત ધૈર્યનાં દર્શન થતાં હતાં. મુખમુદ્રા ગંભીર, શાંત અને પ્રસન્નતાપૂર્ણ હતી. મુખથી કોઈ 'ઊંહ' કે 'આહ'નો શબ્દ પણ નીકળતો ન હતો.

**કિંવદંતી :** સ્વામીજીના જીવનચરિત્રના કોઈ લેખકે વિષ આપનાર રસોઈયાનું નામ જગન્નાથ બતાવેલ છે. સ્વામીજીને તેની જાણ થતાં તેને બોલાવતા પોતાનો ગુનો કબૂલ પણ કર્યો હતો. પરંતુ સ્વામીજીએ ક્ષમા આપીને તેને કોઈ હાનિ ન પહોંચાડે તે માટે પૈસા આપીને ત્યાંથી ચાલ્યા જવાનું કહેતાં તે ચાલ્યો ગયો. આ રીતે સ્વામીજીએ તેની જીવનરક્ષા કરી. અર્થાત્ વિષ આપનારને ક્ષમા આપીને **"ક્ષમા વીરસ્ય ભૂષણમ્"** સાર્થક કર્યું દયાનંદે. આવી કથા પણ આલેખવામાં આવી છે અને તેનાં કલ્પિત ચિત્રો પણ તે જીવનચરિત્રમાં જોવામાં આવે છે. અસ્તુ.

સ્વામીજીને વિષ અપાયું તે શતપ્રતિશત સત્ય હકીકત છે. પછી તે રસોઈયો



ધૂડમિશ્ર હોય અથવા જગન્નાથ હોય તેથી કોઈ ફેર પડતો નથી અને સ્વામીજી તે જાણતા હોવા છતાં અંત સુધી આ બાબતે મૌન રહ્યા. જેથી મારકના પણ તારક બન્યા હતા. તે ક્ષમા વીરનું ભૂષણ જ હતું.

**મહારાજાની ઉપેક્ષા :** ભારતના આચાર્ય કુલકમલ દિવાકર, પરિવ્રાટ સમ્રાટ, સમાજ સંસ્કારક, નવયુગ વિધાતા દયાનંદ સરસ્વતી મારવાડની મરુભૂમિના એક ખૂણામાં જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાઈ રહ્યા હતા. તેમ છતાં જોધપુર નરેશ જશવંતસિંહ અને કર્નલ પ્રતાપસિંહ એક વાર પણ સ્વામીજીની ખબર પૂછવા કે જોવા આવ્યા ન હતા અને સ્વામીજીની હાલતના સમાચાર તેમણે કોઈ પણ આર્યસમાજીઓને મોકલ્યા ન હતા.

**પ્રથમ સૂચના :** સ્વામીજીની આ હાલતના સમાચાર 'રજપૂતાના ગેઝેટ'માં પ્રકાશિત થયા. તેથી જાણ થતાં અજમેરથી જેઠમલ સોઢા જોધપુર આવ્યા. તેઓ સ્વામીજીના પહાડ સમા અને વજ્ર સમાન દેહની આ અવસ્થા જોઈને શોકમગ્ન થઈને બોલ્યા કે, "મહારાજ ! આપના અસ્વાસ્થ્યની અમને સૂચના પણ આપી નહિ ?"

**એ શરીરનો ધર્મ છે :** સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું, "સોઢાજી ! આ તો શરીરનો ધર્મ છે, તેનું સુખી-દુઃખી થવું સ્વાભાવિક છે. હું જાણ કરીને આપ સર્વને દુઃખી કરવા ઇચ્છતો ન હતો." ત્યાર બાદ જેઠમલજી અજમેર આવ્યા અને દેશભરના આર્યસમાજોમાં સ્વામીજીની બીમારીના તાર કરીને ખબર મોકલતા વિભિન્ન શહેરોમાંથી અનેક આર્યો પોતાના ગુરુનાં દર્શન માટે આવવા માંડ્યા.

**આબુ મોકલવાનો પ્રસ્તાવ :** તા. ૧૫ ઑક્ટોબર સુધી સ્વામીજીની તબિયત વધુ ને વધુ લથડતી ચાલી રહી. આ જોઈને ડૉ. અલીમર્દાનખાંને સ્વામીજીનો દેહ જોધપુરમાં પડી જવાનો ભય લાગ્યો. તેથી તેણે અંગ્રેજ ડૉ. એડમ સાથે વિચારવિમર્શ કરીને સ્વામીજીને ઠંડા હવામાન આબુમાં લઈ જવાની ભલામણ કરી પોતાના કુકૃત્યમાંથી બચવાની છટકબારી શોધી કાઢી. છેવટે સ્વામીજીને આબુ પર્વત પર લઈ જવાનો નિર્ણય કરવામાં આવ્યો અને ત્યાંના જોધપુરના રાજકીય સ્થાનમાં નિવાસની વ્યવસ્થા માટે પ્રબંધ કરવાની સૂચનાઓ આપવામાં આવી.

**જોધપુરથી વિદાય :** સં. ૧૯૩૯ આસો સુદ ૧૫, મંગળવાર (૧૬ ઑક્ટોબર, ૧૮૮૩ )ના બપોર પછી સ્વામીજીને વિદાય આપવા મહારાજા જશવંતસિંહ, કર્નલ પ્રતાપસિંહ અને રાવરાજા તેજસિંહ આવ્યા. સ્વામીજીની બીમારી જોઈને ખેદ વ્યક્ત કર્યો અને સ્વસ્થ થયા બાદ ફરી પધારવાની વિનંતી કરી, તેમ જ સ્વામીજીને વેદભાષ્ય માટે ૨૦૦૦ રૂ. તથા રેશમી વસ્ત્રો ભેટ આપ્યાં.

**દેશોદ્ધારના યોદ્ધા દયાનંદ :** સ્વામીજીએ ધાર્મિક અને સામાજિક ક્ષેત્રે જ માત્ર નવજીવનનો પ્રાણ ફૂંક્યો ન હતો, પરંતુ ભારતમાતા ગુલામીની જંજીરોથી મુક્ત

બને અને સ્વરાજ્યની સ્થાપના થાય તેમ ઇચ્છતા હતા અને તેની પ્રેરણા તેઓની સત્યાર્થપ્રકાશ, આર્યાભિવિનય વગેરે ગ્રંથોમાં વારંવાર ચમકતી હતી; અને એ માટે જ સ્વામીજીએ રાજસ્થાનમાં ધૂણી ધખાવી હતી કે રાણા સાંગા, પ્રતાપ, રાજસિંહ અને દુર્ગાદાસની ભૂમિમાં કોઈ જવામર્દ શિષ્ય મળી જાય.

વિશ્વામિત્રને રામ મળ્યા, રાક્ષસોનો સંહાર કર્યો અને રામરાજ્યને રમતું કર્યું. ચાણક્યને ચંદ્રગુપ્ત મળ્યા, અખંડ ભારતની આણ કીધી અને સામ્રાજ્યની સ્થાપના કરી. સમર્થગુરુ રામદાસને શિવાજી મળ્યા, ઇસ્લામનો આતંક ખાળ્યો અને હિંદુ પદપાદશાહીનો પાયો નાખ્યો.

એ માભોમના મશાલચી દયાનંદ ! સ્વરાજ્યને સિદ્ધ કરવા, ખોજી રહ્યા રામને, વિશ્વામિત્ર સમ ઋષિ દરવેશમાં. ખોળી રહ્યા ચંદ્રગુપ્તને, ચાણક્ય સમય બ્રાહ્મ ભૂષામાં. શોધી રહ્યા શિવાજીને, સમર્થ ગુરુ સમ ભગવી કંથામાં. પરંતુ, અફસોસ ! એ મરુભૂમિના તાપથી બળેલા વીરત્વમાં, રાખ પણ ન મળી દયાનંદને, રામ શિવા કે ચંદ્રગુપ્તની. ન મળ્યો કોઈ શિષ્ય જવાંમર્દ ! પરાધીનતાના પિંજરે આંસુ સારી રહી હિંદમૈયા.

અફસોસ ! હા હન્ત !! મહા અફસોસ !!! એ જ રજપૂતાનાની ધરતીએ કીર્તિને કાલિમાનું કલંક લગાડીને એ વિરાટ પુરુષ દયાનંદનો પ્રાણ લીધો.

## વેદદિવાકર અસ્તાચલ પર

**આબુ :** જોધપુરથી તા. ૧૬ના બપોર પછી સ્વામીજીને સોળ મજૂરો દ્વારા ઉઠાવેલી પાલખીમાં પાલી સુધી લાવવાની વ્યવસ્થા કરી. તા. ૧૭મીએ પ્રાતઃકાલ રોહટ પહોંચીને એક દિવસ અને રાત ત્યાં રહ્યા. ઝાડા અને હેડકી યથાવત્ ચાલુ રહ્યાં. તા. ૧૮મીએ ત્યાંથી નીકળીને બપોરે ૩ વાગ્યે પાલી પહોંચ્યા. જોધપુરથી પાલી સુધીની યાત્રા અત્યંત કષ્ટદાયક બની રહી.

**હકીમ પીર ઈમામઅલી :** શ્રી જેઠમલ સોઢા અજમેરથી હકીમ સાહેબની પાસેથી ઔષધિ લઈને મારવાડ જંક્શન આવ્યા અને સ્વામીજીને આપી, જેથી હેડકી અને તરસમાં થોડી રાહત થઈ.

તા. ૨૦ ઑક્ટોબરના પાલીથી રેલવે દ્વારા યાત્રા કરીને તા. ૨૧ સવારે આબુ રોડ ઊતર્યા. અહીં પાલખીમાં સુવડાવીને આબુ પર્વત પર લઈ જવા પ્રયાણ કર્યું.

**ડૉ. લક્ષ્મણદાસનો મેળાપ :** આબુ શિખર પર બે માઈલ ચડીને વિશ્રામ માટે મજૂરોએ પાલખી-ડોલી સડકના કિનારા પર રાખી. એ સમયે આબુ પર્વતના સરકારી ડૉ. લક્ષ્મણદાસની બદલી થતાં તેઓ અજમેર જઈ રહ્યા હતા. તેણે એક ભગવા વસ્ત્રધારી મૂર્છિત સંન્યાસીને પાલખીમાં જોયા. પરિચય પૂછતાં જાણવા મળ્યું કે એ સંન્યાસી મહાપુરુષ દયાનંદ છે અને ભયંકર બીમારીના કારણે આબુ પર્વત



પર ચિકિત્સા માટે જઈ રહ્યા છે.

**મને કોઈએ અમૃત આપ્યું :** ડૉ. લક્ષ્મણદાસ સ્વામીજીની આ હાલત જોઈને દ્રવી ઊઠ્યા. નેત્રમાંથી અશ્રુ બિન્દુ ટપકી પડ્યાં. પોતાની દવાની પેટીમાંથી ઍમોનિયાની શીશી કાઢીને પાણીમાં ઘોળીને થોડી થોડી વારે ત્રણ વાર આપી. સ્વામીજીની મૂર્છા દૂર થઈ અને નેત્ર ખોલીને કહ્યું, ''મને કોઈએ અમૃત આપ્યું છે. – **મુઝે કિસીને અમૃત પિલાયા હૈ.''**

**ડૉ. લક્ષ્મણદાસની સેવા :** ડૉ. લક્ષ્મણદાસે એ જ સમયે નોકરી રહે અથવા જાય, પરંતુ આબુ પર્વત પર રહીને સ્વામીજીની ચિકિત્સા કરીશ તેવો નિર્ણય કરી લીધો અને સ્વામીજીની સાથે આબુ પર્વત પર પાછા આવ્યા. રાતે આઠ વાગ્યે સ્વામીજી સાથે બધા આબુ પર્વત પર પહોંચ્યા અને ડૉ. લક્ષ્મણદાસે અત્યંત તીવ્રતાથી દવા તૈયાર કરી રાતના ત્રણ-ત્રણ કલાકના અંતરે આપવા માંડી. આથી ઝાડા અને હેડકી બંધ થયાં. ચેતના આવી અને તા. ૨૪ના સ્વામીજીને ખૂબ સારી ઊંઘ આવી. આ રીતે સ્વામીજીની તબિયતમાં ખૂબ જ સુધારો થયો.

**ડૉ. લક્ષ્મણદાસનું રાજીનામું :** રાજસ્થાનના ચીફ મેડિકલ ઑફિસર કર્નલ સ્પેન્સરના બદલીના હુકમ મુજબ ડૉ. લક્ષ્મણદાસને અજમેર હાજર થવાનું હતું. પરંતુ સ્વામી દયાનંદ જેવા મહાપુરુષની ચિકિત્સા અને સેવાનું સૌભાગ્ય પોતાને પ્રાપ્ત થયું હતું. ડૉ. લક્ષ્મણદાસે કર્નલ સ્પેન્સરને પોતાના ગુરુ સ્વામી દયાનંદની સેવા માટે બે મહિનાની રજા મંજૂર કરી આપવા પ્રાર્થના કરી. પરંતુ તેણે સ્વીકાર કર્યો નહિ.

ડૉ. લક્ષ્મણદાસ રાજીનામુ આપવાનો નિશ્ચય કરીને, લખીને નોકર સાથે મોકલી રહ્યા હતા. સ્વામીજીને તેની જાણ થતાં તેઓએ તે રાજીનામાનો પત્ર ફાડીને ફેંકી દીધો. પરમ કરુણાસાગર દયાનંદ પોતાના કારણે કોઈની આજીવિકા ટળી જાય તેમ ઇચ્છતા ન હતા. પરંતુ ડૉ. લક્ષ્મણદાસનું મન માન્યું નહિ અને બીજી વાર રાજીનામું લખીને મોકલી આપ્યું. પરંતુ કર્નલ સ્પેન્સરે તેને મંજૂર ન કર્યું અને કહ્યું, ''સ્વામીજીની ચિકિત્સા અમે કરીશું.'' ડૉ. લક્ષ્મણદાસે ત્રણ દિવસની દવા બનાવીને આપી અને સ્વામીજીને અજમેર લાવવાની સૂચના આપીને ભારે હૃદયે અજમેર ચાલ્યા ગયા.

## જીવન સંધ્યામાં તેજ–છાયા

વેદભાસ્કર દયાનંદ અસ્તાચલ પરથી તેજના પુંજ વરસાવી રહ્યા હતા. તેમની બીમારી તડકા-છાયાની સંતાકૂકડી રમી રહી હતી અને જીવન સંધ્યાના રંગો અવનિ પર વિખરાઈ રહ્યા હતા. માનવજાતિના કલ્યાણ માટે ત્યાગ અને બલિદાનનો તેનો કેસરિયો રંગ આભ અને ધરતીને અજવાળી રહ્યો હતો.

**ડૉ. સ્પેન્સરની નિષ્ફળ ચિકિત્સા :** ડૉ. લક્ષ્મણદાસના ગયા પછી ડૉ. સ્પેન્સરની

ચિકિત્સા સ્વામીજીને પ્રતિકૂળ બની. ફરી રોગ ઉગ્ર રૂપ ધારણ કરવા લાગ્યો.

**સુશ્રૂષા :** સ્વામીજીના ભક્તોનો સમૂહ ત્યાં હાજર હતો. તેણે સુશ્રૂષા કરવામાં કોઈ કસર છોડી નહિ. ઠાકુર ભૂપાલસિંહે સ્વામીજીનાં મળ-મૂત્ર ઉપાડવાં તથા મલિન વસ્ત્રોને સાફ કરવામાં પણ કોઈ સંકોચ કર્યો નહિ. ધન્ય ભૂપાલસિંહ ! ઋષિપ્રવરની સેવા કરીને તમે પુણ્યના ભાગી બની ગયા.

**પ્રસ્થાન :** સ્વામીજીની રોગની સ્થિતિમાં કોઈ સુધાર ન થયો. જેથી ભક્તોએ અજમેર જવા માટે અનુરોધ કર્યો. સ્વામીજીની ઈચ્છા ન હતી, પરંતુ ભક્તજનોના આગ્રહનો સ્વીકાર કર્યો. તા. ૨૬ ઑક્ટોબરના આબુ પર્વત પરથી અજમેર જવા પ્રસ્થાન કર્યું.

**અજમેર :** સં. ૧૯૩૯ આસો વદ ૧૨, શનિવાર (૨૭ ઓક્ટોબર, ૧૮૮૩)ના રોજ સ્વામીજી સાંજે ચાર વાગ્યે અજમેર સ્ટેશન પર પહોંચ્યા ત્યારે તેઓ લગભગ બેસુધ અવસ્થામાં હતા. તેમને સાવધાનીપૂર્વક પાલખીમાં સુવડાવીને, ભિનાય કોઠી પર લાવીને વિશ્રામનો પ્રબંધ કર્યો.

**ચિકિત્સા પ્રારંભ :** ડૉ. લક્ષ્મણદાસની તાત્કાલિક સારવાર પ્રારંભ કરવામાં આવી. પરંતુ હવે ઘણું મોડું થઈ ચૂક્યું હતું. ઝેરની અસરથી સમસ્ત શરીર તૂટી ગયું હતું. શીર્ણ થઈને જર્જર બની ચૂક્યું હતું. અત્યધિક બળતરાના કારણે આબુથી અજમેર આવતા સમયે રસ્તામાં અલ્પ માત્રામાં દહીંનું સેવન કરવામાં આવેલ તથા આબુના શીત વાતાવરણથી સ્વામીજીને ન્યુમોનિયાની પણ અસર થઈ હતી. ચિકિત્સાથી ક્યારેક લાભ થતો હતો અને ક્યારેક પાછો રોગનો હુમલો આવી જતો હતો.

**આર્યોનું આગમન :** સ્વામીજીની બીમારીના સમાચાર દેશભરમાં પ્રસરી ચૂક્યા હતા. જેથી તા. ૨૬ના લાહોરથી લાલા જીવનદાસ અને પં. ગુરુદત્ત વિદ્યાર્થી આવી પહોંચ્યા તથા ઉદયપુરથી મહારાણા સજ્જનસિંહજીએ પં. મોહનલાલ પંડ્યાને ખાસ મોકલ્યા તથા અન્ય કેટલાક આર્યો પણ સેવામાં ઉપસ્થિત થયા હતા.

**ડૉ. લક્ષ્મણદાસની કૃતજ્ઞતા :** જીવન સંધ્યાને નજીક જાણીને સ્વામીજીએ પોતાના વસિયતનામાની નકલો આર્યોમાં વહેંચી અને કીમતી શાલ મંગાવીને ડૉ. લક્ષ્મણદાસને પુરસ્કારરૂપમાં આપવા જણાવ્યું. સ્વામીજીની આ કૃતજ્ઞતાની ભાવનાને જોઈને ડૉ. લક્ષ્મણદાસનાં નેત્રો આંસુઓથી ઊભરાઈ આવ્યાં. પોતાની ભાવના વ્યક્ત કરતાં તેમણે કહ્યું, ''મહારાજ ! જો મારી પાસે ધન હોત તો હું આપના એક એક રોમ પર ન્યોચ્છાવર કરી દેત. જો હું મારા પ્રાણ આપીને પણ આપને સ્વસ્થ કરી શકતો હોત તો એ મારો સર્વથી મોટો પુરસ્કાર હોત.''

ડૉ. લક્ષ્મણદાસની ભક્તિ અને શ્રદ્ધા જોઈને સંસારની મોહમાયાથી અલિપ્ત સ્વામીજીની આંખો પણ ભીની થઈ ગઈ. અશ્રુ બિન્દુ ટપકી પડ્યાં અને તેઓના



મુખથી શબ્દો નીકળી પડ્યા કે, **''સાચા આર્યો અને આર્યાવર્તના સપૂતો આવા જ હોય છે.''** સ્વામીજીના ઉદ્‌ગાર સાંભળીને ડૉક્ટરનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા માંડી.

## અંતિમ દિવસ અને અંતિમ દૃશ્ય

સં. ૧૯૩૯ આસો વદ અમાસ–દીપાવલી–મંગળવાર (૩૦ ઓક્ટોબર, ૧૮૮૩). ડૉ. લક્ષ્મણદાસે સ્વામીજીના જીવનની બધી આશાઓ છોડી દીધી અને તેમના અનુરોધ પર અજમેરના સિવિલ સર્જન ડૉ. ન્યૂમેનને બોલાવવામાં આવ્યા.

**ડૉ. ન્યૂમેનનું આશ્ચર્ય :** ડૉ. ન્યૂમેને આવીને જોયું તો સ્વામીજી પર રોગનું ભયંકર આક્રમણ હોવા છતાં તેમની સહનશીલતા જોઈને સ્તંભિત રહી ગયા. તેમને આશ્ચર્ય થયું કે આવી મહાભયંકર અવસ્થામાં દારુણ વેદનાને કોઈ રોગી આટલા ધૈર્યપૂર્વક સહન કરી શકે નહિ. જ્યારે ડૉ. ન્યૂમેનને જાણ કરવામાં આવી કે આ રોગી બીજા કોઈ નહિ પરંતુ મહાપુરુષ દયાનંદ સરસ્વતી છે, ત્યારે તેમના મુખમાંથી સ્વામીજીના અપરિમિત આત્મબળ અને અનુપમ કષ્ટ–સહિષ્ણુતાની પ્રશંસા કરતા શબ્દો નીકળી પડ્યા. તેમણે સ્વામીજીને તપાસી ડૉ. લક્ષ્મણદાસના ન્યુમોનિયાના નિદાનને સમર્થન આપ્યું અને રાઈની પોટીસ લગાવવાનું સૂચન કર્યું.

**આ મારો અંત સમય છે :** ડૉક્ટરની સૂચનાનુસાર પોટીસનો પ્રયોગ કરવા છતાં કોઈ રાહત કે લાભ થયો નહિ. પરંતુ તેથી પીઠ પર છાલાં પડ્યાં. સ્વામીજીને આભાસ થઈ ચૂક્યો હતો કે, આ શરીર હવે છૂટી જવાનું છે. તેથી તેઓએ પ્રયોગ બંધ કરાવીને કહ્યું કે, **''આ મારો અંત સમય છે. હવે ચિકિત્સા–ઉપચાર બંધ કરો.''**

**મૃત્યુંજય દયાનંદ :** બાળ બ્રહ્મચારી ભીષ્મપિતામહે બાણ શય્યા પરથી મૃત્યુને 'રુક જાવ'નો આદેશ આપ્યો હતો, એ જ રીતે કાળના સ્વામી, સર્વદાની, ગરલરૂપમાં વિશ્વનું અહિત પાન કરનાર કામારિ શંકર, ઈશ્વરભક્ત, નિર્ભયતા, શૂરતા, નમ્રતા અને ભક્તિની પ્રતિમૂર્તિ, વજ્રકાય, બ્રહ્મર્ષિ, આદિત્ય બાળ બ્રહ્મચારી દયાનંદે એક મહિના સુધી વિષશય્યા પર મૃત્યુંજય બનીને રુકજાવનો પડકાર ફેંક્યો હતો.

પરંતુ આજે મૃત્યુનો દેવ – યમ–વાયુ દેવ ભિનાય કોઠીનાં બારણે ટકોરા મારી રહ્યો હતો. ઋષિનો દિવ્ય આત્મા તેનું સ્વાગત કરીને આવો, મૃત્યુના દેવ પધારો, ભલે પધાર્યા, સ્વાગતમ્ કહીને આવકારી રહ્યો હતો.

જેમ પિંજરાનું દ્વાર ખૂલતાં રાજહંસ પોતાના ધામ–માનસરોવર પર જવા પાંખો ફફડાવવા માંડે, તેમ ઋષિપ્રવરના પંચભૂતના ખખડી ગયેલા શરીર–પિંજરને છોડીને તેમનો દિવ્ય આત્મા સ્વધામ–બ્રહ્મલોકમાં જવાની તૈયારી કરી રહ્યો હતો. પ્રભુ એ પ્યારા પુત્ર–જીવાત્માને પોતાના બ્રહ્મધામમાં બોલાવી રહ્યા હતા.

**મહાપ્રસ્થાનની તૈયારી :** સૂર્ય ધીમે ધીમે ડગલાં માંડીને આગળ વધી રહ્યો હતો. અગિયાર વાગ્યે સ્વામીજીએ જાજરૂની ઈચ્છા પ્રકટ કરી. જાજરૂની ચોકી પર

બેસાડ્યા. નિવૃત્ત થઈને સ્વયં પ્રક્ષાલન કર્યું, હાથ ધોયા, દાતણ કર્યું અને નિવૃત્ત થયા પછી પલંગ પર સુવડાવ્યા. થોડીવાર પછી વાણંદને બોલાવીને ક્ષૌરકર્મ-હજામત કરાવી. સ્વામીજીની સ્નાનની ઈચ્છા હોવા છતાં રોગની ગંભીર અવસ્થામાં સંભવ ન હોવાથી ભીના વસ્ત્રથી શરીરની શુદ્ધિ કરી.

**આજ આરામનો દિવસ છે :** શરીરના છાલાં ફૂટીને રક્તસ્રાવ થઈ રહ્યો હતો; રોમ-રોમમાં ભયંકર વેદના અને અંગારા ઝરતા હતા, શ્વાસ તીવ્ર ગતિથી ચાલતો હતો, તેમ છતાં યોગીરાજ દયાનંદના અતૂટ ધૈર્યથી, તેઓના મુખથી 'ઉહ' કે 'આહ' સુધ્ધાં નીકળતી ન હતી. મન પ્રસન્ન અને ચિત્ત શાન્ત હતું. આત્મા **स्वरूपेऽवस्थानम्** (યોગદર્શન – ૧ : ૨) ઈશ્વરના સ્વરૂપમાં નિમગ્ન બનીને તેના આનંદનું અમૃતપાન કરી રહ્યો હતો.

કોઈ ભક્તે પૂછ્યું, ''મહારાજ ! આપનું ચિત્ત કેમ છે ? આપ શું અનુભવ કરી રહ્યા છો ?''

સ્વામીજીએ પ્રસન્નભાવ અને પરમશાંતિથી ઉત્તર આપ્યો, **''સારું છે. આજ હું ઠીક અનુભવ કરી રહ્યો છું. એક મહિના પછી આજ આરામનો દિવસ છે.''**

**ઈશ્વર ઈચ્છામાં :** લાલા જીવનદાસે પૂછ્યું, ''આપ ક્યાં છો ?''

સ્વામીજીએ કહ્યું, **''ઈશ્વર-ઈચ્છામાં.''**

સ્વામીજીના ઉત્તરનો એ ગૂઢાર્થને શિષ્યો-ભક્તો સમજી શક્યા નહિ. કારણ કે ઈશ્વર તો ઈચ્છા (દ્વેષ)થી રહિત છે. ઋષિનું સંભવતઃ તાત્પર્ય એ હતું કે :

હું તો ટંકારાથી સાચા શિવનાં દર્શન અને મૃત્યુંજય બનવા માટે નીકળ્યો હતો અને ઘોર તપ તથા સાધનાથી તેની પ્રાપ્તિ પણ થઈ ચૂકી હતી. પરંતુ હે સચ્ચિદાનંદ પ્રભુ ! સંસારના જીવોને શ્રેષ્ઠ બનાવવા – સુખી કરવા **''कृण्वन्तो विश्वमार्यम्''**ની તારી ઈચ્છા હતી. અને તેને પૂર્ણ કરવા, હે જગન્નિયંતા ! તેં જ આ લીલા કરીને, મને તારી એ વેદ આજ્ઞાનું પાલન કરવા પ્રેરિત કર્યો હતો અને મેં મારી જાત તારી ઈચ્છાને અર્પણ કરી દીધી હતી.

ઋષિના ઉક્ત 'ઈશ્વર ઈચ્છામાં' એ વાક્યની તેઓના અન્ત સમયના – ''ઈશ્વર તેરી ઈચ્છા પૂર્ણ હો, તૂને અચ્છી લીલા કી'' – એ શબ્દો પુષ્ટિ કરે છે. અસ્તુ.

**શિષ્યોને આશીર્વાદ :** મધ્યાહ્નનો સૂર્ય ઢળી રહ્યો હતો. ઘડિયાળમાં ચાર વાગ્યાના ટકોરા પડ્યા. સ્વામીજીએ શિષ્ય આત્માનંદને બોલાવ્યો. તેને પોતાની પાછળ શિર પાસે બેસાડ્યો અને પૂછ્યું, ''આત્માનંદ ! તારી કાંઈ ઈચ્છા છે ?''

આત્માનંદે દુઃખી સ્વરમાં કહ્યું, ''આપ ઠીક થઈ જાઓ, એવી હું ઈશ્વરને પ્રાર્થના કરું છું.''

સ્વામીજીએ સાંત્વન આપતા કહ્યું, ''હવે આ શરીર શું ઠીક થવાનું ? ફરી સ્વામીજીએ તેના શિર પર વાત્સલ્યભર્યો હાથ મૂકીને આશીર્વાદ આપ્યા કે, ''આનંદમાં રહેજે.'' શિષ્યનાં નેત્રોમાંથી અશ્રુધારા વહી રહી.



કાશીથી સ્વામીજીનાં દર્શનાર્થે આવેલા સંન્યાસી ગોપાલગિરિને પણ એ જ રીતે આશીર્વાદ આપ્યા.

**પુરસ્કાર :** ફરી સ્વામીજીએ બે શાલ અને ૨૦૦ રૂ. મંગાવીને શિષ્ય આત્માનંદ અને પં. ભીમસેનને ભેટ આપ્યા. પોતાની જન્મદાત્રી માતાના મૃત્યુથી ધાવણાં બાળકો ધ્રુસકે ધ્રુસકે રડી પડે તેમ શિષ્યો સ્વામીજીના વિયોગના વિચારથી રડી પડ્યા.

**ભક્તોનું અંતિમ દર્શન : સાડા ચાર વાગ્યે :** દૂર પ્રદેશોથી દર્શનાર્થે આવેલા આર્યપુરુષો શોક-આર્દ્ર ચિત્ત અને શ્રદ્ધાભરી ભાવનાથી સ્વામીજી સામે ઉપસ્થિત થયા. નેત્રોની કૃપા દૃષ્ટિથી તેઓને સ્નેહાસિક્ત ભાવે જોયા. જાણે મૌન ઉપદેશ આપી રહ્યા હતા કે, ''આર્યો ધૈર્ય અને સાહસ ધારણ કરો, અધીર ન બનો. ઉદાસ થવાની કોઈ જરૂર નથી. આ શરીર તો નાશવાન છે.''

સ્વામીજીના મુખ પર એ સમયે અપાર ધૈર્ય, અદ્‌ભુત શાંતિ અને મૃત્યુંજયતાના ભાવો આર્યો–ભક્તો નિહાળી રહ્યા હતા અને પર્યાપ્ત સમય સુધી ભક્ત સમુદાય સાથે વાર્તાલાપ કરતા રહ્યા.

**તેજ અને અંધકારનો ભાવ છે :** ઘડિયાળના કાંટા આગળ ધપીને **પાંચ વાગ્યાના** નિશાન પાડી રહ્યા હતા. એક ભક્તે પૂછ્યું, ''મહારાજ ! અત્યારે આપને કેમ છે ?'' તેઓએ ઉત્તર આપ્યો **''ઠીક છે, તેજ અને અંધકારનો ભાવ છે.''** આનો અર્થ કોઈ સમજી શક્યા નહિ.

**વેદપાઠ અને ઈશ્વર સ્તુતિ :** ભગવાન ભાસ્કર (સૂર્ય) ધીમે પગલે ક્ષિતિજના મિલન માટે પ્રસ્થાન કરી રહેલ છે. સાંજના સાડા પાંચનો ટકોરો પડ્યો. વેદભાસ્કર દયાનંદ દયામય સર્વશક્તિમાન પિતાના મિલન માટે મહાપ્રસ્થાન પથ પર પ્રયાણ કરી રહ્યા છે.

સ્વામીજીએ સામે ઊભેલા સર્વ ભક્તજનોને પોતાની પાછળ ઊભા રહેવાનો આદેશ આપ્યો. ઓરડાનાં બારણા અને બારીઓ ખોલી નાખવા સૂચના આપી અને પૂછ્યું, ''આજ પક્ષ, તિથિ અને કયો વાર છે ?'' એક ભક્તે કહ્યું, ''આજ કૃષ્ણપક્ષનો અંત અમાવસ્યા, અને મંગળવાર છે.''

એ દિવ્ય આત્માએ કોઠીની છત અને ચોતરફ પોતાની દિવ્ય દૃષ્ટિ ફેંકી, પ્રથમ વેદમંત્રોનો પાઠ કર્યો ત્યાર પછી સંસ્કૃતમાં ઈશ્વરનું સ્તવન કર્યું. પછી હિન્દી ભાષામાં પરમેશ્વરનો ગુણાનુવાદ કર્યો અને પુલકિત અંગે આનંદમગ્ન બનીને ગાયત્રી મંત્ર તથા પોતાના પ્રિય **''विश्वानि देव...''** મંત્રનું ગંભીર નાદથી, ઉચ્ચ સ્વરમાં ગુંજન કર્યું. હર્ષ અને પ્રફુલ્લિત વદને થોડી વાર સુધી સુવર્ણમયી મૂર્તિની સમાન નિશ્ચલ રૂપે સમાધિસ્થ રહ્યા.

સમાધિની ઉચ્ચતમ અવસ્થાથી ઊતરીને પરમ યોગી દયાનંદે બંને નેત્રો ખોલીને અંતિમ ઉદ્‌ગારો વ્યક્ત કર્યા :

**"હે દયામય સર્વશક્તિમાન પરમેશ્વર ! તેરી યહી ઈચ્છા હૈ, તેરી યહી ઈચ્છા હૈ, તેરી ઈચ્છા પૂર્ણ હો, અહા, તૂને અચ્છી લીલા કી."**

**નિર્વાણ :** એ અંતિમ શબ્દોના ઉચ્ચારણ સાથે ચત્તા સૂતેલા મુમુક્ષુ મહર્ષિએ પડખું ફેરવ્યું, આત્મિક પ્રાણ–શ્વાસને રોકીને પરમધામના પ્રયાણપથના સોપાન પર આરૂઢ કરીને, એક વારમાં બહાર કાઢી નાખ્યો. એ દિવ્ય આત્મા ૫૯ વર્ષના પંચ ભૌતિક પિંજરાને છોડીને બ્રહ્મલોકમાં પરમપિતાની ગોદમાં ચાલ્યો ગયો.

એ સમયે દીવાળીના દિવસે સાંજના **છ વાગ્યા** હતા. ત્યારે આર્ત ભારતના ભાગ્ય ભાસ્કર દયાનંદે પોતાની જીવનલીલા સંકેલી લીધી હતી. તેની સાથે ભગવાન ભાસ્કર પણ પોતાનાં તેજ-કિરણોને સંકેલી રહ્યો હતો. તમોમય મહાનિશા ઘોર અંધકારને પ્રસારી રહી હતી. તેની સાથે અજમેરની તાર ઑફિસથી દેશભરમાં ઋષિ નિર્વાણના નિરાશા, શોક અને ભયંકર વજ્રપાતના સંદેશાઓ ઘોરતમ કાજળ રાત્રિનો વિસ્તાર કરી રહ્યા હતા.

**પં. ગુરુદત્ત અને મૃત્યુનું દૃશ્ય :** ઋષિવર દયાનંદનું જીવન જેટલું દિવ્ય હતું તેટલું જ મૃત્યુ પણ પ્રેરણાદાયી હતું. પં. ગુરુદત્ત વિદ્યાર્થી લાહોરથી સ્વામીજીનાં દર્શન માટે આવ્યા હતા. તે પાશ્ચાત્ય વિજ્ઞાનના વિદ્યાર્થીનો હજી ઈશ્વર વિશ્વાસ દૃઢ થયો ન હતો. પરંતુ તેમણે યોગીવર દયાનંદને શરીરની અસહ્ય વેદનાઓમાં પણ આનંદમગ્ન બનીને મૃત્યુનું સ્વાગત કરતા જોયા. આ દૃશ્યથી તેમની નાસ્તિકતાની શંકાઓનો ગઢ કડડભૂસ થઈને જમીનદોસ્ત બની ગયો. ઈશ્વર અવિશ્વાસના ફુરચા ઊડી ગયા અને અતૂટ ઈશ્વર વિશ્વાસ ઉત્પન્ન થઈ ગયો. તેઓ આસ્તિક બની ગયા. મહર્ષિના મૃત્યુના દૃશ્યે એક નાસ્તિક વિદ્વાનને આસ્તિક બનાવી દીધા.

**અંત્યેષ્ટિની તૈયારી :** સં. ૧૯૪૦ કારતક સુદ ૧ બુધવાર (૩૧ ઓક્ટોબર, ૧૮૮૩ )ના સવારથી સ્વામીજીના પાર્થિવ શરીરની અંત્યેષ્ટિ ક્રિયા માટેની તૈયારી થવા માંડી. તેઓની પુણ્ય કાયાને વિધિવત્ સ્નાન કરાવીને ચંદન વગેરે સુગંધિત પદાર્થોનું લેપન કર્યું. લાકડાનું એક વિમાન-ડોલી તૈયાર કરી તેને પુષ્પ-પત્રોથી શણગારીને તેમાં શરીરને સ્થાપિત કર્યું. સ્વામીજીના મુખારવિંદનાં દર્શન કરવા અનેક લોકો એકત્ર થયા. આર્યજનોએ પવિત્ર શરીર સામે ઊભા રહીને અડધો કલાક સુધી વેદમંત્રોનો પાઠ કર્યો. ત્યાર બાદ ડોલીને આર્યપુરુષોએ ખભા પર ઉઠાવી.

**સ્મશાનયાત્રા :** સ્વામીજીની અર્થી–ડોલી સાથે અંતિમ યાત્રા ભિનાય કોઠીથી પ્રારંભ થઈ. સર્વપ્રથમ આગળ સ્વામીજીના સંન્યાસી શિષ્ય સ્વામી આત્માનંદ, રામાનંદ અને ગોપાલગિરિ મંત્ર પાઠ કરતા ચાલતા હતા. દેશભરમાંથી એકત્ર થયેલા આર્યપુરુષો અને નગરજનો સાથે ચાલી રહ્યા હતા. યાત્રા આગ્રા દરવાજા થઈને બજારો અને ચોકમાંથી પસાર થઈને નગરના દક્ષિણ ભાગમાં મલૂસર નામના સ્મશાનમાં પહોંચીને સમાપ્ત થઈ.

**અન્ત્યેષ્ટિ :** વેદી તૈયાર કરીને સ્વામીજીના પંચભૌતિક શરીરને તેના પર રાખવામાં આવ્યું. કાષ્ઠ ગોઠવીને ચંદન, કપૂર વગેરે સુગંધી દ્રવ્યોથી શરીરને ઢાંકવામાં આવ્યું. ત્યાર બાદ શિષ્ય આત્માનંદ અને રામાનંદે યથાવિધિ ગુરુની ચિતામાં અગ્ન્યાધાન



કર્યું અને સંસ્કારવિધિ-લિખિત વેદમંત્રો દ્વારા ઘૃતની આહુતિઓ અપાતી રહી. સ્વામીજીનું શરીર ભગવાન હુતાશનને સમર્પિત કરી દીધું. પરિવ્રાટ સમ્રાટ દયાનંદની યશસ્વિની કાયાને અગ્નિદેવતાએ તેનાં મૂળ તત્ત્વોમાં વિલીન કરી દીધી. તે સમયે સાંજના છ વાગ્યા હતા.

**અસ્થિવિકીર્ણ :** સ્વામીજીના અસ્થિઓનું ચયન કરીને આનાસાગરના કિનારે પુષ્કર રોડ પર સ્થિત શાહપુરાધીશ પ્રદત ઉદ્યાનમાં વેરી દેવામાં આવ્યા. મહર્ષિ દયાનંદની લૌકિક-લીલા સમાપ્ત થઈ, પરંતુ તેઓનું જીવન જીવંત-આલોક બનીને આજે પણ આપણી સમક્ષ પ્રકાશિત થઈ રહ્યું છે. ઋષિ દયાનંદ પોતાના યશ અને કીર્તિમય જીવન-સુમનમાં આજે પણ અમર છે. તેની સુગંધનો પમરાટ સદા સુવાસિત રહેશે.

## મહર્ષિ દયાનંદ સરસ્વતીનું સાહિત્ય–સર્જન

સ્વામીજીએ લગભગ સંવત ૧૯૩૦ પછી પોતાના વિચારો, મંતવ્યો, સિદ્ધાન્તો લિપિબદ્ધ કરવા માંડ્યા હતા. જે લગભગ દશ વર્ષના સમયગાળામાં તેઓએ બૃહદ્કાય ૧૫૦૦૦ પૃષ્ઠો જેટલું લખ્યું હતું. તેઓનું સાહિત્ય–ગ્રંથો વેદભાષ્યોથી લઈને સામાન્ય વ્યવહારોપયોગી સરળ ભાષામાં પણ થયેલ છે, જેની સૂચિ નિમ્ન છે :

(૧) સંધ્યા
(૨) પાખંડખંડન
(૩) અદ્વૈતમતખંડન
(૪) સત્યાર્થપ્રકાશ (પ્રથમ)
(૫) સત્યાર્થપ્રકાશ (દ્વિતીય)
(૬) સંધ્યોપાસનાદિ પંચમહાયજ્ઞવિધિ
(૭) પંચમહાયજ્ઞવિધિ (સંશોધિત)
(૮) વેદાન્તિધ્વાન્તનિવારણ
(૯) વેદવિરુદ્ધમતખંડન
(૧૦) શિક્ષાપત્રીધ્વાન્તનિવારણ
(૧૧) આર્યાભિવિનય
(૧૨) સંસ્કારવિધિ
(૧૩) સંસ્કારવિધિ (સંશોધિત)
(૧૪) વેદભાષ્ય (નમૂનાનો અંક)
(૧૫) ઋગ્વેદાદિભાષ્યભૂમિકા
(૧૬) ઋગ્વેદભાષ્ય (૭/૬૨/૨ સુધી)
(૧૭) યજુર્વેદભાષ્ય
(૧૮) આર્યોદ્દેશ્યરત્નમાળા
(૧૯) ભ્રાન્તિનિવારણ
(૨૦) અષ્ટાધ્યાયી ભાષ્ય (બે ભાગ)
(૨૧) સંસ્કૃતવાક્યપ્રબોધ
(૨૨) વ્યવહારભાનુ
(૨૩) ગોતમ-અહલ્યાની કથા
(૨૪) ભ્રમોચ્છેદન
(૨૫) ગોકરુણાનિધિ
(૨૬) વેદાંગપ્રકાશ (૧૪ ભાગ)
(૨૭) કાશી શાસ્ત્રાર્થ
(૨૮) હુગલી શાસ્ત્રાર્થ (પ્રતિમાપૂજનવિચાર)
(૨૯) સત્યધર્મવિચાર (ચાંદાપુર નો મેળો)
(૩૦) જલંધર શાસ્ત્રાર્થ
(૩૧) સત્યાસત્યવિવેક
(૩૨) ચતુર્વેદવિષયસૂચિ

• • •

# દયાનંદ સ્તવન

— દયાલ આર્ય

એ કોણ છે એવો ?
જાણે કોઈ જ્ઞાન ભૂખ્યો,
જાણે કોઈ અમૃત તરસ્યો,
જાણે સદાનો તપસ્વી.
એ કોણ છે એવો ?
મહર્ષિઓનો સહોદર ?
લોકવંદ્ય અને સર્વપૂજ્ય ?

એ ૠષિવર છે —
આર્યાવર્તનો અવધૂત,
ભારતનો ભડવીર,
ગુજરાતનો ઝંડાધારી,
સૌરાષ્ટ્રનો શાર્દૂલ,
ટંકારાના ટીંબાનો,
ડેમીના કાંઠાનો,
રિદ્ધિવન્તા મહાલયોનો;
કરશનજીનાં કુળનો,
ત્રિવેદી નુખનો,
વિરજાનંદના જ્ઞાન—ગર્ભમાં ઉછરેલો,
ભીષ્મની અડગ પ્રતિજ્ઞાથી પોષાયેલો,
હનુમાનની પાવન સેવાથી પંકાયેલો,
પરશુરામના ઉગ્ર તપથી તપેલો —
મહર્ષિ દયાનંદ સરસ્વતી.

એ અવધૂત છે અલખનો,
જોગંદર છે મોક્ષ ધામનો,
યોગ વારસ છે —
સનાતન યોગી કુળનો.
એ અનુજ છે —
સંસારના શ્રેષ્ઠ ૠષિઓનો.
એ પરિવ્રાટ સમ્રાટ છે —
પુરુષ પ્રવર, પ્રખર વીરવર
જગતનો ગુરુવર, ભારતનો નરવર
શેરે બબર, અડગ ગિરિવર
શીતલ સરવર, સદા સુખકર.
છતાં —
દેશ કાજે દુઃખ નોતરનાર
પરપીડા પ્રીછી પ્રજળનાર
દીન—દુઃખીઓનો જાણે દધીચિ.
મહર્ષિઓનો એ વંશજ છે.

વેદજ્ઞાનમાં એ બ્રહ્મર્ષિ
સમરમાં સુભટ ક્ષત્રિયવીર
નીતિમાનોમાં સુજ્ઞ વૈશ્યવર
જનસેવામાં પરમ શૂદ્ર
ચાતુર્વર્ણનો એ પુંજ છે.

આર્યાવર્તના ઉદય તરુના ધવલ અંકુરશો.
ભારતનાં ઉપવનમાં પ્રફુલતો પુષ્પશો.
ગિરિમાળાઓમાં શોભતો ઉત્તુંગ શિખરશો.
સરિતાઓને સમાવતો ઘૂઘવતા સાગરશો.
અટ્ટલ નક્ષત્રમાં ચમકતો ધ્રુવશો.
ક્ષીણ ગીર્વાણ ગિરાનો આધાર દંડશો.
મૃત આર્યસભ્યતાની સુધા શલાકાશો.
સુપ્ત સંસ્કૃતિને જગાડતો જ્વાળાશો.
લુપ્ત વેદવાણીને વદતો વિરાટ્ જિહ્વાશો.
શાસ્ત્રાર્થ સમરમાં ઉછળતો મે'રામણશો.
પાખંડનાં ઘેઘૂર વૃક્ષોને છેદવા —
છંછેડાયેલ હસ્તિશુંડશો.
પોપ પહાડોને ધણધણાવતો જ્વાળામુખશો.
અજ્ઞાન તિમિરને ભગાડતો ભવ્ય ભાસ્કરશો.

અનલ પર નીરશો, નીર પર સમીરશો
પહાડ પર વજ્રપાતશો, તિમિર પર તરણીશો
અસત્—અજ્ઞાન પર પ્રચંડ આદિત્યશો.
ઓ તપતપતા તપસ્વી —
તપ તારું કવચ છે.
સત્યના સદા સંગી—
સત્ય તારો મહામંત્ર છે.
સુદૃઢ વજ્રાંગ —
બ્રહ્મચર્ય તારું બળ છે.
સહનશીલતા તારી ત્વચા છે.
ધૈર્ય તારું ઓજ છે
ઓમ્ તારો ધ્વજ છે.

સત્યને શોધનારો
ૠતને જાણનારો
સત્યના અર્થને પામનારો
સત્યાર્થના પ્રકાશને પાથરનારો
'સત્યાર્થપ્રકાશ'નો રચનારો
સ્વરાજ્યનો મંત્ર આપનારો

બ્રહ્માંડમાં બ્રહ્મતેજને પ્રકટાવનારો
બ્રહ્મનું અમૃત પીરસનારો
પરમપિતાનું પીયૂષ પાનારો
પરમેશ્વરી પરમાનંદ વરસાવનારો



ઈશ્વરીયજ્ઞાનને પ્રબોધનારો
વેદભાષ્યને રચનારો
વેદાર્થને ઉચ્ચારનારો.
સનાતન સત્યના એ શબ્દો—
પ્રાચીનતાના પરમમંત્રો
નવામાં નવા તે —
જૂનામાં જૂના છે.

ઓ વેદઘેલા બ્રહ્મર્ષિ !
તારા સમૃદ્ધ જ્ઞાનભંડાર
ભર્યાભર્યા અને છલકતાં
અનન્ત આકાશનાં અન્તર્પટ
વીંધીને વિચરનાર
ભીતરને ઠલવનાર
અજ્ઞાન અને અંધકારમાં—
તું કિરણ વેદભાસ્કરનું —
અખંડ અને અડગ—
અવ્યય અને અપ્રમેય.

તારા હૈયે છે યજ્ઞકુંડનો હુતાશ
એ અગ્નિ નહીં, ઓ ગુરો !
પણ તે જ્ઞાન પ્રકાશનો પુંજ —
પથરાય છે આત્મ આત્મના
અમૃતદીપમાં.
બ્રહ્માંડમાં બ્રહ્મતેજ પ્રગટાવે છે
ભોગીને યોગી ઘડે છે
સ્વાર્થીને સમર્પણી બનાવે છે.
ઓ વેદ—દિવાકર ! તારા વેદ—જ્ઞાનથી
તારા શ્રુતિ ગાનથી, પથ્થરમાં પ્રાણ જાગ્યા,
હિન્દના જવાન જાગ્યા, ભારતની શાન જાગી
જાતિની જબાન જાગી, રાષ્ટ્રની રક્ષા જાગી
ધર્મની પિછાન લાગી, આત્મની ઓળખ જાગી.

ઓ મૃત્યુંજય અવધૂત !
વરસાવ્યાં તારા પર ધૂળ અને ઢેફાં,
રાખ અને રોડાં, ઈંટ અને પાણાં,
દેહે ઝીલ્યા તેં તલવારના ઝાટકા.
છતાં વરસાવ્યાં તેં —
ઓ કરુણાકર ! પ્રેમના ગંગાજળ.
ગટગટાવ્યા તેં ગરલના કટોરા
છતાં પાયા તેં
ઓ જ્ઞાનેશ્વર !
ઘૂંટ વેદામૃતના.

સર્વ સમર્પણી ઓ પરિવ્રાજક !
તુજ સમર્પણના આનંદમાં ઉલ્લાસ
તપના તારા વડા દાવાનળ
સળગે, હિંદ મૈયાના ઉદ્ધારમાં,
સળગતી મશાલ જેવા.
તુજ હૈયે પ્રકટે છે ઈશ પ્રસાદ
ઉરમાં આનંદ ઉછળે
વદન શશિએ સ્મિત રેખા રમે.
સંસારનાં દુઃખ ઉપાડી વિચરતા
હસ્તે મુખડે ઝીલનાર
મુખમંડલે શોભે સુધાકર.
ભીષણ કર્મયોગ ખેલતા
પામતી ચિત્ત પ્રસન્નતા
નયને શીતલ ચંદ્રિકા
ઉમંગ ઉર્મિઓ ઉછળે
તારા અન્તર આતમમાં.

ઓ યોગીન્દ્ર !
રાગ—દ્વેષનાં ઝંઝાનલથી પર
વિરોધી પ્રતિ પ્રેમીલો
શઠ પ્રતિ સત્ય બોધનાર
પાખંડ સામે લડનાર
ઘાતક સામે ક્ષમાવીર
દાઝ્યાનાં અંતરનો મલમ
ઘાયલના આત્માનો અમૃતૌષધિ
તું છે ધન્વન્તરિ.

ઓ મનુકૂળના મહાત્મન્ !
કાળ જૂનાં સત્યોને
પ્રકટાવવાં છે ને તારે
સિંહને શસ્ત્ર ન હોય
ન હતા તુજ નરકેસરીને.
ઓ કૃષ્ણસમ નિઃશસ્ત્ર સારથી
ખેડવા તારે મહાભારત સંસારના
આર્યાવર્તના પુનરુદ્ધારના.
ઓ આદિત્ય બ્રહ્મચારી !
ઓ એકલ ઝંડાધારી !
ઉઠાવ્યો તેં ઓમ્‌નો ઝંડો
રોપી "પાખંડ ખંડિની પતાકા"
હરદ્વારના કુંભ સમરમાં
ફૂંક્યો પાંચજન્યથી સિંધુડો
એ રણભેરીના નાદથી
ધરણી ધ્રૂજી, ડોલ્યાં શલ્યો,
ફાટ્યું સ્વર્ગ, ઉછળ્યો મહોદધિ,
સરિતામાં વારિ વમળ્યાં
સવિતામાં શુભ્ર ઉતર્યાં
ઝળહળતાં ઉરમાં ભર્ગ,

દેવોનું વહાલ ભરેલું
હિન્દ હતું હડધૂત
ગૌરવ ગરજાવી તેં
પ્રકટાવ્યાં પ્રાચીન અતીત
કાપી–કાપી પાખંડને,
તોડી–ફોડી પોપલીલાને,
સળગાવી શ્રુતિનો દીપ,
આંગણમાં રોપ્યો તેં
વેદોનો વિજયી યૂપ !

ઓ આચાર્ય કુલ કમલ દિવાકર !
ઓ શાસ્ત્રાર્થ સમરનાં શૂરા સેનાની !
કાશીના સ્થૂલ પૂજકોના ગઢમાં
શાસ્ત્રાર્થનાં સમરાંગણમાં
તને ડરાવવા–
ગુંડાઓના દળ ઉતર્યાં,
તને હરાવવા –
પંડિતોની પલટણ ચડી,
પણ એ શૃંગાલોની લાયરીમાં –
સિંહગર્જના હોય ક્યાંથી ?
એ કાગોના કલરવમાં–
ગરુડ ઘોષણા સંભળાય ક્યાંથી ?
એ દેડકાઓનાં ડ્રાંઉં–ડ્રાંઉંમાં –
શેષનાગનો ફુત્કાર મળે ક્યાંથી ?
તું બન્યો વીર વનરાજ
તારી ડણકના પડઘાથી
હાંફી ગયા પોપગજો
નાસી ગયાં પાખંડી શૃગાલો.

ઓ ચૈતન્ય પૂજકના ચંદ !
જડ પથ્થર પૂજનના
અજ્ઞાન–અંધતમના
ઘોર કાજળ થરને
**'न तस्य प्रतिमा अस्ति'**ના
સળગાવી શ્રુતિના હુતાશમાં
ચેતન આણ સ્થાપવા
તેં કર્યું સત્યનું રાજ.
ધન્ય તારી હિંમત
શાસ્ત્રાર્થની તું કિંમત
વૈદિક કરી હકૂમત,
જય જય જ્યોતિ જ્વલંત
જય જય જગવંદ્ય :
આર્યત્વ જનક દયાનંદ.

ઓ ધર્મધર ! જાતિને જગાડનાર,
દેશને ઉદ્ધારનાર, પ્રેમ પીયૂષ પાનાર,
વીર ગાન ગાનાર, વેદ બંસી બજાવનાર.
ભારતની ભૂમિમાં લુપ્ત થઈ વેદ ધૂનિ
સંભળાઈ રહી –
ઈસુની ઈમાનદારી, આવાજ અજાનની.
ધર્માન્તર પામતી, વિધર્મી બનતી,
વટલી રહી – ઋષિઓની સંતાન,
વીરોની વારસદાર, ઈશ્વરપુત્ર આર્યજાતિ.

ઓ શુદ્ધિના મંત્રદાતા !
પ્રકટાવ્યો તેં પઠાણકોટમાં
શુદ્ધિનો યજ્ઞકુંડ
તે હુતાશમાં કૂદ્યો
પ્રથમ 'મોહંમદ ઉંમર'
કાંચન બનાવી કાઢ્યો તેં
નામ કીધું 'અલખધારી'.
સોતી કોમ જગાડી,
જાતિ રક્ષા પમાડી.
આન–બાન–શાન રાખી
માન અને ગૌરવ રાખ્યું.
પ્રાચીન આર્ય જાતિનું.

ખોલી નાખ્યાં બંધ દ્વાર
વૈદિક ધર્મનાં આર્યસમાજે,
ગાંધી મોહન–કસ્તુરબાનો
લાલ હરિલાલ
બન્યો અબ્દુલાખાન
ફરી કીધો હરિલાલ
ધન્ય ધન્ય આર્યસમાજ.

ઓ રાષ્ટ્ર પુરુષ !
દેશ દાઝથી દાઝે છે
છણછણતી તારી દેહલતા,
હૈયામાં સળગે છે હોળી,
નયને ભડભડે છે ભડકા
જ્વલંત અંગારા જેવાં છે લોચનિયાં
વદને વિરાજેલી છે વિષાદ છાયા.
કારણ ?
દેખા દે છે તને –
આર્યાવર્તની અવદશા
ભરતખંડની પરતંત્રતા
જંજીરોથી જકડાયેલી હિન્દમૈયા.

ઓ ગુરો !
વિશ્વામિત્રને રામ મળ્યો
રાક્ષસોનો સંહાર કર્યો



રામરાજ્યને રમતું કર્યું.
ચાણક્યને 'ચંદ્રગુપ્ત' મળ્યો
અખંડ ભારતની આણ કીધી
સામ્રાજ્યની સ્થાપના કરી.
સમર્થ રામદાસને 'શિવા' મળ્યો
ઈસ્લામનો આતંક ખાળ્યો
હિન્દુપદ પાદશાહીનો પાયો નાખ્યો.

ઓ માભોમના મશાલચી !
સ્વરાજ્યને સિદ્ધ કરવા,
ગુલામીની બેડીઓ તોડવા,
આઝાદીને ઓળવવા,
સ્વાતંત્ર્ય દેવીને ભેટવા,
યોગ્ય શિષ્યની શોધમાં,
ઘૂમી રહ્યો તું –
રાજસ્થાનની વીરભોમકામાં
ભમી રહ્યો તું –
એ વીર પ્રસવીનીમાં
ભટકી રહ્યો તું 'સાંગા' અને 'પ્રતાપ'ના વતનમાં.
ખોજી રહ્યો તું રામને
વિશ્વામિત્ર સમ ઋષિ દરવેશમાં.
ખોળી રહ્યો તું ચંદ્રગુપ્તને
ચાણક્ય સમ બ્રાહ્મ ભૂષામાં.
શોધી રહ્યો તું શિવાજીને
'સમર્થ ગુરુ' સમ ભગવી કંથામાં.

પરંતુ
અફસોસ !
એ મરુ ભૂમિના તાપથી
બળેલા વીરત્વમાં
રાખ પણ ન મળી તને
રામ–શિવા કે ચંદ્રગુપ્તની.
માતૃભૂમિને મુક્ત કરવા તને
ન મળ્યો કોઈ શિષ્ય જવાંમર્દ !
પરાધીનતા પિંજરે
આંસુ સારી રહી હિન્દમૈયા.

ઓ વિરાટ પુરુષ !
અફસોસ !
હા હન્ત ! મહા અફસોસ !
એ જ રજપૂતાનાની ધરતીએ
કીર્તિને કાલિમાનું કલંક લગાવી
તારો પ્રાણ લીધો.

ઓ બ્રહ્મધામવાસી !
વિશ્વપિતાની પુણ્ય કૃપાથી
અવતરણ થયું તુજ કર્મયોગીનું
પણ દ્વાપરની પૂતનાનું
હતું બાકી અન્તરનું વેર
તે લેવા કાજે જન્મી
બની 'નન્હી' નાગણને વેશ
તેના દૂષિત ડંખથી
જાણે આવ્યો તીવ્ર વિનાશ.
ઓ કૃપા સિન્ધો !
મરણતણી શય્યા પર તું
ક્ષમા–પ્રેમથી નાહ્યો છે.
બની ભીષ્મ સમ–
પંજર પર પડી તું
બ્રહ્મધામ ધાયો છે.
જ્ઞાનરશ્મિ સવિતા તું
વાદળ દળથી ઢંકાયો છે.
દિવ્ય દિવાળીના દિવસે તું
થયો જગતથી હાય ! વિદાય.
તને શોધવા હજી દિવાળી પર–
દીપ ઘર–ઘરમાં થાય.
ભલે ન જડશે પણ સાંભળીયે
અમે તારો અનુપમ સાદ
અમે ઈચ્છીએ તુજ દિલના
અમ દીન પર હો–
આશીર્વાદ.

ઓ ગુરુદેવ !
આ કાલું–ઘેલું સ્તવન
મુજ ઉરે ઉછળતી
શ્રદ્ધાનું 'શ્રાદ્ધ' છે.
મેરે પ્યારે ઋષિ !
હૃદયે રમતું 'તર્પણ' છે.
ઓ મારા દયાનંદ !
અન્તરે આળોટતું
તુજ ચરણોમાં 'અર્ધ્ય' છે.
બાકી ઋણ તો –
વારવાર નર જીવન પાવું
વારવાર બલિદાન ચઢાવું
ફિર ભી ઋષિવર !
ઋણ તેરા –
જાયે નહિ ચુકાયા
જાયે નહિ ચુકાયા
જાયે નહિ ચુકાયા.

★ ★ ★ ★ ★

# મહર્ષિ દયાનંદ ગાથા

**– દયાલ આર્ય**

○ અંધકાર
❒ ઘોર અંધકાર
○ અડાબિડ અંધકાર
❒ જુગ જૂનો અંધકાર
○ આર્યવર્તની અવનિ પર અંધકારના ઓળાઓ આળોટતા હતા.
❒ ભારત વર્ષમાં અવિદ્યાની મેઘલી રાત રાસડા લેતી હતી.
○ કાળનાં પડળ ઓઢીને ભરતખંડ ઘોર ધારણમાં ઘોરતો હતો.
❒ મા ભારતીનાં ભોળાં ભૂલકાંઓ ભ્રમણાની ભેખડોમાં ભટકતાં હતાં.
○ વેદ જ્ઞાનની સરિતા સૂકાઈને ઉજ્જડ બની હતી, તેના વેરાન ભેડામાંથી ભેંકાર રુદન નાચતું હતું.
❒ આર્ય ધર્મ વહેમ અને રૂઢિઓનાં ક્લેવરમાં કેદ પડ્યો હતો.
○ ધર્મનાં નામે લૂંટ અને દગલબાજીનાં સામ્રાજ્ય સ્થપાયાં હતાં.
❒ વિધવાઓનાં છાતીફાટ રુદનથી દિશાઓ ભેંકાર બની હતી.
○ બાળલગ્નનો પિશાચ ઘૂમરીઓ દેતો હતો.
❒ મા ભારતી પરાધીનતાના પિંજરમાં હૈયાફાટ આક્રંદ કરતી હતી.
○ હિંદમૈયા ધાર્મિક, સામાજિક અને રાજકીય ત્રિવિધ તાપે શેકાતી હતી.
❒ જાણે હિંદનો તેત્રીસ કોટિ માનવ સમુદાય મહાઆપત્તિના કાળમાંથી પસાર થતો હતો.
○ ભારતના સાગરમાં તાપ, સંતાપ અને વ્યાધિનાં મોજાંઓ ઊઠ્યાં.
❒ એ મોજાંઓ અથડાયાં સૌરાષ્ટ્રના કિનારે. ત્યારે ...
○ એ કેસરી સિંહોની ભૂમી સળવળી ઊઠી. જવાંમર્દોની ભોમકા જાગી ઊઠી.
❒ એના પગને પખાળતો મે'રામણ ઘૂઘવી ઊઠ્યો.
○ મા ભારતની કાંખમાં ગેલતું સૌરાષ્ટ્ર ઘૂઘવાટા કરવા માંડ્યું.
❒ સૌરાષ્ટ્રની એ ધીંગી ધરામાં, ટંકારાની પુણ્યભૂમિમાં.
○ સન્ ૧૮૨૫. કરસનજી તરવાડીને ત્યાં બાળક મૂળશંકરનો જન્મ થયો.
❒ માતા–પિતાએ લાડથી મૂળુને ઉછેર્યો. સંસ્કૃત અને શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો.
○ મૂળશંકર ચૌદ વર્ષનો થયો. શિવરાત્રીનું પર્વ આવ્યું.
❒ શંકરનાં દર્શન કરવા વ્રત રાખ્યું, પરંતુ ઉંદરોને લિંગ પર દોડતા જોયા.
○ મૂળુના મનમાં વિચારોનો નાટારંભ મંડાયો. શું આ શંકર જ ત્રિશૂળધારી દેવ છે ?
❒ શિવરાતે સાચા શિવનાં દર્શન માટે હડસેલો મારીને બેઠો કર્યો. બાલ મહાત્માનો આત્મા જાગી ઊઠ્યો.
○ સન ૧૮૩૭ બેનનું મૃત્યુ.
❒ મોત એટલે શું ?
હૈયામાં હલમલતી વિચારોની ઉથલ–પાથલ ઉફાણે ચડી.
○ સન્ ૧૮૩૮. વહાલા કાકાનું મૃત્યુ.
❒ શિવરાતે શિવદર્શનનો તણખો પેટાવ્યો, મોતની ઘટનાએ વૈરાગ્યની હવા ફૂંકવા માંડી.
○ મૃત્યુંજય બનવાની ચિનગારી જલી ઊઠી. બાલહૃદયમાં વૈરાગ્યનો હુતાશન ભભૂકી ઊઠ્યો.



સન્ ૧૮૪૪
ઘર છોડ્યું – ગામ છોડ્યું – જાગીર છોડી – મિલકત છોડી.
❒ માતા અને પિતા છોડ્યાં. ભાઈ અને બહેન છોડ્યાં.
○ માતા–પિતાના પ્રેમપિંજરનું બારણું ખુલ્લી ગયું.
પિંજરે પડેલો વનરાજ કેસરી નાસી છુટ્યો.
❒ રાજહંસ માનસરોવરના પથ પર ધસવા માંડ્યો, અરણ્યમાં અટવીઓને વિંધવા માંડ્યો.
○ વિઘ્નોને ફંગોળવા માંડ્યો, ગામોને ઓળંગવા માંડ્યો.
❒ સન્ ૧૮૪૪ મૂળશંકરમાંથી 'શુદ્ધ ચૈતન્ય' બન્યા.
○ સન્ ૧૮૪૫ સિદ્ધપુરમાં પિતાજીથી પકડાઈને ભાગી નીકળ્યો.
❒ સ્વામી પૂર્ણાનંદથી સંન્યાસની દીક્ષા લીધી. દયાનંદ નામને ધારણ કર્યું.
○ ફરી સાચા શિવના ખોળામાં ખુંદવા, મૃત્યુંજય બનવા, ગુરુની શોધમાં નીકળી પડ્યો.
❒ દયાનંદે ગુરુની શોધમાં – જુગ–જુગની ગાથાઓ ગાતા, ગગને ગેલ કરતા.
○ હિમાલયનાં ધવલ ગિરિશિખરો ખૂંદવા માંડ્યા, મેદાનો માપવા માંડ્યા.
❒ હિંસક પશુઓથી ઝઝુમવા માંડ્યું, અઘોર વનની ઝાડીમાં ઝંપલાવ્યું.
○ ગુફાઓને ખખડાવી, કંદરાઓને નિહાળી.
❒ નદીઓની રેતાળ પથારીમાં પોઢ્યાં, બરફ જામેલાં નદીઓનાં નીરને ઓળંગવાં માંડ્યાં.
○ રામની માફક ચૌદ વર્ષનો રઝળપાટ કર્યો, અનેક મહાત્માઓથી યોગને સિદ્ધ કર્યો.
❒ સન્ ૧૮૫૭. ભારતનો સ્વાતંત્ર્ય સંગ્રામ (સંગીત સાથે શિરજાવે તો જાવે– આઝાદી ઘર આવે).
○ ઝાંસીને 'લક્ષ્મી' જગાડતી હતી. કાનપુરને 'નાના' ચેતવતો હતો.
❒ દિલ્હીને જાળવવા 'જફર' મથતો હતો, 'કુંવરસિંહ' હાકલાં વગાડી રહ્યો હતો.
○ 'તાત્યાટોપે' પડછંદા ગજવતો હતો. 'મંગલપાંડે' મોતનો પહેલો મહેમાન હતો.
❒ ત્યારે રાજસ્થાનને કોણે જગાડ્યો ? દેશોદ્ધારનો યોદ્ધા દયાનંદે !
○ રજપુતાનાની મરુભૂમિમાં ક્રાંતિના પડછંદા કોણે ગજાવ્યા ? ક્રાંતિના અમર સેનાની દયાનંદે !
❒ નર્મદા કિનારાના ગામોને કોણે ઢંઢોળ્યા ? મા ભોમના મશાલચી દયાનંદે !
○ હિંદ મૈયાની મુક્તિના પાઠ કોણે ભણાવ્યા ? રાષ્ટ્રવીર દયાનંદે !
❒ કંપની સરકાર સામે કોણે ડણક દીધી ? સૌરાષ્ટ્રના સાદુળા સાવજ દયાનંદે !
○ ક્રાન્તિ નિષ્ફળ ગઈ. સંગ્રામ સૂનો પડ્યો.
❒ ફરી મૃત્યુંજય બનવા – નીકળી પડ્યા ગુરુની શોધમાં.
○ એ ફરી વળ્યા–આબુ અને ટેહરી.
❒ કેદારઘાટ અને રુદ્રપ્રયાગ. ગુપ્તકાશી અને ગૌરીકુંડ.
○ તુંગનાથ અને અલકનંદા. બદ્રિ-નારાયણ અને દ્રોણ સાગર.
❒ પરંતુ તેની જ્ઞાન ક્ષુધાને હિમાલયની ઠંડી ન બુઝાવી શકી. તેની જ્ઞાન પિપાસાને ગંગા અને નર્મદાનાં જળ ન છિપાવી શક્યાં.
○ સન્ ૧૮૫૯ મથુરામાં એક ગુરુ વિરજાનંદ મળ્યા.
❒ દયાનંદે વિદ્યાનો સાગર તરવા માંડ્યો. વેદજ્ઞાનની અમૃત સરિતામાં ડૂબકીઓ દેવા માંડી.
○ સન્ ૧૮૬૧. ગુરુ વિરજાનંદ પાસેથી વિદાય.
❒ ગુરુ દક્ષિણા આપી દેશોદ્ધારની, આર્યાવર્તના પુનરુદ્ધારની, વેદજ્ઞાનના ઉત્થાનની, આર્ષ ગ્રંથોના પ્રસારની.

❍ એ આર્ષજ્ઞાનના દિવ્યયૌદ્ધા દયાનંદે ! હાથમાં વેદનું ધનુષ્ય લીધું, તેમાં અડગ આત્મવિશ્વાસની પણછ બાંધી ખભે અદ્ભુત તર્કનાં તીરોનો ભાથો ઘાલ્યો, એ ઉતરી પડ્યા આર્યાવર્તનાં પટાંગણમાં.

❒ સન્ ૧૮૬૩. એ ઝંડાધારીએ ઝંપલાવ્યું કુંભના મેળામાં. ત્યાં રોપી 'પાખંડ ખંડિની' પતાકા.

❍ એ એકલીયા મહારથી દયાનંદે ! વેદ ધનુષનો ટંકાર કર્યો.

❒ ત્રણ રિપુદળો ઘસમસી ઊઠ્યાં. ખર, દૂષણ અને ત્રિશિરા ખળભળી ઊઠ્યા.

❍ તેમાં એક હતો પાશ્ચાત્ય કેળવણીનો, જે ભારતમાં અંગ્રેજિયતનું ઝેર ભરતો હતો.

❒ બીજો હતો વિદેશી–વિધર્મીઓનો, જે ઋષિપુત્રોને વટલાવતો હતો.

❍ ત્રીજો હતો હિન્દુધર્મની આંતરિક નબળાઈઓનો, જે ઈશ્વર પુત્ર આર્ય-જાતિને કોરતો હતો.

❒ એ ત્રણે રિપુદળો ડમરીઓ ઉડાડવા માંડ્યાં એને ફોજો ઉતારી મેદાને જંગમાં.

❍ એકલ દયાનંદે રામની માફક ઘુમવા માંડ્યું.

❒ દુશ્મનોના દળને – ખૂંદતા, તોડતા, પછાડતા, પરાસ્ત કરતા, નાશ કરતા ઝઝુમવા માંડ્યું.

❍ એ જ્ઞાનના જોગંદર દયાનંદે ! પંથ-વાદના પહાડોને હચમચાવવા માંડ્યા.

❒ હનુમાનજીની માફક ઉખેડવા માંડ્યાં. કડડભૂસ કરીને જમીનદોસ્ત કર્યા.

❍ એ અલખના અવધૂત દયાનંદે ! પૌરાણિકતાને હાકલ કરી.

❒ ધર્મનાં નામે ચાલતી દુકાનદારી જાય, ધર્મની ધૂર્તતા જાય.

❍ અંધશ્રદ્ધા અને અજ્ઞાન જાય, વહેમ અને રૂઢિ જાય.

❒ જંતર અને મંતર જાય, તંતર અને ફંતર જાય.

❍ જાદુ અને ટોણાં જાય જોગણીઓ અને મેલડીઓ જાય.

❒ બાકી રહે સાચું આર્યત્વ, દયાનંદને ખપતી હતી તેની પુનઃપ્રતિષ્ઠા.

❍ દેશોદ્ધારના યૌદ્ધા દયાનંદે !
એ વેદ ભાસ્કર દયાનંદે !
સૌરાષ્ટ્ર ભાનુ દયાનંદે !

❒ વેદ વિરુદ્ધ માર્ગે દોડતા સંસારને, ભ્રમણાની ભેખડોમાં ભટકતા ભારતને, હાકલ કરી – સબુર ! રુક જાવ !!

❍ પાછા વળો !
વેદ તરફ પાછા વળો !!!

❒ વેદ ભાષ્યોની રચના કરી સદીઓથી બંદ વેદના દરવાજા ખોલી નાખ્યા.

❍ અંધકારમાં અથડાતા જગતને વેદ ભાસ્કરનાં દર્શન કરાવ્યાં.

❒ એ એકેશ્વરવાદના અણનમ યોદ્ધા દયાનંદે ! પૌરાણિક ગઢના કાંગરાઓને ગોથલાવવા માંડ્યા.

❍ તેના દુર્ગમ દુર્ગના ફુરચા ઉડાડ્યા, તેની કિલ્લેબંધીના દરવાજા ખેડવી નાખ્યા.

❒ એ શાસ્ત્રાર્થ સમરના સેનાની દયાનંદે !

❍ શાસ્ત્રાર્થની સળગતી શમશેર વીંઝવા માંડી.

❒ તેના ચમકારા ઝબક્યા ભારતના ખૂણેખૂણામાં પૌરાણિકના અજેય ગઢ કાશીમાં.

❍ સન્ ૧૮૬૯ કાશીમાં મૂર્તિપૂજા સામે સિંધુડો ફૂંક્યો.

❒ કાશીના પંડિતોની ફોજ કૂચે ચડી. ધર્મયુદ્ધનાં સમરાંગણમાં માંડણું ભેગું થયું.

❍ એક બાજુ પંડિતોની પલટણ. બીજી બાજુ એકલ વેદ ધનુર્ધારી દયાનંદ.

❒ શાસ્ત્રાર્થનો સમરાંગણ મંડાણો. સામસામી વાણીની તલવારો તાલ લેવા માંડી.

❍ તર્કનાં તીરો વછૂટવા માંડ્યાં. દયાનંદે **'ન તસ્ય પ્રતિમા અસ્તિ'** નો વિજય વાવટો ફરકાવ્યો.



❒ સન્ ૧૮૭૫ આર્યસમાજની સ્થાપના.

❍ શિક્ષણક્ષેત્રે આર્યસમાજની મહાન સેવા. મેકોલે બ્રાન્ડના શિક્ષણને પડકાર ફેંક્યો.

❒ પ્રાચીન ગુરુકુળોના ગઢ ખડા કર્યા. ફરી નાલંદા અને તક્ષશીલાનાં દર્શન કરાવ્યાં, કન્યા કેળવણીના દ્વાર ખોલી નાખ્યાં, કન્યા ગુરુકુળોથી નારી ઉત્થાનનો યજ્ઞ આદર્યો.

❍ સામાજિક સુધારમાં ક્રાંતિનો જુવાળ પેટાવ્યો, અસ્પૃશ્યતા નિવારણની અલખ જગાવી.

❒ છૂઆછૂતનો ભૂત ભગાડ્યો દલિતોને દેવ બનાવ્યાં.

❍ ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામમાં, આર્ય-સમાજની ભેટ ક્રાંતિના અણનમ યોદ્ધા 'શ્યામજી કૃષ્ણ વર્મા'

❒ પંજાબ કેસરી નરવીર 'લાલા લજપતરાય' અમર હુતાત્મા 'સ્વામી શ્રદ્ધાનંદ'.

❍ દેવતા સ્વરૂપ 'ભાઈ પરમાનંદ' શહીદ સમ્રાટ 'સરદાર ભગતસિંહ', 'રામપ્રસાદ બિસ્મિલ', 'ચંદ્રશેખર આઝાદ'.

❒ સ્વાતંત્ર્ય વીર 'સાવરકર'. અનેક અનામીઓની વણથંભી વણઝાર.

❍ દયાનંદનું જીવન કાર્ય માત્ર નવ વરસનું તેમાં પ્રચાર અને ગ્રંથોનું નિર્માણ.

❒ અમર કૃતિ 'સત્યાર્થપ્રકાશ'. સ્વ-રાજ્યનો મંત્ર દાતા 'સત્યાર્થપ્રકાશ'.

❍ સન્ ૧૮૮૩ દયાનંદનું જોધપુરમાં આગમન.

❒ એ દેશભક્ત દયાનંદ ! એ ત્રિવિધક્રાંતિના જન્મદાતા દયાનંદ !

❍ એ વેદોદ્ધારક દયાનંદ !
એ વીર સંન્યાસી દયાનંદ !

❒ ખૂંચતા હતા શાહીવાદી બ્રિટનને, કઠતા હતા પંથવાદીઓને.

❍ ષડયંત્ર રચાયું. માનવતાના મશાલચીનો જાન લેવાનું.

❒ નન્હી ભક્તનનાં ઓઠા નીચે રસોયો જલ્લાદ બન્યો.

❍ સન્ ૧૮૮૩, ૨૯ સપ્ટેમ્બર.

❒ વિષ અપાયું. હળાહળ ઝેર અપાયું.

❍ ઘાતકને પૈસા આપ્યા
ક્ષમાવીર દયાનંદે !

❒ 'ક્ષમા વીરનું ભૂષણ છે'
સાર્થક કર્યું દયાનંદે !

❍ ૨૬ ઓક્ટોબર
અજમેર તરફ પ્રયાણ.

❒ ૩૦ ઓક્ટોબર
દિવ્ય દિવાળીનો દિવસ.

❍ ભારતનું ભાગ્ય અંધકારમાં આળોટવા માંડ્યું.
ભારતનો એ સિતારો આથમી ગયો.

❒ એ ઝળહળતું નક્ષત્ર આલોપ થયું. હિંદમૈયાનો પનોતો પુત્ર ચાલી નીકળ્યો.

❍ સત્ ધામનાં કેડે ડગલીઓ ભરવા માંડ્યો. પરમધામના પવિત્ર પંથે પડ્યો.

❒ જગતના ખૂણે–ખૂણામાંથી અવાજ ઊઠ્યો. અંજલિઓ પડી.

❍ અલખનો અવધૂત ગયો.

❒ મહાન ક્રાન્તિકારી દાર્શનિક ગયો. ભારત પુત્રોને ઢંઢોળતો ગયો.

❍ પાંચ હજાર વર્ષના અંધારા ઉલેચતો ગયો. સંસારના પટ પર અજવાળા રેલાવતો ગયો.

❒ આર્ય સંસ્કૃતિનો વિજય ડંકો વગાડતો ગયો. આર્યધર્મનો ઉજ્જ્વળ યશ વેરતો ગયો.

❒ પોતાનાં શરીરનું ખાતર પૂરતો ગયો, ભારતનો બગીચો મઘમઘતો કરતો ગયો.

❍ ઝેર પીને અમૃતનું દાન દેતો ગયો, દીપાવલીના જલતા દીપકોમાં રોશની પૂરતો ગયો.

❍ હે ઈશ્વર તેરી ઈચ્છા પૂર્ણ હો–એવો નાદ મૂકતો ગયો.

**(આકાશવાણી રાજકોટથી પ્રસારિત ઉભય સંવાદી રૂપક)**

★ ★ ★ ★ ★

## પુસ્સક વિસરણ દહયૅંગ પ્રતંન કરનંરંએંની દૂચિ

### રૂા. ૧૦,૦૦૦ નો સહયોગ કરનાર મહાનુભાવો

**શ્રી સંજયજી પાટડિયા,** ૩૦૧, સદ્‌ગુરૂ કોમ્પ્લેક્સ, રૈયા રોડ, રાજકોટ.

**માતા ઈશ્વરદેવીજી,** વાનપ્રસ્થ સાધક આશ્રમ, આર્યવન, રોજડ, જિ—સાબરકાંઠા.

### રૂા. ૫,૦૦૦ નો સહયોગ કરનાર મહાનુભાવો

**શ્રી રણસિંહજી,** દ્વારા ડૉ. સદ્‌ગુણા આર્યા, 'સમ્યક્', ગાંધીગ્રામ, જૂનાગઢ.

**શ્રી પ્રતાપજી,** વાનપ્રસ્થ સાધક આશ્રમ, આર્યવન, રોજડ, પો. સાગપુર, જિ. સાબરકાંઠા.

**શ્રી ધનજીભાઈ વાલજીભાઈ વેલાણી, સ્થાપક પ્રમુખ-આર્યવન,** વાનપ્રસ્થ સાધક આશ્રમ, આર્યવન, રોજડ, પો. સાગપુર, જિ. સાબરકાંઠા.

**વેદપ્રચાર સમિતિ,** આર્યસમાજ, હાથીખાના, રાજકોટ.

**શ્રી પ્રહ્‌લાદભાઈ ઠાકર,** મંગલમ્, મધુવન સોસાયટી ને. હા. નં. ૮, મોરબી-૩૬૩૬૪૨.

**માતા ગુલાબદેવીજી,** ભગવાન નિવાસ, ડી.બી.ઝેડ.એસ.-૮૬, ગાંધીધામ—૩૭૦૨૦૧.

**ડૉ. સદ્‌ગુણાબેન આર્યા,** 'સમ્યક્' પો. ગાંધીગ્રામ, જૂનાગઢ—૩૬૨૦૦૧.

**શ્રી અરજણભાઈ ક.વેલાણી,** ૨૦૧, 'શુભમ્' શોભનાનગર, વડોદરા. (૫૧૧૧/-)

**આર્યસમાજ,** રાજપર, તા, માંડવી, જિ. કચ્છ, હસ્તે શ્રી પચાણ હરજી વાડિયા.

**શ્રીમતી રતનબેન છગનભાઈ દેવશી વાડિયા,** રાજપર, જિ. કચ્છ.

**શ્રી મણિભાઈ પટેલ,** એ-૧૦૭, પ્રેમજીનગર, દોલતનગર રોડ, બોરીવલી, મુંબઈ-૬૬.

**શ્રી ડાહ્યાભાઈ નાકરાણી,** ૭૦૨, ગુરૂકૃપા, ગંગાવાડી, ઘાટકોપર, મુંબઈ-૮૬.

**શ્રીમતી રતનબેન ધરમશીભાઈ પટેલ,** ૪૭, ન્યૂ નાગરદાસ રોડ, અંધેરી, મુંબઈ-૬૯.

### રૂા. ૪,૦૦૦ નો સહયોગ કરનાર મહાનુભાવો

**શ્રી ધનજીભાઈ પારશિયા,** (કચ્છ—લુડવા) 54, Falmouth Gardens, Red Bridge, Ilford, Essex IG 4 5 JJ, England, U.K.

**ક.ક.પા. યુવક મંડળની** માથેરાન શિબિરના શિબિરાર્થીઓ.

### રૂા. ૩,૦૦૦ નો સહયોગ કરનાર મહાનુભાવો

**શ્રી ભરતભાઈ સંતોકી,** બાદનપર તા. જોડિયા જિ. જામનગર.

**શ્રીમતી વસંતબેન દયાલજી પરમાર,** 'પ્રણવ', ટંકારા, જિ. રાજકોટ—૩૬૩૬૪૦.

**વૈદ્ય શ્રી ભગવદ્‌દત્તજી હરિરામ ઠક્કર** ૬, નાલંદાનગર, કોલેજ રોડ, નડિયાદ.



**શ્રીમતી વિમળાબેન દેવશંકર જોશી,** વાનપ્રસ્થ સાધક આશ્રમ, આર્યવન, રોજડ.

**શ્રી પચાણ હરજી વાડિયા,** મુ. પો. રાજપર, તા. માંડવી, કચ્છ ભુજ.

**શ્રી પોપટભાઈ પ્રાગજીભાઈ ચૌહાણ,** આનંદ, ૪, કુંભારવાડી-રાજકોટ.

**માતુશ્રી ચંપાબેન છોટાલાલ અઢિયાના** સ્મરણાર્થે હસ્તે શ્રી હરેશભાઈ અઢિયા, આશ્રય ૧, સોમનાથ ૧૫૦, ફૂટ રિંગ રોડ, રાજકોટ.

**શ્રી દિનેશચંદ્ર કનૈયાલાલ શાહ,** ૧૧૯, રામેશ્વર પાર્ક, ને.હા.નં.-૮, ઓઢવ, અમદાવાદ.

**આર્યસમાજ,** ટંકારા, જિ. રાજકોટ—૩૬૩૬૪૦.

**શ્રી અમૃતલાલ મે. બુદ્ધદેવ** અનિલ મેડિસિન્સ, સાવસર પ્લોટ, શેરી નં.૭, મોરબી.

**શ્રી ગંગારામભાઈ કરસનભાઈ પોકાર** વિજય ફાર્મ, દહેગામ,જિ. ગાંધીનગર.

**શ્રી રતિભાઈ કરસનભાઈ પોકાર,** વિજય ફાર્મ, દહેગામ,જિ. ગાંધીનગર.

**આર્યસમાજ,** મહર્ષિ દયાનંદ માર્ગ, ખંભાળિયા દરવાજા બહાર, જામનગર.

**શ્રીમતી ઉષાજી મુન્શીરામ શર્મા,** ૧૩, આનંદ સોસા., મ.દ.માર્ગ, તરસાલી, વડોદરા.

**સ્વ. ચંપાબેન ર. ઠાકર** હસ્તે શ્રી પ્રવીણભાઈ ઠાકર, ૧, કિડવાઈનગર, એ-૬૬, રાજકોટ.

**શ્રી ગોવિંદભાઈ મેઘજીભાઈ પટેલ,** આનંદ, ઇન્દ્રપ્રસ્થ નગર શેરી નં.-૧, રાજકોટ.

**વિજયભાઈ ના. બોરીચા,** ૨, પ્રકાશ સોસાયટી, સત્યમ્, નિર્મલા સ્કૂલ સામે, રાજકોટ.

**આર્ય સમાજ,** મહર્ષિ દયાનંદ માર્ગ, પોરબંદર.

**આર્ય સમાજ,** ૪૪-૪૫, સરદારનગર, અંકુર સ્કૂલની પાછળ, ભાવનગર.

**સંત ઓધવરામ વૈદિક ગુરૂકુલ,** ભવાનીપુર, તા. અબડાસા, જિ. કચ્છ.

**શ્રીમતી ગંગાબેન ટપુભાઈ ટાંક,** ૧, ગોવર્ધન સોસાયટી, સૌરાષ્ટ્ર હાઈસ્કૂલ રોડ, રાજકોટ.

**સ્વ. જિતેન ઘનશ્યામભાઈ માણેક,** ૪, સરસ્વતી સોસા., નિર્મલા કોન્વેટ સ્કૂલ રોડ.

**શ્રી રણજીતસિંહજી પરમાર,** આર્ય ડેરી ફાર્મ, પટેલ બોર્ડિંગ રોડ, મવડી પ્લોટ, રાજકોટ.

**શ્રી પ્રફુલ્લભાઈ વોરા,** બી-૧૮૪, કૃષ્ણનગર, આદિનાથ નગર, વિ.-૨, અમદાવાદ.

**શ્રી ધર્મેશ આર્ય,** એ-૬/૪૦૩, ગોપાલ પાર્ક, રામ ચોક, ઘોડદોડ રોડ, સુરત.

**શ્રી વલ્લભભાઈ લાધાભાઈ હીરાણી,** વિવેકાનંદનગર-૩, કોઠારિયા રોડ, દેવપરા પાસે.

**દિગ્વિજય વેદજ્ઞાન ટ્રસ્ટ (ખરેડી)** ૩, ઢોલરિયાનગર, બંધ શેરી, ગાયત્રીનગર મેન રોડ, રાજકોટ.

**શ્રીમતી હીરાબેન ધનજીભાઈ વેલાણી,** (મગોડી લાટ), દહેગામ, જિ. ગાંધીનગર.

**શ્રીમતી લીલાબેન પ્રભુદાસ ધનજી વેલાણી,** ઘાટકોપર, મુંબઈ-૮૬.

**શ્રીમતી હેમલતાબેન મનસુખલાલ ધનજી વેલાણી,** ઘાટકોપર, મુંબઈ-૮૬.

**શ્રીમતી કંચનબેન હિંમતલાલ ધનજી વેલાણી,** મગોડીલાટ, હાલ મુંબઈ-૮૬.

